સંપાદિકાનાં અન્ય પુસ્તકો—

## રાસકુંજ આવૃત્તિ ત્રીજી

ભાગ પહેલો

કિંમત રૂ. ૩–૮–૦



## રાસકુંજની સરિગમ

પ્રસ્તાવના: સાક્ષરશ્રી. નરસિંહરાવ ભોળાનાથ

કિંમત રૂ. ૨)

શ. વિ. પાઠક : હી. રા. પાઠક

ગ્રંથસંચય



મળવાનું ઠેકાણું :

એન. એમ. ત્રિપાઠી લિમિટેડ,

બૂકસેલર્સ, પ્રિન્સેસ સ્ટ્રીટ,

મુંબઈ–૨.

# રાસકુંજ

## ભાગ બીજો




સંપાદિકા :

સૌ. શાન્તિ ચૂનીલાલ બરફીવાળા

પ્રસ્તાવના :

પ્રો. ડૉ. શ્રી. મંજુલાલ ર. મજમુદાર
એમ. એ; પીએચ.ડી; એલએલ. બી.

પરિચય–'ચારુ ફૂલદાની'

પ્રો. શ્રી. હીરાબહેન રા. પાઠક
એમ. એ; પી. એ.





મુખ્ય વિક્રેતા :

(૧) એન. એમ. ત્રિપાઠી લિમિટેડ,
બૂકસેલર્સ, પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબઈ–૨.

(૨) ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય,
ગાંધી રસ્તો, અમદાવાદ–૧.

કિંમત રૂ. ૫]

પ્રસિદ્ધ કર્તા :
સૌ: શાન્તિ ચૂનીલાલ બરફીવાળા,
બરફીવાળા લૉજ, અન્ધેરી,
મુંબઈ—૫૮.

આવૃત્તિ પહેલી: પ્રત ૧૫૦૦ (૧૯૬૩)
(સંપાદિકા માટે રજીસ્ટર્ડ)

આશ્વિન ૨૦૧૯—ઓક્ટોબર ૧૯૬૩

કિંમત રૂ. ૫]

મુદ્રક: મુદ્રણાલય:
રસિકલાલ ગ. પટેલ,
લોકલ સેલ્ફ-ગવર્નમેન્ટ પ્રેસ,
જુહૂ લેન, અન્ધેરી,
મુંબઈ—૫૮.

## રાસકુંજ ભાગ પહેલો

આવૃત્તિ પ્રથમ (૧૯૨૮)

પ્રસ્તાવના: શ્રી. ન્હાનાલાલ કવિ

આવૃત્તિ બીજી (૧૯૩૪)

પ્રસ્તાવના: શ્રી. ઝવેરચંદ મેઘાણી

આવૃત્તિ ત્રીજી (૧૯૫૪)

પ્રસ્તાવના: પ્રો. શ્રી. મંજુલાલ ર. મજમુદાર

## રાસકુંજની સરિગમ

પ્રસ્તાવના: શ્રી. નરસિંહરાવ ભોળાનાથ



# અનુક્રમ





પ્રો. ડૉ. શ્રી. મંજુલાલ ર. મજમુદાર

## પ્રસ્તાવના

મૂળ 'ગરબો' શબ્દ કાવ્યવાચક નહોતો, પણ પાત્રવાચક હતો; અને છિદ્રવાળા ઘડાને 'ગરબો' કહે છે. વલ્લભભટ્ટના 'માએ સોનાનો ગરબો લીધો : કે રંગમાં રંગતાળી' વાળા ગરબામાં 'ગરબા' નો નિર્દેશ છે. નવરાતરમાં એવો ગરબો માથે લઈ અથવા વચમાં સ્થાપી, કૂંડાળું વળી, ગાવાનો રિવાજ અદ્યાપિ છે. તે ઉપરથી દેવીની સ્તુતિ અને પરાક્રમનાં નવરાતરમાં ગવાતાં ગીતોને પણ 'ગરબો' એ સંજ્ઞા મળી જણાય છે. પ્રથમ વલ્લભભટ્ટ મેવાડાએ 'ગરબો' લખ્યો. આ ગરબામાંથી ટૂંકી, એકત્રિત રસની 'ગરબી' પ્રગટી.

ગરબો

ગરબો ગીતવાચક શબ્દ બન્યો તે પહેલાં કેટકેટલી સાંસ્કૃતિક ભૂમિકા તેણે પસાર કરી તે જાણવું ઘણું રસપ્રદ છે. ચુંવાળમાં આવેલાં બહુચરાજીના અનન્ય ભકત વલ્લભ મેવાડાનું એક પદ આ સ્થૂલ ગરબાને વર્ણવે છે :

'રંગતાળી રંગતાળી રે, રંગમાં રંગતાળી.
માંહે અત્રીસ બત્રીસ જાળી રે, રંગમાં૦
માથે કનકનો ગરબો લીધો રે, રંગમાં૦
માંહે રત્નનો દીવડો કીધો રે, રંગમાં૦'

માટીના ઘડામાં જે છિદ્રો* પાડવામાં આવે છે તેને 'ગરબો કોરાવવો' કહે છે.

---

*સરખાવો, 'માધવાનલ કામકન્દલા પ્રબંધ' કવિ ગણપતિ કૃત, (સં. ૧૫૭૪):—
અંગ ૭: "કાતી માસિ કામિની, સહી સમાણી સનેહ:
ગાવા કારણઈ ગરબડી, હિયડઈ પાડઈ વેહ."

તથા, કવિ રત્નેશ્વર કૃત "રાધાકૃષ્ણના બાર માસ" (સં. ૧૭૪૩) :—
"નવરાત્રિ ગરબે રમે, ન ગમે: મારે મન ખેદ:
છેદ પડયા ગરબા જશા, મારે મન ત્યમ વેધ.
બાલકા પૂજે કાલિકા, શમી પૂજે લોક.
વિઠ્ઠલ વિના વિજ્યા કશી? મારે મન સૌ ફોક!"

કોરેલા ગરબાની મધ્યમાં દીવો મૂકાય છે એટલે ગરબાનાં શત છિદ્રોમાંથી અજવાળાં ઝરી જાય છે; છતાં માંહેલો અખંડ દીવડો હોલવાતો નથી—જાણે પ્રભુનો અખંડ-પ્રભાળો નભોદીપ! નાની કન્યકાઓ નવરાત્રિની પ્રત્યેક સંધ્યાએ માથા પર ઝળહળતા ગરબા ઉપાડીને ગાતી ગાતી ઘૂમે છે:

ગરબડિયો કોરાવો, ગરબે જાળીડા મેલાવો રે;
—ભાઈની રાણી, મ્હારે ગરબે રમવા આવો રે.
હું તે કેમ આવું? રાણા, રાતલડી અંધારી રે.
વગેરે

નવરાત્રિના કલશનો, દીપનાં અખંડ અજવાળાં ઝરતો 'ગરબો' થયો: એ ગરબો વચમાં રાખી, તેમાં કલ્પેલા શકિત—સ્વરૂપની પ્રદક્ષિણા સૌભાગ્યવતી-ઓએ કરી. મધ્યમાં રાખી પૂજેલો ગરબો ભકિતનો આવેશ વધતાં, માથે મૂકી ઘૂમવાની વૃત્તિ જાગી. પોતાની પૂજ્ય વસ્તુને આપણે માથે જ ચઢાવીએ છીએ ને! એટલે પ્રત્યેક સુંદરી પોતાનો ગરબો માથે સ્થાપી ગોળ ગોળ ઘૂમવા મંડી. પછી ભાવનો આવેશ વધતાં એ આવેશને પ્રગટ કરવાની તેમને સહજ-વૃત્તિ થઈ આવી. એટલે આવેશને પ્રગટ કરવાને સુંદરીના કંઠથી સૂર નીકળ્યા. એ સૂરને ભાષાએ મદદ કરી; પરંતુ તેટલેથી હૃદયનો આવેશ પૂરેપૂરો વ્યકત થઈ શકયો નહીં. સંગીત ગાતાં ગાતાં અને ગરબો માથે લઈ ઘૂમતાં ઘૂમતાં હાથ, પગ, નેત્ર, વાણી—બધુંયે નાચવા માંડયું: એટલે એ નૃત્યનો—ગરબાના ગીતનો—તાલ, ઘૂમવાની સાથે આપોઆપ ગોઠવાઈ ગયો; અને 'ગરબે રમવાની' આપણી ગુજરાતણોની પ્રિય રમત આમ શોધી કઢાઈ.

વલ્લભભટ્ટે 'ગાગરના ગરબા' માં જે વિરાટ ગરબાની ભવ્ય કલ્પના ગૂંથી છે, તેને હૃદયમાં ઉતારવી સહેલ નથી:—

'ગગન—મંડલ કરી ગાગરી રે મા,
સુંદર સકલ શોભા ભરી રે મા.

આપે ભવાની ઉમંગ—શું રે મા,
રાસ રમે મધ્ય રંગ—શું રે મા.
નવ ગ્રહોમાં સહુથી વડો રે મા,
આદિત્ય અખંડ કર્યો દીવડો રે મા.
જળહળ જ્યોત બિંબ ગોળ—શું રે મા,
ઊગ્યો શશી તે કલા સોળ—શું રે મા.'

આખા ગગનમંડળની, ખગોળની ગાગર બનાવી, મહીં આદિત્યનો દીવડો પ્રગટાવી, આવો ગરબો માથે મૂકી ઘૂમનારાં વિશ્વમોહિની પરમેશ્વરીનું ચિત્ર કયા ચિત્રકારની પીંછી દોરી શકશે?

આ ગગનમંડળની 'ગાગર'ની ભવ્ય કલ્પનાની પુરોગામી ગીતરચના ભાણદાસમાં મળે છે. 'ગરબો' તથા 'ગરબી'નો પ્રાચીનતમ પ્રયોગ તેમાં થયો છે.

'ગગનમંડળની ગાગર'ની 'ગરબી'નો રચના—બંધ 'દોહરાની દેશી'નો છે. દોહરાના પૂર્વાર્ધ પછી, 'ગુણ ગરબી રે' અને ઉત્તરાર્ધ પછી, 'ગાઉં ગુણ ગરબી રે'—એમ ધ્રુવપદ મૂકીને, આ ગીત બનેલું છે. એવા દોહરાનાં બે આખાં ચરણની એક ટૂંક બની છે:—

ગગન—મંડળની ગાગરડી, ગુણ ગરબી રે;
તેણિ રમિ ભવાની રાસ, ગાઉં ગુણ ગરબી રે.
દિનમણિ સૂર્યદીપક કર્યું, ગુણ ગરબી રે;
માંહિ ચંદ્રતણું પરકાસ, ગાઉં ગુણ ગરબી રે.

પૃથ્વી—પાત્ર ત્યાંહાં કોડિયું (ગુણ૦)
વાતી પર્વત મેર (ગાઉં૦)
સાતિ સાગર તેલિ ભર્યું, (ગુણ૦)
માંહિ મુગતાફલ ચૂ—ફેર (ગાઉં૦)

આદિશકિત અવિગત તણી (ગુણ૦)
રમિ રસાલુ રાસ; (ગાઉં૦)
ચૌદ લોક મોહ પામીઆ (ગુણ૦)
ઈમ કહિછિ ભાણદાસ. (ગાઉં૦)

આવા વિરાટ ગરબાને, કલ્પનાની આંખે નિહાળતાં, એ અખંડ બ્રહ્માંડનો રાસ આપણે જાણે નીરખી શકીએ છીએ; અને દૂરદૂરથી સંભળાય છે :

લોક લોક ગાજે ગભીર રસ તાળી;
કે વિરાટ આજ રમણે ચઢયો રે લોલ!

ગરબામાં ખરેખરી પ્રાસાદિકતા ઉતારનાર વલ્લભભટ્ટે, માથે ગરબો લઈ ને રમતાં જોગમાયાને જાણે નજરોનજર નિહાળ્યાં ન હોય એમ વર્ણવ્યાં છે; અને માજીના શણગારનું વર્ણન સુંદર ઉપમાઓ અને શબ્દરચનાઓને લીધે કોઈ મહાનદના પૂર સમી છોળો મારતું, વેગભર્યું અને ધસમસતું એમણે આલેખ્યું છે. એમનો 'શણગારનો ગરબો' ખૂબ રસિક છે. ગરબે રમતાં બહુચરાજી—એમનું વર્ણન વાંચતાં—નેત્ર સમીપ ખડાં થઈ જાય છે!

આમાં, ગુજરાતી કવિએ ગુજરાતણો જે પહેરે છે તે સોળે શણગાર અને પાંચે વસ્ત્ર માજીને સજાવ્યાં છે; કારણ કે જગતની એ જોગમાયા એટલે ગુજરાતણોની આદર્શ ગુજરાતણ. એ વસ્ત્રાભૂષણમાંથી ગુજરાતનું ગ્રામ્ય નારીત્વ મહેકી રહ્યું છે. જેમ જેમ ગરબો વધે છે તેમ તેમ ગરબાની ગતિ અને શબ્દોની ઝડઝમક પણ વધે છે:

નેણ કાજળ સાર્યાં તે રંગ રોળશું રે લોલ;
મંદ હાસ્ય કરે, મુખ ભર્યાં તંબોલશું રે લોલ.
ઠઠિ ઠાઠ આઠ આઠ, સખિ—સંગમાં રે લોલ;
બાળી બહુચરા કરે, કલ્લોલ રંગમાં રે લોલ.

કરે ગાન તાન, પાનપાત્ર હાથમાં રે લોલ;
ફરે રમક ઝમક ઠમક, સખી હાથમાં રે લોલ.
દંત ઘૂંઘટ ગ્રહી, રમે રસાળીઓ રે લોલ;
એક—એક—શું દે, હાથોહાથ તાળીઓ રે લોલ.
કેશપાશ કસી, વાળિયા અંબોડલા રે લોલ;
ફેર ફૂદડી ફરે, ને લે હંબોડલા રે લોલ.
એ અખંડ ખેલ ખેલે, આઈ બહુચરી રે લોલ;
ત્રણે દેવ લે ઓવારણાં ફરી ફરી રે લોલ.

'શકિતનું સત્ર 'નો લેખક* લખે છે: "દીપકના ગાનારા તો ગયા; પણ આજેય હજી ગરબાના દીપક ગાનારીઓ છે—એ ગુજરાત માટે ઓછા ગૌરવની વાત નથી. એ ગરબાધારી બાળાઓ એટલે લોકસંગીતની ગૌરવમૂર્તિઓ! આભના નવલખ તારાને જાણે કબજે કરી, તેમાંથી છિદ્રે છિદ્રે દીપધારા છોડતી, ગગનગોખને માથે હુલાવતી હિલોળતી, ગરવી ગુજરાતની કોડીલી કન્યાઓ જેણે જોઈ નથી તેણે ગુજરાતની અનોખી સંસ્કૃતિનું એક પાસું જ જોયું નથી! ગરબામાં તેજના, હૈયામાં આનંદના અને કંઠમાં ગાનના ફૂવારા ફૂટી રહ્યા હોય એવી કુમારીઓ અને કિશોરીઓનાં ટોળાં તો પૃથ્વી પરનાં ગતિમાન નક્ષત્રો જ જોઈ લ્યો! બે પૈસાની માટીમાંથી 'ગરબો' ઘડીને, ખરે પ્રજાપતિ કલાપતિ જ બન્યો ગણાય!"

ગરબે રમવાની ક્રિયા તથા ગરબે રમનારી સુંદરીઓ—એ બંને એકરૂપ થઈ ગયાં, અને બંને માટે 'ગરબો' એમ સંકેત આપણે રૂઢ કરી નાખ્યોં. જેમ દીપક ભર્યો ગરબો અને તે લઈ ઘૂમનારી સુંદરીઓનું વૃંદ એક જ શબ્દથી ઓળખાવા માંડયા; તેમ એ ગરબે રમનારી સુંદરીઓએ ફરતાં ફરતાં ગાયેલાં ગીત પણ

---

*શ્રી. ડાહ્યાભાઈ જાની, (પછીથી સ્વામી રમણાનંદ) નો લેખ 'શકિતનું સત્ર—નવરાત્ર': 'સૌરાષ્ટ્ર,' પૃ. ૧, અંક ૩.

'ગરબો' નામથી પ્રચાર પામ્યાં. આવા વિકાસ—ક્રમથી પાત્રવાચક 'ગરબો' કાવ્યવાચક બન્યો. પછી તો ગમે તે ગીત ગોળ ફરીને ગાવાને અનુકૂળ પડે તે પણ 'ગરબો' કહેવાયું.

શકિતની આરાધના માનવજાતમાં શકિત પ્રગટાવવા માટે છે. શકિતનું પ્રથમ લક્ષણ શૌર્ય, એટલે નિર્ભયતા છે. શકિતના આરાધનમાં 'ગરબા' એ ષોડશોપચારમાંનો નૃત્યગીતનો સંયુકત પ્રકાર છે. જેમ બંગાળે દુર્ગાપૂજા, દક્ષિણે ગણેશોત્સવ અને ઉત્તર હિંદે રામલીલાના ઉત્સવો સ્થાપ્યા છે, તેમ પશ્ચિમ હિંદના ગુજરાતને નવરાત્રના ગરબાનો ઉત્સવ સંસ્કૃતિના વારસામાં મળ્યો છે.

શરદઋતુમાં નવરાત્રમાં દેવીપૂજનના ગરબા ગવાય છે, તે વિજયાદશમી સુધી ચાલે છે. પછી શ્રીકૃષ્ણની રાસરમણાની શરદપૂનમ આવે છે. એટલે એક ઉત્સવમાં બીજો ઉત્સવ ભળી જાય છે, અને તેનો સુમેળ જામે છે. આમ થવાથી, ગરબે રમવાની રમત કૃષ્ણ અને ગોપીઓ પણ અપનાવે છે. 'ગાગરડી' નો ગરબો રચનાર ભાણદાસની 'વેણ—રાસ' ની ગરબીમાં પણ તેમણે 'કૃષ્ણગોપી રાસ'ને જ સંભાર્યો છે:—

એક સખી કહે બીજીને, સાંભળ સજની! વાત: વેણ વાજે છે૦
કોટિ કલાધર કાહાનજી, મોરલી ઉપર હાથ: વેણ વાજે છે૦

— — — — — —

જે ગાયે જે સાંભળે, તેહને હોયે વૈકુંઠવાસ: વેણ વાજે છે૦
ભાણદાસ—જન જાયે વારણે, જે નિશદિન નીરખું રાસ: વેણ વાજે છે૦

વલ્લભભટ્ટના જ સમકાલીન એવા સંખેડાના રામકૃષ્ણ કવિ—જેમણે સં. ૧૭૫૭ તથા સં. ૧૭૬૪ માં રચનાઓ કરી છે—તેમનો બધો ઝોક

કૃષ્ણભકિત પ્રત્યે છે. તેમના એક અપ્રસિદ્ધ ગુટકામાં વલ્લભભટ્ટના 'ગરબા'ને મળતી રચનાઓ મળી છે:—

કે ગરબો કોણે રે કોરાવ્યો?
કે વ્રજની નાર રે;
કે ગરબો ગોવિંદે કોરાવ્યો,
કે હું બલિહાર રે.
કે ગરબો શ્યામાજી શિર સોહે,
કે વ્રજની નાર રે;
કે ગરબો મોહનજી મન મોહે,
કે હું બલિહાર રે.
કે ગરબે મોતીની છે જાળી,
કે વ્રજની નાર રે;
કે ગરબે વશ કીધા વનમાળી,
કે હું બલિહાર રે.
કે ગરબે ઝમરખ દીવડા ઝળકે,
કે વ્રજની નાર રે;
કે ગરબે માધવજી મન લળકે,
કે હું બલિહાર રે.
કે ગરબે રામકૃષ્ણ રસ લાગ્યો,
કે વ્રજની નાર રે;
કે ગરબે ભવનો ભરમ ભાગ્યો,
કે હું બલિહાર રે.

દયારામભાઈના લોકપ્રસિદ્ધ ગરબામાં, વૃંદાવનના બંસીબટ ચોકમાં ગિરધર ગોવિંદ ગરબો જોવા આવ્યાનો ઉલ્લેખ છે:—

ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ,
રાધિકા રંગીલી અભિરામ,
વ્રીજવાસણી રે લોલ,
તાળી દેતાં વાગે ઝાંઝર ઝૂમખાં રે લોલ.

ગરબો જોવાને ગિરધર આવિયા રે લોલ,
મોહ્યા નીરખી શ્યામાનું સ્વરૂપ,
વ્રીજવાસણી રે લોલ.
તાળી દેતાં વાગે ઝાંઝર ઝૂમખાં રે લોલ.

દેવી અને કૃષ્ણભકિતનો આવો સુમેળ ગુજરાતમાં સદીઓ જૂનો છે. બહુચરીભકત વલ્લભભટ્ટે કૃષ્ણભકિતના ગરબા પણ રચ્યા છે, તેથી કંઈ અસામાન્ય બન્યું છે એમ માનવાની જરૂર નથી.

**લોકનૃત્ય અને ગરબા.**

વનવાસી પ્રજાનાં લોકનૃત્યોમાં નૃત્ય કદાચ પ્રાધાન્ય ભોગવે છે. એટલે એમાં, પ્રાચીન ઢાળના મહત્ત્વ કરતાં દોડતાં દોડતાં ફરીને મનનો આનંદ વ્યકત કરવામાં આવે છે. આ લોકનૃત્ય-પ્રસંગે ગવાતાં લોકગીતો, એ પ્રાચીન ઢાળના ગરબા નથી એ જાણી લેવું જરૂરનું છે.

કારણ કે ગરબામાં જોમ હોય છે ઢાળની હલકનું, ગાનાર તથા ઝીલનારના અવાજનું, અને એકસરખી તાળીનું. આવા અસલી ગરબામાં દોડતાં દોડતાં ફરવાનું નથી હોતું: એમાં એક પ્રકારનું ડોલન અથવા 'હીંચ' રહેલાં હોય છે. જૂના વખતમાં 'માઈક' નહોતાં, અને વાજિંત્રની મદદ લેવાતી નહિ, તો યે એ અવાજ, એ તાળીઓ અને એ જોમ ગરબામાં હતું.

લોકનૃત્યો જ્યારે શહેરના માણસો રજૂ કરે છે ત્યારે તેમાં ગામડાં જેવું જોસ આવી શકતું નથી. તેને કારણે તેઓ બાહ્ય રંગરાગ, આંજી નાખે તેવી અલંકારની સજાવટ અને બીજી ટાપટીપ પ્રત્યે વધુ ધ્યાન આપે છે; અને સ્વાભાવિકતાની ખોટ પૂરવાનો પ્રયત્ન કરે છે. ઉદયશંકર જેવા કલાકારોનાં નૃત્યવૃન્દો જૂનાં ગીતોને સંસ્કારીને, તેને કલાસિકલ સ્વાંગ આપી રજૂ કરે છે ત્યારે, જેમણે આ ગીતોને અસલી સ્વરૂપમાં સાંભળ્યાં, જોયાં નથી હોતાં તેમને, આ નવ-સંસ્કારેલાં દૃશ્ય—શ્રાવ્ય ગીતો જરૂર આનંદ આપી શકે છે. છતાં યે, આખર તો યે એ નૃત્યગીતો ફૂલનાં કુંડામાં ઊગાડેલાં Palm (ખજૂર) નાં ઝાડજેવાં ઠીંગણાં અને વામણાં જ રહે છે.

સાચી વાત તો એ છે કે શહેરના કલાકારોએ ગામડાંમાં જઈને પહેલાં ત્યાંના ઢાળ, રાગ, તાલ, હીંચ તથા સાથ આપતાં વાદ્યો તથા તેનું વૈવિધ્ય જાણી લેવું જોઈએ. ગામડાનો ગરબો પ્લુત અને દીર્ઘ સ્વરોમાં, અને નિરુત્સાહપ્રેરક લયમાં ગવાવો ન જોઈએ. શહેરની બહેનો તેમની ફીરતમાં, મુકત હાવભાવમાં, અને ગરબાનો ઢાળ તથા વેશભૂષામાં નયનરમ્ય રંગનું મિલન ખૂબ સુંદર રીતે રજૂ કરતાં હોવા છતાં, જ્યારે શહેરીપણાની સવિશેષ અસર તેમાં ઉપસી આવે છે ત્યારે, તેમનો ગરબો લોકનૃત્ય મટીને શિષ્ટ નૃત્ય બની જતું હોય એમ લાગે છે.

**શહેરોના ગરબા**

નવરાત્રિના ઉત્સવો શહેરો અને ગામડાં—બધા માટે હોય છે એ સાચું; પણ જે નૃત્ય વડે આ મહોત્સવ ઉજવાય છે તે લોકનૃત્યનું સ્વરૂપ છે તે ન ભૂલાવું જોઈએ. આ મહોત્સવ પ્રસંગે સ્ત્રીઓમાં ને પુરુષોમાં હાલ પણ, ગરબા માટે એક નૈસર્ગિક આવેશ હોય છે. આ આવેશને સહુ, પોતપોતાની રીતે, અને સાધનોની સગવડ પ્રમાણે તેને દૃશ્ય સ્વરૂપ આપે છે તે બરાબર છે. આજે નવરાત્ર મહોત્સવ શહેરની પોળોમાં અને શેરીઓમાં ઉજવાતો જોવામાં આવે છે. તેની પાછળ થોડી ઘણી ધાર્મિક ભાવના અને આનંદ તથા ઉત્સવની લાગણી હોય છે. પરંતુ કોઈ જગાએ તેનું કોઈ કલાત્મક સ્વરૂપ જોવામાં આવતું નથી. સૌ કોઈ મંડળી પોતાની દૃષ્ટિએ ફાવે તેમ કરતી, અને ફરતી રહે છે.

દયારામભાઈના લોકપ્રસિદ્ધ ગરબામાં, વૃંદાવનના બંસીબટ ચોકમાં ગિરધર ગોવિંદ ગરબો જોવા આવ્યાનો ઉલ્લેખ છે :—

ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ,
રાધિકા રંગીલી અભિરામ,
વ્રીજવાસણી રે લોલ,
તાળી દેતાં વાગે ઝાંઝર ઝૂમખાં રે લોલ.

ગરબો જોવાને ગિરધર આવિયા રે લોલ,
મોહ્યા નીરખી શ્યામાનું સ્વરૂપ,
વ્રીજવાસણી રે લોલ.
તાળી દેતાં વાગે ઝાંઝર ઝૂમખાં રે લોલ.

દેવી અને કૃષ્ણભક્તિનો આવો સુમેળ ગુજરાતમાં સદીઓ જૂનો છે. બહુચરીભક્ત વલ્લભભટ્ટે કૃષ્ણભક્તિના ગરબા પણ રચ્યા છે, તેથી કંઈ અસામાન્ય બન્યું છે એમ માનવાની જરૂર નથી.

**લોકનૃત્ય અને ગરબા.**

વનવાસી પ્રજાનાં લોકનૃત્યોમાં નૃત્ય કદાચ પ્રાધાન્ય ભોગવે છે. એટલે એમાં, પ્રાચીન ઢાળના મહત્ત્વ કરતાં દોડતાં દોડતાં ફરીને મનનો આનંદ વ્યકત કરવામાં આવે છે. આ લોકનૃત્ય-પ્રસંગે ગવાતાં લોકગીતો, એ પ્રાચીન ઢાળના ગરબા નથી એ જાણી લેવું જરૂરનું છે.

કારણ કે ગરબામાં જોમ હોય છે ઢાળની હલકનું, ગાનાર તથા ઝીલનારના અવાજનું, અને એકસરખી તાળીનું. આવા અસલી ગરબામાં દોડતાં દોડતાં ફરવાનું નથી હોતું: એમાં એક પ્રકારનું ડોલન અથવા 'હીંચ' રહેલાં હોય છે. જૂના વખતમાં 'માઈક' નહોતાં, અને વાજિંત્રની મદદ લેવાતી નહિ, તો યે એ અવાજ, એ તાળીઓ અને એ જોમ ગરબામાં હતું.

લોકનૃત્યો જ્યારે શહેરના માણસો રજૂ કરે છે ત્યારે તેમાં ગામડાં જેવું જોસ આવી શકતું નથી. તેને કારણે તેઓ બાહ્યરંગરાગ, આંજી નાખે તેવી અલંકારની સજાવટ અને બીજી ટાપટીપ પ્રત્યે વધુ ધ્યાન આપે છે; અને સ્વાભાવિકતાની ખોટ પૂરવાનો પ્રયત્ન કરે છે. ઉદયશંકર જેવા કલાકારોનાં નૃત્યવૃન્દો જૂનાં ગીતોને સંસ્કારીને, તેને કલાસિકલ સ્વાંગ આપી રજૂ કરે છે ત્યારે, જેમણે આ ગીતોને અસલી સ્વરૂપમાં સાંભળ્યાં, જોયાં નથી હોતાં તેમને, આ નવ-સંસ્કારેલાં દ્રશ્ય—શ્રાવ્ય ગીતો જરૂર આનંદ આપી શકે છે. છતાં યે, આખર તો યે એ નૃત્યગીતો ફૂલનાં કુંડામાં ઊગાડેલાં Palm (ખજૂર) નાં ઝાડજેવાં ઠીંગણાં અને વામણાં જ રહે છે.

સાચી વાત તો એ છે કે શહેરના કલાકારોએ ગામડાંમાં જઈને પહેલાં ત્યાંના ઢાળ, રાગ, તાલ, હીંચ તથા સાથ આપતાં વાદ્યો તથા તેનું વૈવિધ્ય જાણી લેવું જોઈએ. ગામડાનો ગરબો પ્લુત અને દીર્ઘ સ્વરોમાં, અને નિરૂત્સાહપ્રેરક લયમાં ગવાવો ન જોઈએ. શહેરની બહેનો તેમની ફીરતમાં, મુકત હાવભાવમાં, અને ગરબાનો ઢાળ તથા વેશભૂષામાં નયનરમ્ય રંગનું મિલન ખૂબ સુંદર રીતે રજૂ કરતાં હોવા છતાં, જ્યારે શહેરીપણાની સવિશેષ અસર તેમાં ઉપસી આવે છે ત્યારે, તેમનો ગરબો લોકનૃત્ય મટીને શિષ્ટ નૃત્ય બની જતું હોય એમ લાગે છે.

**શહેરોના ગરબા**

નવરાત્રિના ઉત્સવો શહેરો અને ગામડાં—બધા માટે હોય છે એ સાચું; પણ જે નૃત્ય વડે આ મહોત્સવ ઉજવાય છે તે લોકનૃત્યનું સ્વરૂપ છે તે ન ભૂલાવું જોઈએ. આ મહોત્સવ પ્રસંગે સ્ત્રીઓમાં ને પુરુષોમાં હાલ પણ, ગરબા માટે એક નૈસર્ગિક આવેશ હોય છે. આ આવેશને સહુ, પોતપોતાની રીતે, અને સાધનોની સગવડ પ્રમાણે તેને દ્રશ્ય સ્વરૂપ આપે છે તે બરાબર છે. આજે નવરાત્ર મહોત્સવ શહેરની પોળોમાં અને શેરીઓમાં ઉજવાતો જોવામાં આવે છે. તેની પાછળ થોડી ઘણી ધાર્મિક ભાવના અને આનંદ તથા ઉત્સવની લાગણી હોય છે. પરંતુ કોઈ જગાએ તેનું કોઈ કલાત્મક સ્વરૂપ જોવામાં આવતું નથી. સૌ કોઈ મંડળી પોતાની દ્રષ્ટિએ ફાવે તેમ કરતી, અને ફરતી રહે છે.

આ પ્રવૃત્તિને વધુ સારી દેખાડવા માટે શહેરના કેટલાક અધકચરા સંગીતકારો લોકનૃત્ય અને લોકસંગીતનું હાર્દ સમજ્યા વગર, સિને સંગીતના ઢાળ અને ગરબાઓ, અગર કોઈ તો રાગદારી ગરબાઓ એવી ગતિમાં ગાય છે કે ગરબા ગરબા રહેતા નથી. પરિણામે રાગમાં, ઢાળમાં, લયમાં, ચલનમાં, વેશભૂષામાં અને પાર્શ્વસંગીતમાં ક્યાંય સુમેળ દેખાતો નથી. એટલેજ ગુજરાતી દેશી સંગીતનો હૃદયમાં જે સાચો પડઘો પડવો જોઈએ તે પડતો નથી. શહેરોમાં સાચા લોકસંગીતનો આનંદ માણવો હોય તો ઉત્તમ કોટિની ગ્રામમંડળીને નગરમાં બોલાવવી જોઈએ, જેમની પાસેથી ગરબા તથા રાસ, અને તેનાં દેશી વાદ્યોની અસલીયત જાળવવાનું માર્ગદર્શન મળી શકે. (શ્રી. હરકાન્ત શુકલ).

**ગરબાની મોસમ**

આસો મહિનામાં માતાજીનાં 'નવરાત્ર' નો ઉત્સવ, પહેલાં જેમ આવતો તેમ આજે પણ દરવર્ષે આવે છે. છતાં તેની ઉજવણીની આડે, વર્તમાન રાજકીય તેમજ સામાજિક પરિસ્થિતિ અંતરાય લાવે છે એ હકીકત છે. આ જ દિવસોમાં, અથવા તેની આજુબાજુમાં બાળક તથા બાલિકાઓની લેવાતી પરીક્ષાઓની ચિંતા તેમનો ઉત્સાહ, ઉમંગ તથા આનંદને રૂંધી નાખે છે. આની અસર એકલાં કિશોર–કિશોરીપર પડતી નથી; પરંતુ શિક્ષણક્ષેત્રે કામ કરતાં તમામ સ્ત્રી-પુરૂષ, વિદ્યાર્થી વર્ગ અને તેમનાં માતાપિતા ઉપર પણ થતી જોવામાં આવે છે. આપણી ગુજરાત સરકાર આ ગુજરાતભરના ઉત્સવને પ્રજાકીય ઉત્સવ તરીકે સન્માનવા માટે પરીક્ષાનો સમય એક મહિનો પહેલાં, અગર એક મહિનો પછી, ગોઠવવાનું કરે તો ગરબાનું ગૌરવ પૂર્વવત ખીલતું રહે; અને સૌ કોઈ ખુલ્લે હૃદયે અને ખુલ્લા અવાજે રાસ-ખેલનાનો ઉમંગ જીવનમાં ભરી શકશે. કવિ ન્હાનાલાલે કહ્યું છે, તેમ આસોની 'રૂપલા રાતલડીમાં' જ 'ઊઘડે ઉરનાં બારણાં, હો બહેન!' એટલે આસો માસના અજવાળિયાં આવે છે ત્યારે જ ચારે બાજુ ગરબાની રંગત જામે છે. (ડૉ. સૌ. સુસ્મિતાબહેન મેઢ).

ગરબા માટે નવરાત્રિના દિવસો એ કોઈ શહેર કે ગામનો ઈજારો નથી; .ણ સારાયે ગુજરાતનો એ મહોત્સવ છે. નિરક્ષર અને સાક્ષર એવા બધા

માણસો તેમાં રસ લઈ શકે છે: એટલે ગરબા-મહોત્સવો ખુલ્લા પટાંગણમાં, જરૂર પડે તો જૂજ એવી ફી રાખીને પણ—જાહેર જનતા માટે, ખુલ્લી જગામાં રાખવામાં આવે તો ગરબાની સ્વાભાવિકતા જરૂર સચવાશે. રંગભૂમિનો મંચ તે માટે યોજવાથી, કૃત્રિમ પ્રવેશ અને કૃત્રિમ નિર્ગમની નાટકી યોજના કરવી પડે છે.

**ગરબાની સ્પર્ધાઓ**

વળી, હમણાં આપણે ત્યાં નવરાત્રિમાં ગરબાની સ્પર્ધાઓ યોજવામાં આવે છે; તેથી કિશોરીઓ અને યુવતીઓ એમાં રોકાઈ જાય છે. એટલે નવરાત્રિમાં પોળેપોળે, શેરીએ શેરીએ, ચકલે અને ચૌટે ગરબાની જે રમઝટ જમતી તેમાં સાહજિક આનંદની અભિવ્યકિત થતી, અને નાની મોટી દરેક ઉમરની બહેનો એનો આનંદ માણી શકતી તે શકય નથી બનતું. સ્પર્ધાઓ ભલે યોજાય; પણ એના દિવસો કાં તો નવરાત્રિ પહેલાં, અથવા કાર્તિકી પૂર્ણિમાની આસપાસ ખસેડાય તો રાસરમણાના દિવસોનો ઉમંગ અને ઉત્સવ સૌને માટે મુકત બને.

ગુજરાત રાજયની રચના થયા પહેલાં, ગુજરાત-સૌરાષ્ટ્રમાં ગરબાના મહોત્સવો નહોતા ઉજવાતા એમ નહિ; પણ આજે હવે રાજયનો આશ્રય અને પીઠબળ મળતાં, આ પ્રવૃત્તિ શહેરોમાં અને ગામડાંમાં વધુ સક્રિય અને સાકાર સ્વરૂપ લેવા લાગી છે. આવા મહોત્સવોએ જનતામાં રાસગરબા પ્રત્યે કુતૂહલભર્યો અનુરાગ વધાર્યો છે એટલું નહિ, પરંતુ તેના સ્વરૂપ, ગીત અને સંગીતમાં વિવિધતા અને નવીનતા રજૂ કરી છે. પરંતુ પરંપરાગત લોક કલાનું આજે એમાં શહેરીકરણ થવા માંડયું છે એમ લાગે છે. શહેરોમાં લોકકલા લોકપ્રિય બને તે ઈષ્ટ છે; પરંતુ તેમ થતાં તેનું અસલી હાર્દ હણાઈ ન જાય તે જોવું રહ્યું.

**વેશભૂષા**

ગરબામાં ફરતી વખતે કેવી વેશભૂષા હોવી જોઈએ, એ નવી પેઢીને મૂંઝવતો મહત્ત્વનો પ્રશ્ન બની રહે છે. જૂના ગરબામાં તો આછા સોનેરી રૂપેરી કિનારવાળા સાળુ, તથા તારા-ટપકીવાળા

ચળકતા સાળુ પર્યાપ્ત ગણાતા; અને ગરબાની આખી રાતસુધી એક જ વેશભૂષા ચાલુ રહેતી: બીજી રાતે ભલે સાળુનું સ્થાન લહેરિયું કે ચુંદડી લેતાં; પરંતુ નવા યુગમાં, એક ગરબો એક 'આઈટેમ' ગણાય છે: પચરંગી કાર્યક્રમમાંનો એ એક ગૌણ ભાગ બની રહે છે. તેથી, ગરબાની સજાવટ માટે ગીતના ભાવપ્રમાણે વેશભૂષા નક્કી કરાય છે. પરંતુ આ તો, એકલ અથવા બે ત્રણ, ખૂબ પ્રેકટીસ કરીને તૈયાર કરેલા એવા, મનોરંજનના 'આઈટેમ' ની, વાત થઈ.

શેરીઓનો ગરબો તો માઝમ રાત સુધી સર્વસામાન્ય વેશને પસંદ કરે છે. પગમાં ઝાંઝર એ સૌને માટે તાલસૂરના પૂરક તરીકે ધારણ કરવામાં આવે છે. વળી વેશભૂષામાં મારવાડી, ગુજરાતી, મણિપુરી, ગ્રામ્ય, આહિરી—એવી મિશ્ર અસર જોઈ શકાય છે. આ વૈવિધ્ય, સમજપૂર્વક દાખલ થયેલું હોય છે ત્યારે મનોહર લાગે છે.

પરંતુ વેશભૂષા માટે ગુજરાતને રાજસ્થાન કે પંજાબ પાસે જવાની જરૂર નથી. ગુજરાતની પછાત કોમોમાં વેશભૂષાનું વૈવિધ્ય ભરપૂર પડ્યું છે. ગરબાને અસલી સ્વરૂપમાં જાળવી રાખનાર ઘણી પછાત કોમો આપણે ત્યાં છે. વેશભૂષામાં ચમક, વિવિધતા ને રંગીનતા લાવવાં હોય તો કણબણનો ભાતભરેલો ચણિયો ને ઓઢણું ક્યાં નથી? ગ્રામજીવનની નૈસર્ગિક સરળતા જોઈતી હોય તો કોળી સ્ત્રીઓની સોનેરી પટાવાળી ઝીમી ક્યાં નથી? કુદરતી સૌંદર્યની પ્રગલ્ભતા લાવવી હોય તો મહેરાણીનો પહેરવેશ ક્યાં નથી?—પરંતુ આજે જે વર્ણસંકર વેશભૂષા અપનાવવામાં આવે છે તેથી આપણા દેશનું ખમીર અને કલા—બન્ને ખીલી શકતાં નથી. (શ્રી. હરકાન્ત શુકલ).

ગરબાનું મૂળ તત્ત્વ-જે દિલનો ઉલ્લાસ ને ઉમંગ-તે બહેનોમાં રહ્યાં નથી: એટલે વેશભૂષા વગેરેનો ખટાટોપ કરવો પડે છે; અને તેથી ગરબો ગાવા અને ઝીલવા કરતાં, આવી વસ્તુઓ પર જ ધ્યાન કેન્દ્રિત કરવામાં આવે છે. વસ્તુત: ગરબા માટે ચિત્રવિચિત્ર પોષાકની કશી જ જરૂર નથી. વિવિધ રંગની અને

વિવિધ ભાતની, 'સેંથલે સાળુની સોનલ સેર' બતાવતી કલામય સાડીઓ, સફેદ ચોખલિયાળી ભાતવાળી કાળી ચુંદડીઓ, નારીકુંજર કે નારીપોપટ ભાતવાળાં પટોળાં, અને નણંદ–ભોજાઈ વચ્ચે જેની લૂંટાલૂંટ ચાલે છે એવાં મનમોહક લહેરીયાં ધારણ કરવાથી, વિના ખર્ચે અથવા તો થોડાક ખર્ચે ગરબા નયન-મનોહર બની શકે છે.

પરંતુ દેખાદેખી ધારણ કરાતી વેશભૂષા કેટલીકવાર કઢંગી લાગે છે. કમર પર ખેસ બાંધ્યા જેવો દેખાવ કરીને બહેનો ગરબો ગાય ત્યારે કેવું લાગે? માથાપર ઊઢણ મૂકી હોય એમ, ઊંચો અંબોડો લઈ તેનાપર ગજરો બાંધીને, છાતી આગળનો ભાગ ઊઘાડો રાખી, ઓઢણીના બે છેડા હાથપરની બંગડી સાથે બાંધીને પરીનો દેખાવ કરીને આવે ને ગામડાની ગોરીનો ગરબો મુડદાલ અવાજે ગાય ત્યારે કેવું બેહૂદું લાગે?

કેટલીકવાર એકસરખા કપડાંનો આગ્રહ રાખવામાં આવે છે. પરંતુ જ્યારે એમ બધાં જ લાલ, પીળી, લીલી, ભૂરી કે સફેદ સાડીઓ પહેરીને આવે, અને બીજો એક પણ રંગ વચ્ચે ન દેખાય ત્યારે કેવું લાગે? રંગની એકતાનતા બહુ રોચક નથી જ લાગતી—સિવાય કે અમુક ઋતુ કે ઉત્સવને અનુસરીને ગીત ગવાતું હોય. સ્ટેજપર ગરબા ગાનાર બહેનો ઉપર લાલ, લીલા, ભૂરા, પીળા પ્રકાશ ફેંકવામાં આવે છેઃ તેમાં એકરંગી પહેરવેશ પસંદ કરવા છતાં, તેને વિવિધરંગી બતાવવાનો કૃત્રિમ પ્રયાસ દેખાઈ આવે છે. (જ્યોત્સ્ના બહેન શુકલ કૃત 'રંગતાળી,' પ્રસ્તાવના —૧૯૫૪).

શ્રીમતી જ્યોત્સ્નાબહેન શુકલ પોતાનો એક અનુભવ ટાંકે છેઃ—

"શાંતિ નિકેતનવાળા બાબુ ક્ષિતિમોહન સેન ઘણાં વર્ષો પર સુરત આવેલા. એમણે ગરબા સંભળાવવાનું કહ્યું: એ વખતે બપોરના બાર વાગ્યા હતા. બીજે દિવસે સવારમાં તો એ જવાના હતા. આગ્રહ એવો હતો કે ગરબા ગોઠવ્યા વિના છૂટકોજ નહોતો. એટલે એ જ રાતે અમારા ચોકમાં ગરબા ગોઠવાયા.

ચળકતા સાળુ પર્યાપ્ત ગણાતા; અને ગરબાની આખી રાતસુધી એક જ વેશભૂષા ચાલુ રહેતી: બીજી રાતે ભલે સાળુનું સ્થાન લહેરિયું કે ચુંદડી લેતાં; પરંતુ નવા યુગમાં, એક ગરબો એક 'આઈટેમ' ગણાય છે: પચરંગી કાર્યક્રમમાંનો એ એક ગૌણ ભાગ બની રહે છે. તેથી, ગરબાની સજાવટ માટે ગીતના ભાવપ્રમાણે વેશભૂષા નક્કી કરાય છે. પરંતુ આ તો, એકલ અથવા બે ત્રણ, ખૂબ પ્રેક્ટીસ કરીને તૈયાર કરેલા એવા, મનોરંજનના 'આઈટેમ' ની, વાત થઈ.

શેરીઓનો ગરબો તો માઝમ રાત સુધી સર્વસામાન્ય વેશને પસંદ કરે છે. પગમાં ઝાંઝર એ સૌને માટે તાલસૂરના પૂરક તરીકે ધારણ કરવામાં આવે છે. વળી વેશભૂપામાં મારવાડી, ગુજરાતી, મણિપુરી, ગ્રામ્ય, આહિરી—એવી મિશ્ર અસર જોઈ શકાય છે. આ વૈવિધ્ય, સમજપૂર્વક દાખલ થયેલું હોય છે ત્યારે મનોહર લાગે છે.

પરંતુ વેશભૂપા માટે ગુજરાતને રાજસ્થાન કે પંજાબ પાસે જવાની જરૂર નથી, ગુજરાતની પછાત કોમોમાં વેશભૂષાનું વૈવિધ્ય ભરપૂર પડ્યું છે. ગરબાને અસલી સ્વરૂપમાં જાળવી રાખનાર ઘણી પછાત કોમો આપણે ત્યાં છે. વેશભૂષામાં ચમક, વિવિધતા ને રંગીનતા લાવવાં હોય તો કણબણનો ભાતભરેલો ચણિયો ને ઓઢણું ક્યાં નથી? ગ્રામજીવનની નૈસર્ગિક સરળતા જોઈતી હોય તો કોળી સ્ત્રીઓની સોનેરી પટાવાળી ઝીમી ક્યાં નથી? કુદરતી સૌંદર્યની પ્રગલ્ભતા લાવવી હોય તો મહેરાણીનો પહેરવેશ ક્યાં નથી?—પરંતુ આજે જે વર્ણસંકર વેશભૂષા અપનાવવામાં આવે છે તેથી આપણા દેશનું ખમીર અને કલા—બન્ને ખીલી શકતાં નથી. (શ્રી. હરકાન્ત શુકલ).

ગરબાનું મૂળ તત્ત્વ-જે દિલનો ઉલ્લાસ ને ઉમંગ-તે બહેનોમાં રહ્યાં નથી: એટલે વેશભૂપા વગેરેનો ખટાટોપ કરવો પડે છે; અને તેથી ગરબો ગાવા અને ઝીલવા કરતાં, આવી વસ્તુઓ પર જ ધ્યાન કેન્દ્રિત કરવામાં આવે છે. વસ્તુત: ગરબા માટે ચિત્રવિચિત્ર પોપાકની કશી જ જરૂર નથી. વિવિધ રંગની અને

વિવિધ ભાતની, 'સેંથલે સાળુની સોનલ સેર' બતાવતી કલામય સાડીઓ, સફેદ ચોખલિયાળી ભાતવાળી કાળી ચુંદડીઓ, નારીકુંજર કે નારીપોપટ ભાતવાળાં પટોળાં, અને નણંદ—ભોજાઈ વચ્ચે જેની લૂંટાલૂંટ ચાલે છે એવાં મનમોહક લહેરીયાં ધારણ કરવાથી, વિના ખર્ચે અથવા તો થોડાક ખર્ચે ગરબા નયન-મનોહર બની શકે છે.

પરંતુ દેખાદેખી ધારણ કરાતી વેશભૂષા કેટલીકવાર કઢંગી લાગે છે. કમર પર ખેસ બાંધ્યા જેવો દેખાવ કરીને બહેનો ગરબો ગાય ત્યારે કેવું લાગે? માથાપર ઊઢણ મૂકી હોય એમ, ઊંચો અંબોડો લઈ તેનાપર ગજરો બાંધીને, છાતી આગળનો ભાગ ઊઘાડો રાખી, ઓઢણીના બે છેડા હાથપરની બંગડી સાથે બાંધીને પરીનો દેખાવ કરીને આવે ને ગામડાની ગોરીનો ગરબો મુડદાલ અવાજે ગાય ત્યારે કેવું બેહૂદું લાગે?

કેટલીકવાર એકસરખા કપડાંનો આગ્રહ રાખવામાં આવે છે. પરંતુ જયારે એમ બધાં જ લાલ, પીળી, લીલી, ભૂરી કે સફેદ સાડીઓ પહેરીને આવે, અને બીજો એક પણ રંગ વચ્ચે ન દેખાય ત્યારે કેવું લાગે? રંગની એકતાનતા બહુ રોચક નથી જ લાગતી—સિવાય કે અમુક ઋતુ કે ઉત્સવને અનુસરીને ગીત ગવાતું હોય. સ્ટેજપર ગરબા ગાનાર બહેનો ઉપર લાલ, લીલા, ભૂરા, પીળા પ્રકાશ ફેંકવામાં આવે છેઃ તેમાં એકરંગી પહેરવેશ પસંદ કરવા છતાં, તેને વિવિધરંગી બતાવવાનો કૃત્રિમ પ્રયાસ દેખાઈ આવે છે. (જ્યોત્સ્ના બહેન શુકલ કૃત 'રંગતાળી,' પ્રસ્તાવના —૧૯૫૪).

શ્રીમતી જ્યોત્સ્નાબહેન શુકલ પોતાનો એક અનુભવ ટાંકે છેઃ—

"શાંતિ નિકેતનવાળા બાબુ ક્ષિતિમોહન સેન ઘણાં વર્ષો પર સુરત આવેલા. એમણે ગરબા સંભળાવવાનું કહ્યું : એ વખતે બપોરના બાર વાગ્યા હતા. બીજે દિવસે સવારમાં તો એ જવાના હતા. આગ્રહ એવો હતો કે ગરબા ગોઠવ્યા વિના છૂટકોજ નહોતો. એટલે એ જ રાતે અમારા ચોકમાં ગરબા ગોઠવાયા.

મારા નાનાભાઈ મનુ ત્રિવેદીએ ચોકમાં ફૂલ-પાનનો કલામય શણગાર કર્યો. ગરબા ગાનાર યુવતીઓએ કશી મુશ્કેલી ન બતાવી : ટૂંકા સમય માટે ફરિયાદ ન કરી. હા, ના, આનાકાની કશું જ ન કર્યું. નહીં પ્રેક્ટિસ, નહીં વાજિંત્ર, નહીં કપડાં કે શણગારનો ઠઠેરો ; નહીં કયા ગરબા ગાઈશું ને કોણ ગાશે ને કોણ ઝીલશે, કોણ આવશે કે નહીં–તેની મુંઝવણ : જેમને કહ્યું એ બધાં જ આવ્યાં.

ગરબા એક પછી એક ગવાતા રહ્યા, ને રાતે નવવાગે શરૂ થયેલા ગરબા મધરાતે બે વાગે પૂરા થયા. એક એકથી ચઢિયાતો ગરબો ગવાય ને ઝીલાય. રાત ચઢે તેમ ગરબો ચગે; ને ગાનાર, ઝીલનાર ને સાંભળનાર—સૌ રસમાં તરબોળ થઈ જાય. ક્ષિતિ બાબુ મુગ્ધ ભાવે જોઈ ને સાંભળી રહ્યા : અને અંતે એમણે કહ્યું : "ગુરૂદેવ સાચું જ કહે છે, ગરબાની આ કલા બીજે કયાંય નથી!"

સુરતમાં અને ગુજરાતમાં બધે એવા ગરબા ગવાતા. આજે એ ગરબા ખોવાઈ ગયા છે. બધાં શહેરોમાં ગરબા શેરીઓમાંથી સ્ટેજ પર ગયા છે. એની સરળતા, સ્વાભાવિકતા, ગરબે રમવા માટેનો દિલનો ઉમંગ, આનંદ, ઉલ્લાસ—બધું અદૃશ્ય થયું છે : અને અર્થહીન તથા નાટકી આડંબર ઉમેરાયાં છે...ગરબા માટેનાં ખાસ કપડાં, ચિત્રવિચિત્ર પહેરવેશ, અને આભૂષણને લીધે ગરબા અતિઘણા ખર્ચાળ બન્યા છે. તેથી ગરબાનું કુદરતી લાલિત્ય નષ્ટ થયું છે.*

**'માઈક' નો ઉપયોગ**

અત્યારના ગરબામાં એક વિપરીત વસ્તુ ધ્યાન ખેંચે છે તે બહારથી ગવડાવવામાં આવતું ગીત : આથી ગરબે ફરનારી બહેનો તો અભિનય ઉપર જ ફક્ત ધ્યાન આપે છે. તેથી શબ્દ, સ્વર, તાલ અને અભિનયની જે સંવાદિતા પ્રગટ થવી જોઈએ તે થઈ શકતી નથી. રંગમંચ ઉપર ગરબે ફરતી બહેનો નિષ્પ્રાણ, ભાવહીન અભિનય કરતી કઠપૂતળીઓ જેવી લાગે છે. કદાચ મોટા શ્રોતાવર્ગને પહોંચી વળવા માઈકનો ઉપયોગ કરવો પડે. તો પણ, ગોઠવણી કંઈક એવી થવી જોઈએ કે જેથી ગરબે

---

* 'રંગતાળી' ની પ્રસ્તાવના, પૃષ્ઠ ૪ (૧૯૫૪).

ફરતી બહેનો જ ગાય, અને તેમનો જ સ્વર સંભળાય. પરંતુ બહારથી ગીત ગવડાવવાનું એક કારણ એ પણ હોઈ શકે કે અભિનયમાં ધમાલ અને ઝડપી ગતિ તરફ ઝોક હોવાથી, ગીત અને અભિનય બન્ને સાથે થઈ શકતાં નહિ હોય!

**અભિનય**

પરંતુ, કેટલાક અભિનય ચોક્કસ ભાવની અભિવ્યકિત કરતા હોય છે. આપણા ગુજરાત પ્રાંતની સમજ પ્રમાણે બે હાથ ભેગા કરી, જાકારો કરતી મુદ્રા, એક જાતનો છટકાર (તિરસ્કાર) નો ભાવ સૂચવે છે. અત્યારે આવી તાળી ફેંકવાની રીત, કોણ જાણે કેમ, બહુ લોકપ્રિય થતી દેખાય છે; અને જ્યારે આ અભિનય, કોઈ સુંદર ભાવ સાથે આવે છે ત્યારે તો તે બહુ વરવો જણાય છે. નવીનતાની ખાતર અપનાવાતી આવી લઢણો, વિચિત્ર અને રસભંગ કરનારી બને છે.

વળી નૃત્યની અસર નીચે જે કેટલાક અભિનય થાય છે તેમાં ધમાલ અને ધાંધલ દેખાય છે. તેમાં યે આવા અભિનયો બધી બહેનોના એક સરખા ન થાય ત્યારે તે બહુ બેડોળ લાગે છે. રંગપીઠ ઉપર ગરબા-મંડળીનો પ્રવેશ અને પ્રસ્થાન પણ, નવીનતા ખાતર, અર્થહીન અભિનયનું વૈવિધ્ય બતાવવા યોજાય છે. વૈવિધ્યનો અતિરેક, ગરબાની કલાને અંગ-કસરતના ખેલો તરફ ઘસડી જાય છે. (ડૉ. સૌ. સુસ્મિતાબહેન મેઢ).

**તાળીઓ**

ગરબામાં તાળીઓ ભાગ્યે જ સંભળાય છે. બે હથેલીઓ ભેગી કરવાનો માત્ર અભિનય જ થતો હોય એવું લાગે છે. 'માઈક' નો ઉપયોગ કર્યો હોય છતાં પણ ગવડાવનાર કે ઝીલનાર ટોળાંનો પણ અવાજ ભાગ્યે જ સંભળાય છે. અવાજ જ ન સંભળાય તો શબ્દો તો ક્યાંથી જ સમજાય? અધૂરામાં પૂરૂં, હાર્મોનિયમ જેવા વાદ્યનો સાથ રહ્યા સહ્યા ગરબાના માધુર્યને રોળી નાખે છે.

ગરબા એ નાટક નથી: ગરબા એ ચિત્રપટ નથી. ગરબા એ વ્યકિતગત સૌંદર્યનું કે શણગાર-વૈભવનું પ્રદર્શન નથી. ગરબા એ વ્યકિતગત હરિફાઈ, ચડસા-ચડસી નથી. પરંતુ ગરબા તો ગુજરાતણના જીવનની એક રાસરમણા

છે: તેના નિજાનંદની રમત છે. જીવનના કટુમીઠા ભાવને રમતાં રમતાં સંજીવની પાવાની પ્રક્રિયા છે.

અંતરની ઊર્મિઓનો ઉછળતો ઉલ્લાસ વ્યકત કરવા માટે ગરબા ગવાય છે: એટલે ગરબાનું પ્રાણતત્ત્વ-જે ઉલ્લાસ અને અદમ્ય આનંદ-તેની અભિવ્યકિત ગીત, અભિનય અને તાલદ્વારા થતી હોય છે. ગુજરાતના આ પ્રાચીન 'મંડલાકાર નૃત્ય'માં માર્દવ, લાલિત્ય, લય, અંગડોલન અને વેશભૂષાની સાથે, તળપદા દેશી સંગીતનો સુમેળ પણ સધાય છે. 'રાસ' મૂળે ગોપ લોકોનોજ ક્રીડાપ્રકાર છે. તેથી તેમાં ગીત અને નૃત્યનો સ્પષ્ટ આવીર્ભાવ થવો ઘટે છે; પરંતુ હમણાં જે રીતે શહેરોમાં ગરબા ગવાય છે તેમાં, વિવિધ અસરો મિશ્ર થયેલી જણાય છે. અત્યારે એના ગીતમાં તળપદા લોકઢાળ ઉપરાંત ફિલ્મી સંગીતની પણ અસર જણાય છે: ખાસ કરીને "હો......." નો પ્રયોગ કરવામાં આવે છે ત્યાં આવી અસર વરતાઈ આવે છે.

આ બધું શેરીના, ચોકના અને ચોકઠાના ગરબાને લાગુ પડતું નથી. પરંતુ જ્યારે ખૂબ ભાનપૂર્વક વૈવિધ્ય તથા નાવિન્યના મોહમાં ગરબાનું પ્રદર્શન કરવાનું હોય છે ત્યારે આવા 'પ્રેકટીસના ગરબા' રજૂ થાય છે. ગરબાનું અસલી નૂર તો કૃત્રિમ ખટાટોપ સિવાય, સરળ રીતે ઝીલાય અને ઝીલનારથી સમજાય તેવા ઢાળ તથા ભાવવાળા ગરબામાંજ પ્રગટ થયેલું જોવા મળે છે. રંગમંચ ઉપરના ગરબા ઘણીવાર આયાસસાધ્ય અને તેથી છુટ્ટાશ વગરના લાગે છે: તેનું કારણ આવું જ કંઈ હોય છે. ગરબામાં મોટામાં મોટી વસ્તુ ગરબાવૃન્દનું સહિયારૂં કામ — 'ટીમ વર્ક'— એ છે.

ગરબાના શબ્દોનું લાલિત્ય, તેના સુંદર સુસ્પષ્ટ ઉચ્ચાર, સુસંગત રીતે વહી-જતા અનુકૂલ રાગ, લય, ઢાળ: સાથે તાળીઓનો નાદ, કુદરતી કંઠ મધુરતાથી ઉપડતું અને ઝીલાતું ગાન: ઉપરાંત સુંદર અંગમરોડ—આ સર્વ ગુજરાતી ગરબાની સાંસ્કૃતિક વિશિષ્ટતા છે. આજના ગવાતા કહેવાતા ગરબામાં આ તત્ત્વોનું દર્શન થાય છે ખરૂં?

આજે ગવાતા ગરબાના શબ્દો કિલષ્ટ છે: ગાનાર ગવડાવનારના ઉચ્ચાર ભયંકર ખરાબ છે. રાગ, ઢાળની સુસંગતાનો અભાવ છે. ફિલ્મી ગીતો ઉપરથી લીધેલા રાગ હોય છે. તાળી સરખી રીતે પાડી શકાય એવા ઢાળ હોતા નથી. તેથી, તેને બદલે હાથના કઢંગા હાવભાવ અને બદસુરત નૃત્ય જોવા મળે છે. કંઠની મીઠાશ તો હોતી જ નથી. એક બે વ્યકિત ધ્વનિવર્ધક યંત્ર આગળ બેસીને ગાય છે: અને એ પણ કુદરતી અવાજ થી નહિ, પણ કૃત્રિય અવાજથી ગવડાવે છે. ઝીલનારાં ઝીલતાં નથી. અંગમરોડને બદલે તેમને બેહૂદું નૃત્ય જ કરવાનું હોય છે—આ પ્રમાણે ગરબાનાં બધાંજ આવશ્યક અને સુંદર તત્ત્વોનો હ્રાસ થતો હોય છે! ('આપણો ગરબો ખોવાયો'—સૌ. શારદાબહેન મહેતાનો લેખ, 'ગુજરાત સમાચાર,' ઘરઘરની જ્યોત. તા. ૨૭સપ્ટેમ્બર, ૬૦.)

**ગરબો ખોવાયો**

શ્રીમતી જ્યોત્સ્નાબહેન શુકલે 'ગુજરાતણનો ગરબો ખોવાયો' એ નામનો ગરબો રચ્યો છે.* પરંતુ એકલો ગરબો ખોવાયો નથી: એ અસલી 'ગરબાવાળી' પણ ધીમે ધીમે અદૃશ્ય થતી જાય છે! તેથી એમણે, 'કયાં ગયો રે પેલો મોરલીવાળો, ઉરના ઘુંઘટ ખોલી રે?'—એ પંકિતથી સૂચિત, એવો પ્રશ્નાર્થ પણ કર્યો છે:—

"કયાં ગઈ રે પેલી ગરબાવાળી, ગુજરાતણ ગુણવંતી રે?
ગરબાની રમનારી શોધું, શોધું ગરબા-ઘેલી રે!-કયાં ગઈ૦

---

* 'ગુજરાતણનો એક અનોખો, ગરબો ખોવાયો!
તાલ નથી, એ ચાલ નથી, ઉલ્લાસ નથી રમવાનો:
મુકત કંઠનાં ગાન નથી—એ ગરબો ખોવાયો!
રાગ નથી, ઉરભાવ નથી, આનંદ નથી થનગનતો:
તન્મયતાનો રંગ નથી—એ ગરબો ખોવાયો!
અંગ—અભિનયમાં રાચ્યાં ને ગરબો કરમાયો:
ઘર ઘર ફરતો, હૈયે રમતો,—એ ગરબો ખોવાયો!'
'રંગતાળી' ૧૯૫૪).

નગર-ભવનના ગરબા ભાળ્યા, નાટક જોઈ એ, થાકી રે:
ઉત્સવ જોયા શરદ વસંતે, ના દીઠી બલિહારી રે—ક્યાં ગઈ૦
વેશભૂષાના વિધવિધ લટકા, રંગ લપેડા ભારી રે:
અભિનય ચાળા ઢંગવિનાના,—એ નહીં ગરબાવાળી રે!—ક્યાં ગઈ૦
સૂર અભિનય, તાલ અભિનય, સૂરપેટી ભયકારી રે:
ગરબે દિલના તાર મળ્યા ના: પ્રફુલ્લતા પરવારી રે!—ક્યાં ગઈ."

સાચી ગુજરાતણનું ગરબા પ્રત્યેનું વલણ કંઈક આવું હોય છે:—

"મસ્ત બની ફરતી રમતી, એ ગરબે ઘુમવાવાળી:
રાત ચઢે તેમ રંગ ચઢે, એ ગરબાની બલિહારી—
સાંભળનારા થાકે, પણ ના થાકે ગરબાવાળી:
રંગભરી ગરબો ચગવે, ના ચૂકે દેતાં તાળી—
ઉલ્લાસે ગવડાવે, ને ઉલ્લાસે ઝીલવાવાળી:
અંગ ઉમંગ સમાયે નહીં, એ સાચી ગરબાવાળી—
ઓઢ્યું શું ને પહેર્યું શું, ના ચિંતા કરવાવાળી:
જાણ્યું રંગે રમવાનું છે, ઘેલી ગરબાવાળી—
ગરબો ગરબો શું કરો છો? ગરબા કોર્યા ચાર:
એક દીપક પ્રગટાવું તો, ચમકે બીજા ચાર!—મારો ગરબો રંગીલો."

**સાહ્યબાની શીખ**

'સૈયર મોરી! ગરબા કોર્યા ચાર જો: ગરબડીએ રમે રે તેવતેવડી રે લોલ'—એ લોકગીતમાંનો 'સાહ્યબો' પોતાની ગોરીને ગરબો ગાવા જાય છે ત્યારે કરડાગીમાં કહે છે કે:—

"ગોરી મોરી! આછા સાળુ ઓઢો જો:
પરબતડી ભીડો તો દીસો પાતળાં રે લોલ—

ગોરી મોરી! હળવે તાળી પાડો જો:
હાથડીઆ સમસમશે, ખાંભા દુખશે રે લોલ—
ગોરી મોરી! હળવે ફુદડી ફરજો જો:
ફેરડીઆ ચઢશે, ને થાશો આકળાં રે લોલ—
ગોરી મોરી! ઝીણે રાગે ગાજો જો:
જસોદાનો જીવણ જોવા આવશે રે લોલ—"

'જસોદાના જીવણ' ને મિષે, ગોરીનો પરણ્યો જ ગરબા સાંભળવા આવશે એવું એમાં સૂચન છે. આ 'સાસુબાની શીખ' માં જે અવળવાણીમાં કહેવાયું છે તે, જ્યોત્સનાબહેને સીધી સાદી ભાષામાં ગુજરાતણ બહેનને કહ્યું છે:—

"ભારે હાથે તે બહેન! તાળીઓ પાડજો:
તાળીઓની રીત ન્હોય આવી રે બહેન—
સરખી ગતિએ બહેન! પગલાં રે માંડજો;
લટકો કરશો તો તાળી ચૂકશો રે બહેન—
તાળી ચૂકશો તો બહેન! રંગભંગ થાશે:
રાસના લલિત રાગ તૂટશે રે બહેન—
ખુલ્લા અવાજે બહેન! ગરબો ગવાડજો:
ઉરના ઉલ્લાસભેર ઝીલજો રે બહેન—
પગનો ઠેકો દિયો તો, હળવેથી દેજો:
ધમ ધમ અવાજ ના કરશો રે બહેન—
નીચાં નમીને બહેન! તાળીઓ પાડજો:
રાસમાં સુરેખ રંગ પૂરજો રે બહેન—"

'ગુજરાતનો ગરબો ખોવાયો' એ પ્રકારની જે ફરિયાદ જ્યોત્સ્નાબહેને કરી છે તેવી જ, પણ વધુ જોરદાર ફરિયાદ સૌ. શારદાબહેન મહેતાએ

ગુજરાત સમાચાર : ઘરઘરની જ્યોત 'માં કરી હતી. પોતાની યુવાવસ્થામાં તેમની ગણના એક સરસ ગરબા ગવડાવનારમાં થતી. તેમની પુત્રી સ્વ. પ્રેમલીલા મહેતા પણ ગરબા ગવડાવવામાં અજોડ હતાં. આ રીતે ગરબાના ક્ષેત્રમાં બોલવાનાં તેઓ પૂરાં અધિકારી છે.

દરેક પ્રકારની લલિત કલા કાલક્રમે પલટા લેતી રહે છે: લોક-રુચિ પણ બદલાતી રહે છે: છતાં પ્રત્યેક લલિત કલાનો પાયાનો હેતુ કદી પણ વિસરાવો જોઈએ નહિ. જેટલું જૂનું એટલું ખરાબ, અને તેને બદલે નવીનતા લાવવાની ધગશમાં ગુજરાતણનો ગરબો ક્યાં ઘસડાતો જાય છે તે હકીકત ઊંચો જીવ કરાવે તેવી છે.

**રેડિયોપરના ગરબા**

રેડિયોમાં ગવાતા ગરબા અને રંગમંચ ઉપર રજૂ થતા ગરબા—એ બન્ને વચ્ચે ખૂબ જ તફાવત છે. રેડિયો પર સાંભળીને ગરબા સંબંધી કોઈપણ નિર્ણય કરી શકાય તો તે માત્ર સંગીત પૂરતો જ. સંગીતની દૃષ્ટિએ, વખતે, ગરબો સારો હોય; પણ તેમાં શબ્દને અનુરૂપ ગતિ ન હોય, ને ગતિને અનુરૂપ અભિનય ન હોય તો એ ગરબો ઉચ્ચકોટિનો બની શકતો નથી. 'ગરબા' માં હાથમાં મટુકી લઈને મટુકી ફેરવવાનો જે અભિનય હોય છે, તેમજ કોઈ ગરબામાં ફુદરડી ફરવાનો, તથા નીચે બેસી ચાલવાનો અભિનય આવે છે, તે રેડિઓ ઉપરના શ્રોતાઓને તો દેખાય જ નહિ; એટલે કે કાને સાંભળેલ વસ્તુ કરતાં આંખે જોયેલ વસ્તુ વધારે વિશ્વસનીય હોય છે. એવું જ રેડિયો પર સાંભળેલા ગરબાનું અને પ્રત્યક્ષ જોયેલા ગરબાનું છે.

**રેડીયોના ગરબા**

રેડિયો સુલભ થતાં, રેડિયો-સંગીતે ગરબો અપનાવવાનો પ્રયાસ આદર્યો: એમાંથી કંઈ આશા ઉપજી હતી; પરંતુ રેડિયો-સંગીતે તો ગુજરાતના ગરબાનું જ નહિ, પણ ગુજરાતની સ્ત્રીઓના તમામ સંગીતને હાનિ પહોચાડી છે. ગુજરાતી શબ્દોને બંગાળી લઢણ બેસતી આવતી જ નથી. તેમાં શબ્દ ઉપર ભાર ( accent ) મૂકવાની રસમ જ જુદી છે. કૃત્રિમ, અતિ ઊંચા સૂર કર્કશ અવાજથી રજૂ

થતાં, સંગીતની મીઠાશ તેથી મુદ્દલ સચવાતી નથી. અસ્પષ્ટ ઉચ્ચારથી શબ્દ સમજી શકાતા નથી. આમ રેડિયો પર સાંભળવા મળતા ગરબા, સુગમ સંગીત, શબ્દ અને સંગીત કહેવાય છે, પરંતુ એ દ્વારા સંગીતના ઉત્તમ હેતુ પાર પાડી શકાતા નથી.

નવા ગુજરાતી કવિઓની કૃતિઓને રેડિયો—સંગીત—નિયોજકો સંગીતમાં ઊતારે છે: પરંતુ આ કૃતિઓ સંગીતમાં ઊતારી શકાય એમ રચાઈજ હોતી નથી; પરંતુ તાણીતુશીને તેને સંગીતમાં બેસાડાય છે. પરિણામે એ કૃતિઓના શબ્દો તો જરા યે સમજાતા નથી.—જે એમની મુખ્ય ખૂબી. છે!

બિચારી રેડિયો પર ઘોષણા કરતી બહેનો ગરબાના ગુજરાતણોના ગૌરવનું ગુણગાન કરવાનો પ્રચાર કરતાં કરતાં, વારંવાર પાંચ છ વખત બોલે છે. 'ગુજરાતણ ગરબે ઘૂમે છે.': ભલા, કયા ગરબામાં ગુજરાતણ ગરબે ઘૂમી? એક દૃષ્ટાંત આપું છું: એક ગરબો રેડિયો પર ગવાયો. 'કાલિન્દીને કાંઠડે, મીઠી મીઠી વાંસળી વગાડનાર'—વગેરે લાંબી લાંબી ગરબાની કડી હતી. નહિ રાગનું ઠેકાણું, નહિ તાલનું કે અવાજનું ઠેકાણું: આ ગરબામાં તાળી પડે શી રીતે?—અને તાલબદ્ધ રીતે ઘૂમાય પણ કેવી રીતે? બીજું એક દૃષ્ટાંત: 'બેડું મારું નંદવાણું': 'બેડું' એ શબ્દ જ જેને બોલતાં ન આવડે: 'દીવડો વહેતો જાય'—માં 'દીવડો' શબ્દ જ બોલતાં ન આવડે...આમ અક્ષરોના ઉચ્ચાર જ ઉછરતી બહેનો બહુ કઢંગા અને વિકૃત કરે છે. ગુજરાતી બોલતાં અક્ષરના કૂદકડા શું કામ કરવા માંડે છે? બોલતાં શું કરવા ડરે છે? પરદેશી ઢબે શા માટે ઉચ્ચાર કરવા પડે છે?

તેમના કંઠમાં મીઠાશ કે જુસ્સો માલમ નથી પડતો. શબ્દોના અર્થો પણ બરોબર સમજીને ઉચ્ચારણ થતું નથી. કાવ્યોનો યતિભંગ તો સાવ સામાન્ય ચીજ થઈ પડી છે! તેમાં વળી કડીઓની વચ્ચે વચ્ચે 'ઓ, ઓ,' પુકારીને પ્રાણ-પોક પડે છે; અથવા 'આ, આ, આ' કરીને બેહૂદા સૂર કાઢે છે. આ પ્રકારના ગરબા—ગીતમાં તાળી સંભવિત જ કયાં હોય છે? આ તે ગરબો છે કે મશ્કરી? ('રેડિયો સંગીત—ગરબા': સૌ. શારદાબહેન મહેતા.)

રેડિયોપર રજૂ થતા તેમજ ચિત્રપટમાં ગૂંથી લીધેલા એવા ગરબાના

**ગરબાનું પાર્શ્વસંગીત.**

પાર્શ્વસંગીતમાં વાયોલીન, બેન્ઝો, કલેરિયોનેટ—જેવાં વિદેશી વાજિંત્રોનો સાથ લેવામાં આવે છે. કોઈ વાર તો શિષ્ટ સંગીતનું 'કોમળ' ગણાતું એવું સિતારનું વાદ્ય પણ ઉપયોગમાં લેવાય છે. લોકનૃત્ય અને સમૂહગાન માટે બધાં તદ્દન નકામાં છે એમ કહેવું જોઈએ. લોકનૃત્યમાં તો એકતારો, મંજિરા, ઝાંઝ, પાવો ને મૃદંગ અથવા ઢોલક, અગર તંતુવાદ્યનો વિશેષતાએ ઉપયોગ થવો જોઈએ. લોકનૃત્યમાં ઘૂઘરા પણ સહાયક વસ્તુ છે. ઘૂઘરા વગરના નૃત્યમાં , તાલબદ્ધ તાળીની મઝા મારી જાય છે. ઘૂઘરાના નાદથી પગની ઝડપ અને લયકારી વધે છે. તેટલું જ નહિ, પણ ગાનાર ભાઈ કે બહેન પોતે જ તાલબદ્ધતામાં તન્મય થઈ જાય છે. અને તેથી નૃત્યની મંદતાને સ્થાને તેની તરલતાને પુષ્ટિ મળે છે.

ગરબા સાથે, ગાનાર—ઝીલનારના અવાજને અને તાળીઓને પાછળ પાડી દે એવાં વાજિંત્રો પાર્શ્વ સંગીતમાં ન હોવાં જોઈએ. માત્ર તબલાંનો ધીમો તાલ હોય તો ચાલે. કવિ ન્હાનાલાલે 'ન્હાના ન્હાના રાસ' ની પ્રસ્તાવનામાં તેથીજ લખ્યું છે કે "કોઈ સુંદરી ધીમું ઢોલક બજાવતી હોય." વર્તમાન શહેરી ગરબાઓના કાર્યક્રમમાં હારમોનિયમ અને માઈક એ બે મળીને ગરબાને ગુંગળાવી નાખે છે! (શ્રી. હરકાન્ત શુકલ, 'ગુજરાત સમાચાર': તા. ૧૦-૯-૬૨)

ગરબામાં દીર્ઘ અને પ્લુત સ્વરો હોય, તેમાં રાગદારી હોય, અને આછા

**ગરબામાં શાસ્ત્રીય રાગચ્છાયા**

મંદ લયમાં તે ગવાતો હોય ત્યારે તો જાણે સંગીતની ખ્યાલ પદ્ધતિમાં કોઈ નવી ઢબે ગરબો ગવાતો હોય એમ લાગ્યા વગર રહેતું નથી. લોકઢાળોને સેંકડો વર્ષ થયાં લોકોના ગળામાં જે સ્થાન અપાયું છે એ ઢાળોમાં નવીન ભાવના ભલે આવે, નવા વિચારો ભલે ગૂંથાય, તેને માટે કશો વાંધો હોઈ શકે નહિ. પરંતુ જ્યારે જૂના ઢાળોને અવનવી રીતે રજૂ કરવાની હોંસમાં, તદ્દન નવા જ ઢાળ અને નવા જ સ્વરોથી લોકસંગીતનું આખું ખોળિયું જ બદલાઈ જતું હોય ત્યારે આવા ફેરફારો તેના આત્માને ઘાતક નીવડે છે. લોક-

ગીત પ્રત્યેનું મૂળભૂત આકર્ષણ એ બહારની ટાપટીપથી કે અટપટા અભિનયના અતિરેકથી નહિ, પણ ખરી તેની રમઝટમાં રહેલું છે. આમ-જનતા, સામાન્ય રીતે ગીતના તાલ અને લયમાંથી જ વધુ આનંદ અનુભવે છે.

લોકગીતોમાં સંપૂર્ણ રાગ હોતા નથી એ હકીકત છે. સંપૂર્ણ રાગ માટે ઓછામાં ઓછા પાંચસ્વર આવશ્યક છે. તો જ તેમાં આરોહ અને અવરોહને પૂરો અવકાશ રહી શકે છે. ઘણાં લોકગીતોમાં ચાર સ્વર હોય છે. તેથી તેમાં સ્થાયી અને અન્તરાનો પૂરો વિસ્તાર સહેજે શકય હોતો નથી. આ ત્રુટિ પૂરવાનો પ્રયાસ થતાં, ગીતમાંથી દેશીનું તત્ત્વ લુપ્ત થાય છે. શાસ્ત્રીય રાગની છાયા-વાળાં ગીતો ગરબા તરીકે ગવરાવવામાં આવે છે. ત્યારે એમાં ગતિ હોય છે, નર્તન હોય છે: બધુંજ હોય છે: પરંતુ એ ગરબો ગરબો નહિ પણ 'ચીજ' જેવો લાગે છે. ગરબાઓમાં ઘણેભાગે મહાડ, કાફી, પીલુ, ધનાશ્રી, કાલીંગડો અને સારંગનાં જુદાં જુદાં સંમિશ્રણ હોય છે. એવા શુદ્ધ સ્વરોની મિલાવટથીજ ગરબામાંથી મીઠાશ ટપકતી લાગે છે: પરંતુ તેને સંપૂર્ણ રાગ બનાવતાં અસલી દેશી સંગીત તેમાંથી અદૃશ્ય થાય છે.

શાસ્ત્રીય સંગીતમાં ગાયક ગીત રજૂ કરે છે: શ્રોતા સૂરની લહરીમાં ડોલવા માંડે છે: પરંતુ તેઓ પોતે સંગીતમાં સામેલ થઈ શકતા નથી. એમનો રસાનુભવ passive પ્રકારનો છે: ત્યારે ગરબા અને રાસ જેવા દેશી સંગીતમાં અનેક જણ સામેલ થાય છે; અને એ બધા મળીને ગરબો કે રાસ બને છે. દરેક પોતપોતાની મેળે તેમાં સક્રિય ભાગ લઈને આનંદ મેળવે છે, અને બીજાને આપે છે. રાસ અને ગરબાના આનંદો માણનાર ખુરસીપર બેસી, તાળીઓ પાડી, સંતોષ લેતા નથી; પરંતુ મોટાભાગના લોકો તેમાં ભાગ લે છે અને આ આનંદના સર્જનાત્મક ભોકતા બને છે.

ગરબાનું અન્તર્ગત નૃત્ય એકલી કસરત નથી; કારણ કે તેમ હોય તો તો આખી રાતની રાત સુધી ન થાકનાર સુંદરીવૃન્દ કયારનું યે ગરબો વિખેરીને જતું રહે. પરંતુ એ સ્થૂલ નૃત્યભેગો સૂક્ષ્મ ભાવનો ઊભરો પણ ભળેલો હોય

છે. એ ભાવના પ્રવાહમાં જ્યારે તાલબદ્ધ પગ, કેડ, હાથ, વગેરેનું નિયમિત હલનચલન થાય છે ત્યારે શરીરના દરેક અવયવ અને સન્ધિને ઉત્તેજના મળે છે. એ ઉત્સાહ આખા કલેવરમાં વ્યાપી રહે છે: અને તેથીજ સુંદરીઓમાંથી ગરબો ગાવાનો ઉત્સાહ એકદમ ઑસરી જતો નથી. આમ ગરબો ગાતાં ગરબામય થઈ જતી ગુજરાતણ રાસમાં સક્રિય ભાગ લેતી હોય છે: શાસ્ત્રીય સંગીતમાં આ શકય હોતું નથી: બીજી રીતે કહિયે તો, ઉસ્તાદી સંગીતમાં ગાનાર અને સાંભળનારનું દ્વૈત ચાલુ રહે છે: ગરબા સંગીતમાં તેમનું એક પ્રકારનું અદ્વૈત સધાય છે.

**ગરબે ગાવાનાં ગીતો**

ગરબે ગાનારી બહેનો ગાવા માટે જે ગીત પસંદ કરે છે તે આજને માટે બહુ મહત્ત્વની એવી ચિંતાજનક વસ્તુ બની છે. જૂની નરસિંહ મહેતાની, મીરાંની, ભાલણની, પ્રેમાનંદની, દયારામની, થોભણની, રાજેની, રઘુનાથદાસની કે ઋષિરાજની—એવી ગરબીઓના સંસ્કારથી નવી પેઢી સાવ વંચિત બનતી જાય છે. અર્વાચીનોમાંથી ન્હાનાલાલ, કેશવ શેઠ અને ગુજરાતી રંગભૂમિના રાસ જૂના લોકસંગીતની પરંપરામાંથી આવેલા હોવાથી, લોકગીતના શબ્દો તથા ઢાળવાળા તે હોય છે. તેનો પરિચય ઊવેખાતો જાય છે. શ્રી. મેઘાણી તથા શ્રી. રાયચુરા અને શ્રી. ગિજુભાઈના પ્રયાસોથી જૂનાં ગીતો ગ્રંથસ્થ થઈને સુલભ બન્યાં. અત્યર્વાચીનોના, પરંતુ પ્રાચીન ઢાળની સુગંધ લઈને આવતા, ગીત-ગરબા પણ આવકારપાત્ર બન્યા છે. અને રેડિયોએ એમનાં ગીતોનું પ્રસારણ કરવામાં સારી એવી સહાય કરી છે. આ પ્રકારે રઢિયાળા ઢાળ અને રસભરેલા શબ્દોવાળાં ગીતો સુલભ બનતાં હોવા છતાં, આજે તો તદ્દન અજાણી—ભલે પછી તેની રચનામાં તથા તેના ભાવનિદર્શનમાં તે classical ન હોય—તો પણ ગરબો ગાનારી બહેનો તેવાં સામાન્ય ગીતો લઈને આવે છે; અને પોતાના નાના વર્તુલમાં તે ગાઈ આનંદ કરે છે.

સૌ. શાન્તિબહેને આવાં ગીતોની 'કુંજ' રચી, ગુજરાતણ બહેનો ઉપર ખૂબ ઉપકાર કર્યો છે. એમના 'રાસકુંજ' ના પહેલા સંગ્રહની ત્રણ ત્રણ

આવૃત્તિઓ થઈ; અને બીજો ભાગ, લગભગ દસ વર્ષ પછી તેમણે તૈયાર કર્યો છે. તે તેમનો આ વિષય પ્રત્યેનો અંતરનો પ્રેમ વ્યકત કરે છે. જૂના વખતમાં "ચતુર સ્ત્રીવિલાસ મનોરંજક ગરબાવળી" નામે એક ગરબા ગરબી સંગ્રહ (અશુદ્ધિઓ હોવા છતાં) ખૂબ ઓછી કીંમતે બજારમાં મળતો હતો. અને તેથી શહેરોમાં તથા ગામડાંમાં બહેનો તે ખરીદીને પોતાની પાસે રાખતી. અને તે દ્વારા ગરબા સાહિત્યના સંસ્કારને જીવનમાં ઊતારતી અને જીવન્ત રાખતી.

**'ન્હાના ન્હાના રાસ'ની ગીત પરંપરા**

ન્હાનાલાલને વર્તમાન રાસયુગના પ્રવર્તક તરીકે સૌએ સ્વીકાર્યા છે. તેમની ગીત–પરંપરા તેમના જમાનામાં ચાલુ રહી તેનું કારણ કે તેમના 'ન્હાના ન્હાના રાસ'* સને ૧૯૧૦ માં (પહેલાં પચાસ અને પછી એંશી) પ્રગટ થયા: તેની સસ્તી અને સૌને પોસાય એવી કીંમતની આ ગરબાપોથી શાળાઓમાં શિક્ષણ આપતી શિક્ષિકાઓ-દ્વારા ઠીકઠીક પ્રચારમાં આવી શકી. સ્ત્રી શિક્ષણ પદ્ધતિ પાઠશાળાઓમાં આ રાસના અસલી ઢાળ બહેનો શીખી લેતી; અને તે પછી, પ્રત્યેક શાળામાં કન્યાઓને તાલીમ આપવાનું તેમને પ્રાપ્ત થતાં, એ કન્યાઓ દ્વારા જૂના ઢાળવાળા, છતાં નવીન ભાવના ભરેલા 'રાસ' ગામડે ગામડે પહોચાડવાનું કામ તેમને હાથે સધાયું. ન્હાનાલાલના શરૂના 'રાસ'ની આ યશકથા છે. 'શરૂના' કહેવાનો અર્થ એટલો કે એમના 'રાસ' નો બીજો ભાગ તેટલો લોકઝીલાતો બન્યો નથી એ હકીકત છે.

'સંગીત રત્નાકર' માં લાસ્યનૃત્યની પરંપરાનું વર્ણન આપ્યું છે તે આને બરાબર મળતું આવે છે: પાર્વતીએ લાસ્યનૃત્ય બાણપુત્રી ઉષાને શીખવ્યું. એ ઉષા અનિરુદ્ધને પરણીને દ્વારકામાં આવી. એટલે એણે દ્વારકાની સ્ત્રીઓને તે શીખવ્યું. દ્વારકાની ગોવાલણીઓ અને આહિરાણીઓએ સૌરાષ્ટ્ર દેશની

* 'રાસ' શબ્દથી કવિએ રાસ, ગરબો, ગરબી—એ બધા ગીત—પ્રકારો માટે એક વ્યાપક શબ્દની યોજના કરી: જેમાં ગરબે ગવાતાં તમામ ગીતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. તે પછી 'રાસ યુગ' બેઠો એમ કહી શકાય.

સ્ત્રીઓને તે શીખવ્યું. સૌરાષ્ટ્ર દેશની સ્ત્રીઓએ વિવિધ દેશની સ્ત્રીઓને તે શીખવ્યું. આમ પરંપરાથી પ્રાપ્ત થયેલું લાસ્યનૃત્ય લોકોમાં પ્રતિષ્ઠા પામ્યું.

'ન્હાના ન્હાના રાસ' પછી પ્રબળ અસર થઈ હોય તો તે બોટાદકરની 'રાસ-તરંગિણી'ની. તેમાં ગુજરાતના ગૃહ અને કુટુમ્બના સ્ત્રીજીવનનાં આદર્શ ચિત્રો તેમણે રજૂ કર્યાં. કવિની જેમ, એમણે પણ 'રાસ' શબ્દ વ્યાપક અર્થમાં યોજ્યો છે. 'રાસ લેવા' કે 'રાસડા લેવા' એટલે ગરબે ફરતાં જઈ ગીત ગાવાં—એ અર્થમાં જ 'રાસ' નો પ્રયોગ પછી તો ગુજરાતી ગીત-કવિઓએ કરવા માંડયો. સૌ. શાન્તિબહેને ૧૯૨૮ માં પ્રગટ કરેલ 'રાસકુંજ' ની પહેલી આવૃત્તિમાં "રાસનો વિસ્તીર્ણ અર્થ—ગરબે ફરી તાલબદ્ધ ગાઈ શકાય તે—લીધો છે."

૧૯૩૦ પછી ગુજરાતી કવિતામાં નવું પ્રસ્થાન શરૂ થયું—સુન્દરમ્ તથા ઉમાશંકરે, ઠાકોરશાહી અર્થગંભીર કવિતાની સાથે સાથે, કેટલાંક સુંદર અને સરળ ગીતો પણ આપ્યાં. આ અરસામાં 'રેડિયો' નો અભિનવો પ્રવેશ પ્રજાના સાંસ્કૃતિક જીવનમાં થયો. અને બધા કવિઓ ગમે તેવી ભારેખમ કવિતાઓ રચવા છતાં, રેડિયો માટે સુગમ સંગીત રચતા થઈ ગયા; અને તેના ફલરૂપે આ ગીત-કવિતા-દ્વારા જ તેઓ પ્રજા—અભિમુખ થઈ શકયા. રેડિયો દ્વારા મળતી પ્રસિદ્ધિ અને પ્રતિષ્ઠા તેમનું મુખ્ય આકર્ષણ બની રહી.

ગરબામાં લોકહૃદયને, તેમાં યે નર કરતાં નારીના હૃદયને, સ્પર્શ કરવાની જેટલી તેની વિશેષ શકિત તેટલી એ ગરબાની ફત્તેહ. ગુજરાતની કે જગત-ભરની સામાન્ય નારી એટલી બધી અભ્યાસપટુ કે વિચારપ્રધાન કદી બની શકવાની નથી. તેથી, તેમના અંતરમાં સહેજે ઊતરી જાય તેવા સરળ છતાં સનાતન એવા માનવભાવોનું ગુંફન, એ ભાવને અનુકૂલ એવા લોકઢાળમાં થાય તો તે 'ગીત' બહેનો હોંસે હોંસે યાદ રાખી લે છે. ગીતના શબ્દો, બને તેટલા તળપદા અને રોજ બોલાતી (લખાતી નહિ) ભાષાના હોય તો તેવું ગીત બહેનોને કંઠે સહેજે ચઢી જાય છે. ચોપડીમાં છપાવાથી નહિ પરંતુ બહેનોને

કંઠોપકંઠ જ તે પ્રચાર પામે છે. આજે પણ જુજ કેળવણી પામેલી બહેનો, ગીતની એકએક કડી અથવા 'બોલ' લઈને રોજનું ઘરકામ કરતાં કરતાં એ 'બોલ' ને ઘૂંટે છે, અને તેને પોતાનો બનાવી લે છે. આ પ્રમાણે ભાવુક બહેનોને મોઢે ચઢી જતાં આવાં આખાં ગીતો ચિરંજીવ નહિ તોપણ દીર્ઘજીવીપણાને તો અવશ્ય પામે છે.

વર્તમાન કવિઓનાં નવાં ગીતો, શાળા પાઠશાળામાં ચાલતી વાંચનમાળાઓ તથા સાહિત્ય—પરિચય કરાવનારાં પાઠ્યપુસ્તકો—દ્વારા જનતા—અભિમુખ થાય છે ખરાં; પરંતુ કેટલાકનો અનુભવ છે કે ગુજરાતીનો વિષય શિખવનાર સર્વ બહેનો અને ભાઈઓને આ ગીતોના ઢાળ પરિચિત હોતા નથી. તેથી માત્ર પાઠ્ય કવિતા તરીકે વિદ્યાર્થીઓ પાસે તે રજૂ થાય છે. પરિણામે 'ન્હાના ન્હાના રાસ' ને જે પ્રકારે પ્રસરવાની યોગ્ય તક મળી તેવી, નવીનોનાં ગીતોને મળતી નથી એ ખેદનો વિષય છે.

'રાસકુંજ' ભાગ પહેલાની રચનાથી આરંભી, સૌ. શાંતિબહેને (સને ૧૯૨૮, પહેલી આવૃત્તિ; ૧૯૩૪ બીજી સંવર્ધિત આવૃત્તિ; ૧૯૫૪ ત્રીજી સંવર્ધિત આવૃત્તિ)—તે નિમિત્તે ઉત્તરોત્તર ક્રમે વિકસતા જતા ગીતસંગ્રહમાં, તેમણે પ્રાચીન કવિતા તથા લોકગીતોની સાથે, અદ્યતન રાસ કવિતાનો પણ અન્તર્ભાવ સુરુચિ અને સુવિવેકથી તેમાં કર્યો છે: કારણકે આ કાર્ય માટે તે પૂરાં અધિકારી છે. પોતે એક સુંદર ગરબા ગાનાર ઉપરાંત, 'રાસકુંજ' ની 'સરિગમ' રચી શકે તેટલું સંગીત કૌશલ પણ ધરાવે છે.

૧૯૫૪ના પ્રકાશન પછી, લગભગ એક દસકા સુધી, શાંતિથી અને સ્વસ્થતાથી બહેનોની ગીત—રુચિનો તેમણે અભ્યાસ કર્યો: અને વિવિધ ગીતસંગ્રહોના પ્રકાશનોમાંથી તથા રેડિયો દ્વારા પ્રસારિત થતા સુગમ સંગીતના શ્રાવણમાંથી ગીતોનું માધુર્ય તથા તેની જુદી જુદી કક્ષાની લોકપ્રિયતાને તેમણે હૃદયમાં ઊતારી; અને એક નવી 'રાસકુંજ' રચવાની તેમને હોંસ થઈ. અને નવીન રાસ કવિતાનો દોર જ્યાંથી તેમણે મૂકી દીધો હતો ત્યાંથી પુનઃશ્ચ હરિ ૐ।

એમણે શરૂ કર્યું: તેના પરિણામ રૂપે "રાસકુંજ, ભાગ બીજો" આપણને આજે મળ્યો છે.

૧૯૩૦ પછીની અત્યર્વાચીન કવિતાના પ્રતિનિધિઓ—શ્રી. સુન્દરમ્ તથા શ્રી. ઉમાશંકર જોશી—એમણે, એમની બીજી કાવ્યરચનાઓની સાથે સાથે, પોતે ન્હાનપણથી ગ્રામજીવનથી પરિચિત હોવાને લીધે, પ્રાચીન લોકઢાળથી પ્રેરિત એવી હૃદયંગમ ગીત કવિતા પણ છુટ્ટે હાથે તેમણે આપી છે. એટલે જ નવી 'રાસકુંજ' નો આરંભ તેમનાં નવાં—એટલે કે 'રાસકુંજ, ભાગ પહેલા' માં આવી ગયેલાં હોય તે પછીનાં—ગીતોથી તેમણે કર્યો છે.

અહીં નોંધવું ઘટે છે કે આ ગીતસંગ્રહમાંનાં કેટલાંક ગીતોના ઢાળનો પ્રસાર 'રેડિયો'ના રીતસર પ્રસારણની સાહાય્ય તથા અનુકૂળતા મળવાને કારણે જ શકય બન્યો છે. રેડિયોપરથી પ્રસારિત થતાં બધાં ગીતો ગરબે ગાવા યોગ્ય હોય છે કે નહિ તે જુદો પ્રશ્ન છે. અહીં તો માત્ર આ ગીતોનો શ્રોતાઓને થતો પરિચય કઈ પ્રક્રિયાને આભારી છે એટલુંજ જણાવવાનો આશય છે. અવાર નવાર સાંભળવા મળતાં આ ગીતો જિજ્ઞાસુને જ્યારે જોઈયે ત્યારે બધી વીગત સાથે તથા શુદ્ધ સ્વરૂપે મળી શકે એ હેતુથી 'રાસકુંજ' નું આ પ્રકાશન ખૂબ આવકારપાત્ર છે. વર્ષોથી—લગભગ આખી જિંદગી માટે, પોતે સુરતનાં વતની હોવા છતાં, તળ ગુજરાતથી દૂર, મુંબઈ—અન્ધેરીમાં વસતાં હોવા છતાં, તેમણે ગુજરાતણ બહેનો માટે આ ઉપયોગી સંપાદન કર્યું છે તે માટે તેમને અભિનંદન ઘટે છે.

છેલ્લા દસકામાં જેમનાં ગીતો વિશેષ રૂપે સાંભળવા મળે છે તેવા ગીતકવિઓમાં સુંદરમ્, ઉમાશંકર, સ્નેહરશ્મિ, કરસનદાસ માણેક, ત્રિભુવન વ્યાસ, જયન્તી જોષી, રાજેન્દ્ર શાહ, અવિનાશ વ્યાસ, બાલમુકુન્દ દવે, હરીન્દ્ર દવે, મકરન્દ દવે, વેણીભાઈ પુરોહિત, નન્દકુમાર પાઠક, પ્રલ્હાદ પારેખ, ગોવિન્દભાઈ પટેલ, નિરંજન ભગત, ઈન્દુલાલ ગાંધી, સુરેશ ગાંધી, નિનુ મજમુદાર, જિતુભાઈ મહેતા, પિનાકિન્ ઠાકોર, રમણ કોઠારી, પ્રજારામ રાવળ, નાથાલાલ દવે, ઈન્દુકુમાર પારેખ, મહિપત શાહ—એમનો ફાળો ત્રણત્રણ, ચારચાર અને પાંચપાંચ ગીતો ઉપરાંતનો છે. તે ધ્યાનપાત્ર છે.

ત્યારે કેટલાક ગીત લેખકોની એક કે બે કૃતિઓ આ સંગ્રહમાં સ્થાન પામી છે. કારણ કે ગીતલેખન એમની વર્તમાન પ્રધાન પ્રવૃત્તિ જણાતી નથી. કિસ્મત કુરેશી, રમેશ જાની, 'કોલક,' દેશળજી પરમાર, રસિકલાલ પરીખ, શરદ જોષી, મૂળસુખલાલ દિવાન, હર્ષદરાય દેસાઈ, ચંદ્રકાંત ટોપીવાળા, જેઠાલાલ ત્રિવેદી, સુરેશ દલાલ, સુધીર દેસાઈ, હસિત બુચ, ચૈતન્યબાલા દીવેટિયા, હીરાબહેન પાઠક, સુરેશા મજમુદાર, એનીબહેન સરૈયા, છોટાલાલ થેકડી, 'જટિલ' 'અશોક'— વગેરેને આ 'રાસકુંજ' માં સ્થાન આપીને, સંગ્રાહિકાએ તેમનું ગૌરવ કર્યું છે એમ કહી શકાય.

આ ઉપરાંત વર્તમાન યુગના, છતાં વિદેહ થયેલા એવા ખબરદાર, બોટાદકર, મેઘાણી, રામનારાયણ પાઠક તથા શ્રીધરાણીનાં ગીતો તેમની પૂર્વ ખ્યાતિને યાદ કરાવવા માટે અહીં સંગ્રહ્યાં છે. આમ એકંદર સંગ્રહનો બે—તૃતીયાંશ ભાગ (૧૮૮ ગીત) નવીનોને આપ્યો છે.

સંપાદિકાએ મધ્યકાલીન ગીતપ્રત્યે ગુજરાતણોને અભિમુખ કરવા માટે નરસિંહ, મીરાં, ભાલણ, પ્રેમાનંદ, વલ્લભભટ્ટ, થોભણ, રઘુનાથદાસ, રાજે, દયારામ, પ્રીતમ, છોટમ, પ્રેમાનંદ સ્વામી, બ્રહ્માનંદ સ્વામી, શિવાનંદ, નાનો તથા મીઠો—એમનાં ગરબી—ગીતો તે પછી આપ્યાં છે. તેમના જ યુગનાં શોભામાજી (હરિદાસ) નો ગરબો અને તે પછી નર્મદ અને કવિ હંસરાજનું ગીત પણ આપ્યાં છે. આ વિભાગમાં બાર માસ, પંદર તિથિઓ, થાળગીત વગેરે લોકપ્રિય મધ્યકાલીન ગીતોનો ધ્યાન ખેંચે તેવો હિસ્સો છે.

છેવટનો ભાગ 'લોકગીતો' નો છે. એમાં ઘણાં સુપરિચિત ઢાળનાં સરળ ગીતો છે, જે બહેનો સહેજે કંઠસ્થ કરી લેશે તો તેમને ગરબે ફરતાં, 'શું ગાવું?' એવો પ્રશ્ન કરવાનો પ્રસંગ ઊભો થશે નહિ: આ લોકગીતોનો મુખ્ય ગુણ એ છે કે ગમે તેવા સ્ત્રી સમાજમાં એ ગવાય અને ઝીલાય તેવાં હોય છે.

કવિની કૃતિઓમાંથી કાળે કરીને લોકગીત સર્જાય છે: અને લોકગીતને

અપનાવી, કવિઓ તેમાંથી પોતાનાં નવાં ગીતો બનાવે છે—એ Process, એ પ્રક્રિયા અરસપરસ ચાલતી જ આવે છે: કવિ દયારામનો 'આઠ કુવા ને નવ વાવડી' નો ગરબો જૂના લોકગીત તરીકે તેમની પહેલાંની પોથીમાંથી મળી આવે છે: દયારામભાઈએ તેને પોતાના ઉપયોગમાં લઈ લીધો છે. વર્તમાન કાળમાં પણ, મારો જ દાખલો આપું: 'ચંદન તલાવડીને કાંઠડે' —એ ગરબો વડોદરા પ્રેમાનંદ સાહિત્ય સભાના શરદ ઉત્સવની પત્રિકામાં મારા નામ સાથે છપાયો હતો: છતાં બેચાર વર્ષ પછી જ અમદાવાદની એક ઉત્સવ-પત્રિકમાં એ લોકગીત તરીકે છાપ્યો હતો ! એ પ્રમાણે શ્રી. રાયચુરાભાઈનાં ઘણાં ગીતો 'લોકગીત' તરીકે તેમનાં જીવતાં પ્રચાર પામ્યાં હતાં.

સંપાદિકાએ માત્ર ગીતોની નકલો જ કરીને છપાવી નથી. એ ગીતોનું હાર્દ સમજવા પણ સારો એવો પ્રયત્ન કર્યો છે એ સ્પષ્ટ છે: ઘણીવાર કવિના નામની છાપ જૂનાં ગીતોમાંથી કાઢી નખાય છે: અથવા તો તેમાં નવું નામ દાખલ થઈ જાય છે: એનું કારણ એ કે જૂના વખતમાં તો ગાનારને ગીત સાથે જ કામ હતું, તેનો કોણ રચનાર છે તેની તેમને પડી નહોતી. સૌ. શાંતિબહેને લોકગીત સંબંધી કરેલી નોંધ ઘણી આવકારલાયક છે.

કેટલાંક ગીતો-જેના રચનાર અજ્ઞાત રહ્યા છે તેવાં પણ સંપાદિકાએ આમાં સંગ્રહ્યાં છે.

આ ગીતોમાંથી ભાષાની દ્રષ્ટિએ ધ્યાન ખેંચનાર બે કચ્છી ભાષાનાં ગીત સ્વામીનારાયણ સંપ્રદાયી પ્રેમાનંદ સ્વામી તથા બ્રહ્માનંદ (અંક ૨૨૬-૨૨૭) નાં છે. લોકગીતોમાંનું એક મારવાડી ભાષાનું છે.

કેટલાંક પદોના સમાન અર્થવાળાં બીજા કવિઓનાં પદો સંપાદિકાએ એક સ્થળે મૂક્યાં છે: અને તે રીતે રસિક અભ્યાસની સામગ્રી પૂરી પાડી છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

આ પ્રકારના વૈવિધ્યથી ભરપૂર એવો 'રાસકુંજ'નો બીજો ભાગ ગીતરસિયણ ગુજરાતણ બહેનોને કંઠે ચઢે અને તેમનું આગવું સ્ત્રીધન એ બની રહે એવી શુભેચ્છાથી આ પરિચય પૂરો કરું છું.*

'ચૈતન્યધામ'
૩૪, પ્રતાપગંજ, વડોદરા,
શરદપૂનમ, સં. ૨૦૧૯

મંજુલાલ ર. મજમુદાર



---

* વર્તમાન 'ગરબા'ની સાંસ્કૃતિક પરિસ્થિતિ સંબંધી વિવેચન કરતી વખતે, ગુજરાતનાં પીઢ બહેનો સૌ. શારદાબહેન મહેતા, શ્રીમતી જ્યોત્સના-બહેન શુકલ, સૌ. સુસ્મિતાબહેન મેઢ તથા 'ઘર ઘરની જ્યોત'નાં સંપાદિકા શ્રીમતી વિનોદિનીબહેન નીલકંઠ, અને સંગીતપટુ ભાઈશ્રી હરકાન્ત શુકલ —એમનાં મન્તવ્યોનો મેં બહોળે હાથે આધાર લીધો છે. તે બદલ તેમનો ઋણસ્વીકાર કરતાં મને આનંદ થાય છે.

પ્રો. શ્રી. હીરાબહેન પાઠક

## ચારુ ફૂલદાની

આ ચારુ ફૂલદાનીને અહીં નવે સ્વરૂપે સજાવતાં, સંપાદિકાબહેને સારું એવું રાસપુષ્પોના રૂપરંગગંધનું વૈવિધ્ય ધ્યાનમાં રાખ્યું છે. તેમનું પોતાનું જ રૂપક યોજીએ તો આ રસાળ 'રાસકુંજ ભા. ૨' ને પૂર્વના સંગ્રહની જેમ જ અવનવીન ફૂલોનો બહાર ધર્યો છે. એટલું જ નહિ પૂર્વના સંગ્રહની પ્રત્યેક આવૃત્તિવેળા તેમણે નવા કવિઓ ને નવી કૃતિઓ મૂક્યા કરી છે. તો આ બીજા ભાગ માટે, એમ ન કરે એ નવાઈ! વળી, 'રાસકુંજ' ભા. ૧ પછી, એટલો સમયગાળો સ્હેજે વીત્યો છે કે તે દરમ્યાન અનેક નવા કવિઓ ને નવાં ગીતો આવ્યાં છે. તે જોતાં, આ સંચયન સમયસર થયું છે. ઠામઠામેથી નવનવી, કૃતિઓ શોધીને મેળવવાની સંપાદિકાબહેને જે જાગૃતિ, ખંત ને કાર્યપ્રીતિ સેવ્યાં છે, તે તેમની રાસરસજ્ઞતાના સાતત્યનાં સાક્ષી છે.

અર્વાચીન ગૃહિણી કોઈ મોટી ફૂલદાનીમાં કેટલાંક રૂપરંગવાળાં, કેટલાંક સુગંધવાળાં, કેટલાંક સુંદર આકારવાળાં, તો કેટલાંકમાં ત્રણે હોય તેવાં જાતજાતનાં પુષ્પો ગોઠવે છે; તે સાથે રંગબેરંગી પાનોની વિવિધ વળાંકોવાળી ડાંખળીઓ ગોઠવે છે. એથી રંગરાગી ને આહ્લાદક એવું પુષ્પશોભાનું વાતાવરણ સરજાય છે. કોઈકનું સુવાસ દૃષ્ટિએ તો કોઈકનું રૂપરંગઆકૃતિ-દૃષ્ટિએ મૂલ્ય હોય છે. પણ એ તમામ મળી, ફૂલદાનીને શોભારૂપ બની જાય છે. બરાબર એ મુજબ, આ સંગ્રહમાં કવિત્વદૃષ્ટિએ તેમજ રાગલય દૃષ્ટિએ વિવિધ કક્ષાની ને વિવિધ પ્રકારની કૃતિઓ છે.

તે બધાં પર એક સમગ્રરૂપે નજર નાખી જતાં, વિષયોનું, ભાવોનું, ઢાળોનું વૈવિધ્ય દેખાય છે ને એકંદરે સમૃદ્ધ રાસસાહિત્ય મનને ભરી દે છે. ફૂલદાનીની જેમ અહીં પણ વિવિધવડે એક-સમગ્રરૂપે આકૃતિ ઉઠી આવે છે. તે છે, આપણી ગુજરાતી પ્રજાનું જીવન અને તેના વિશિષ્ટપણે પ્રગટતા આર્ય સંસ્કારો.

ગુજરાતી પ્રજાની શકિતપૂજા, તેમની જીવન પ્રત્યેની સૂક્ષ્મ, શિષ્ટ, સુરુચિભરી, તથા મુલાયમ દષ્ટિ, તેનો માઝાવંતો ઉલ્લાસ તથા વિશિષ્ટ પ્રાણબળ, આ રાસોમાં વિવિધ ભાવોથી પ્રત્યક્ષ થાય છે. આપણું રાસસાહિત્ય જીવનના લલિત, મૃદુ, માદક અને મુગ્ધ ભાવોને, લય તેમજ નાદમાધુર્યથી વ્યકત કરે છે. આ 'રાસકુંજ' તેની સાક્ષી પૂરશે.

આ ભાગમાં, પહેલા ભાગના, રાસયુગના પ્રણેતા *ન્હાનાલાલ કવિ અને એ યુગના અન્ય, જેવા કે કેશવ શેઠ, બોટાદકર, લલિત, ચન્દ્રશંકર પંડયા, નરસિંહરાવ, જનાર્દન પ્રભાસ્કર, રામમોહનરાય જયવંતરાય, વસંતવિનોદી, ઉપેન્દ્રચાર્ય, રાયચુરા, કુસુમાકર, પાદરાકર, મૂળજીભાઈ શાહ, ચન્દ્રકાન્ત ઓઝા વ. રાસલેખકો છે નહિ.† તેને બદલે અદ્યતન કવિઓ જેવા કે બાલમુકુન્દ દવે, વેણીભાઈ પુરોહિત, હરીન્દ્ર દવે, પ્રજારામ રાવળ, પિનાકિન્ ઠાકોર, મકરન્દ દવે, વ. છે. વળી, અદ્યતન ગીતકારો અવિનાશ વ્યાસ, જયંતી જોશી, નીનુ મઝુમદાર, જીતુભાઈ મહેતા તથા ઈન્દુ પારેખની લોકપ્રચલિત રચનાઓને ઠીકઠીક સ્થાન મળ્યું છે. એમ કરવામાં અદ્યતન કલારુચિને પણ લેખિકાએ ધ્યાનમાં લીધી છે. એ સાથે ગાંધીયુગીન કવિઓની તેમજ પ્રાચીનો-ની યે સારા પ્રમાણમાં કૃતિઓ સમાવી છે. ટૂંકમાં નવા સંગ્રહને લક્ષામાં લઈ, પ્રચલિત પણ નવા લખાયેલા, તેમજ પ્રાચીનમાંથી નહિ ચવાયેલા, રાસો ને કવિઓની પસંદગી પ્રત્યે, શ્રી. શાન્તિબહેનનો ઝોક રહ્યો છે.

આમ સંગ્રહની પસંદગીનું ક્ષેત્રફલક ઘણું વિસ્તૃત છે. તેમાં, કેટલાંક આપણાં લોકગીતો, કેટલાંક અન્ય પ્રાંતનાં ગીતો તથા કેટલાંક આપણાં

---

*કવિશ્રી ન્હાનાલાલના રાસ મેળવવાને મેં કરેલા અનહદ અને અસાધારણ પ્રયત્નો નિષ્ફળ જવાથી હું કવિશ્રીની કૃતિઓ લઈ શકી નથી.

†ઉપર જણાવેલા આ બધા કવિઓની ઉત્કૃષ્ટ કૃતિઓ મેં રાસકુંજના પ્રથમ ભાગની ત્રીજી આવૃત્તિમાં લીધેલી છે. એટલે ફરીથી તે જ કૃતિઓ આ બીજા ભાગમાં લેવી યોગ્ય ગણાય નહીં.આ બીજા ભાગમાં રાસકુંજની ત્રણે આવૃત્તિઓમાં આવેલી એક પણ કૃતિ લીધી નથી.

શાન્તિ બરફીવાળા

અર્વાચીન ગીતો એવાં છે કે તેમને રાસ કહી શકાય, એવો પ્રશ્ન ઊઠે છે.* તો વળી, કેટલીક પ્રાચીન અર્વાચીન કૃતિઓ, ગીત ને રાસના સીમાડા ઉપરની જણાય છે. એવી બે ય ક્ષેત્રમાં રમતી,† ૬, ૭, ૮, ૧૮, ૧૯ ને ૧૨૬ સંખ્યાંકની કેટલીક કૃતિઓ આ સંગ્રહમાં છે. આ બધીને સંપાદિકાએ ઢાળ તેમજ ખાસ કરીને તાલદૃષ્ટિએ ચકાસી જોઈ મૂકી હશે, તેવી શ્રદ્ધા છે. સંપાદિકા સંગીતથી સુપરિચિત છે. છતાં, આ ગીતપ્રકાર લોકો માટે હોઈ, ઉપર કહેલાં ગીતો યોગ્ય તાલ હોવા છતાં કેટલાં ઝીલાશે, તેનો આધાર પણ લોક જ છે. પણ, આટલાં બધાં ગીતોની પસંદગી બ્હોળે—મોકળે હાથે, સંગ્રહ દળદાર હોવાને કારણે જ, થઈ શકી છે, તે નક્કી છે.

આ રાસોનું અનેક દૃષ્ટિએ નિરીક્ષણ થઈ શકે તેવું છે. તેના બાહ્ય આકારનું વૈવિધ્ય ઠીકઠીક છે; એક લાક્ષણિકતા ધ્યાન ખેંચવા જેવી છે. સામાન્ય રીતે કડી એટલે કે બે પંક્તિ, એ ગીતનું પ્રચલિત એવું એક નાનું, ભાવ કે અર્થનું ઘટક છે. અહીં પ્રાચીનથી અદ્યતન રાસોમાં, ત્રણત્રણ

---

* જુઓ 'રાસકુંજ' ની પ્રથમ આવૃત્તિમાં મેં આપેલી રાસની વ્યાખ્યા અને તેનાપર સાક્ષરશ્રી નરસિંહરાવ ભોળાનાથે 'રાસકુંજની સરિગમ' ની તેમની પ્રસ્તાવનામાં અધિકાર વાણીએ કરેલી સમાલોચના પૃ. ૧૮.

શાન્તિ બરફીવાળા

† આ સ્થળે શ્રી. ઉમાશંકર જોશી, શ્રી. સુન્દરમ્, અને શ્રી. ઈન્દુલાલ ગાંધીનાં કાવ્યોનો ઉલ્લેખ છે. પણ શ્રી. સુન્દરમ્‌નાં ગીતો ૬, ૭ અમદાવાદમાં સ્ત્રી સમાજના નવરાત્ર ઉત્સવમાં ગરબે ગવાયાં હતાં. ઉત્સવ-પત્રિકામાં છપાયાં હતાં. સાંભળનારાંઓએ વખાણ્યાં હતાં. શ્રી. ઉમાશંકર જોશીની કૃતિ ૮ એકટીંગ સાથે ગરબે ગવાઈ હતી. બાકીની કૃતિ ૧૮, ૧૯, ૧૨૬ ની ગેયતા માટે પણ શંકાને સ્થાન નથી.

શાન્તિ બરફીવાળા

પંકિતનાં ધટકો ઠેરઠેર છે.* તરંગ પર તરંગની બઢતીની જેમ એ રચના ભાવભરતી કરે છે.

જૂના સમયથી રાસગરબામાં સાખીને સ્થાન મળ્યું છે. એ પરંપરામાં, ન્હાનાલાલ કવિએ સાખી મૂકવાનો એક નવો અખતરો ઊમેરેલો છે. તેમની સાખી કેવળ માત્રામેળ છંદ—દોહરામાં જ નથી; પણ વસંતતિલકા કે અન્ય અક્ષરમેળ છંદમાં યે આવે છે. ત્યારપછીના વચગાળાના કવિઓએ તેને જૂની ફેશન લેખી થોડાં વર્ષો વિસારે પાડી. કદાચ સાખી ગવાતાં, ગરબા લેનારે જે 'અદા' કરવી પડતી, તે લોકોને તેમજ કવિને નાટકી તો નહિ લાગી હોય ? કે પછી, રાસની એકજ ગતિથી રચાતી રમઝટમાં, ઊભાં રહી ગવાતી સાખી વિક્ષેપક બની હશે? જે હોય તે. પણ હવે ફરી પાછો, તે જ કવિઓએ તેનો ભાવોચિત ઉપયોગ શરૂ કર્યો છે. આ સંગ્રહમાં આવેલું શ્રી. ઉમાશંકરનું ન્હાનાલાલશાહી એક ગીત 'પરબ', એ દૃષ્ટિએ જોવા જેવું છે. શ્રી. ઉમાશંકરના રાસોની ભાવભંગિ તેમજ વાણીનું લાવણ્ય એટલું માતબર અને સમાન છે કે તેઓ ન્હાનાલાલ કવિના કેટલા બધા સીધા અને સમર્થ વારસ છે, તે લાગ્યા વિના રહે નહિ. આ રાસમાં તો ન્હાનાલાલની જેમ તેમણે સાખી યે ગૂંથી છે. સ્ત્રીપુરુષનું એ દ્વન્દ્વગાન છે. તેમાં ગીતના લાલિત્યભર્યા ઢાળમાં સ્ત્રીના ઉદ્‌ગારભાવ ગૂંથ્યા છે, અને સાખીમાં પુરુષના છે. એવી પાત્રવૈવિધ્ય કે ભાવભંગિ અર્થે નાટયોચિત ધારી છટા નીપજાવવા માટે આવી કલાકસબની શકયતા ને તેની ફાવટ યોજી વિચારી જોવી જોઈએ. રેડિયોએ હવે આવી બધી શકયતાઓ ઉપજાવી આપી છે. હાલમાં લખાતી ગીતનાટિકાઓ સોરઠા વ. મૂકીને વારંવાર તેનો ઉપયોગ કરે છે. અને વસ્તુના એકધારા નિરૂપણમાં અર્થના અમુક બિન્દુ આગળ આવતાં, સાખીનો ખચકો અર્થનો ઉઠાવ ઠીક સાધે છે.

---

* જુઓ કૃતિઓ ૧૫, ૪૬, ૧૦૧, ૧૦૨, ૧૦૩, ૧૧૮, ૧૨૮, ૧૪૦, ૧૮૬.

ન્હાનાલાલ કવિના રાસમાંથી એક બીજું લક્ષણ પણ વારસારૂપે આપણા રાસકવિઓને મળ્યું છે. છેક પ્રાચીન સમયથી આ પ્રકારનાં ગીતોમાં કૌતુક-પ્રેરક પ્રતીકોવડે અર્થવ્યંજના થતી. પણ ન્હાનાલાલ તો પ્રગલ્ભપણે આવાં પ્રતીકોના જ કવિ છે. તેમણે આખા રાસમાં સાદ્યન્ત કોઈ એક કૌતુકરાગી રૂપક નિરૂપ્યું હોય છે. આ રૂપકરીતિનો લાભ અદ્યતન કવિઓ, બાલમુકુન્દ આદિએ ઊઠાવ્યો છે. આ 'રાસકુંજ'માં એવા રાસો છે. જેમાં, 'રંગમાંડવડી,' 'મોરલો', 'દીવડો', 'ચાંપો' વ. પ્રતીકો ભાવવ્યકિત માટે આવે છે. આમ આજના કવિઓ પૂર્વજદીધો વારસો લઈ તેને વધારે સારા સ્વરૂપે રજૂ કરી, પોતાની કૃતિઓને બલિષ્ઠ બનાવે છે, અને અર્થના પુંઠબળ સાથે સઘન ભાવોનાં ગીતો લખે છે. એથી આજના રાસોમાં, ન્હાનાલાલનાં ગીતોનું રંગદર્શીપણું ઘણું ઉઠાવ પામ્યું છે. અદ્યતનોનો આ વિક્રમ છે.

આ બધા રાસમાં, એક રીતે જોઈએ તો વિષયનું વૈવિધ્ય છે; અન્ય રીતે જોઈએ તો એ કાવ્યપ્રકારની એક વિશિષ્ટ આકૃતિને કારણે, અમુક પ્રકારના ને કક્ષાના ભાવો જ તેમાં ગૂંથી શકાય છે. અહીં આપેલા રાસમાંથી વિષયની તારવણી કરીએ તો, વસંત, ફાગણ, વાયરો, ફૂલ, હોળી, મોરલી, વર્ષા, મેઘ, મોરલો, શરદ, ચાંદની, સાગર, સ્ત્રીનાં સૌભાગ્યચિહ્નો, રાધાકૃષ્ણપ્રેમ, મુગ્ધપ્રેમ, વિરહ, રુસણું, કુટુંબપ્રેમ, વ. વિષયો, ને તે સંબંધના ભાવોની નજાકતો ને ગુંજાયશો પ્રગટ થઈ છે. તે ઉપરાંત ખાસ તો, જે નિમિત્તથી આ ગરબા સર્જાયા ને ગવાયા, તે શકિતની—માતાની ભકિતના રાસો છે. બહુચરા, અંબા, કાળકા વ. માતાઓની ઉપાસનાના અનેક રાસો, આ સંગ્રહમાં છે. માતાના પ્રતીક જેવા માટીના કોરેલા ગરબા, તેના નવરાત્રી જેવા ઉત્સવ-પ્રસંગોનો મહિમા, પૌરાણિક ઉલ્લેખોસહિત માતાનું મા'તમ, ગુજરાતણના ગરબા ગાવાના કોડ, એના સંસારજીવનના લાડકોડ ને કૌતુકનું માતાસમક્ષ થતું નિવેદન—એવા અને એની નજીકના અનેક ભાવો રાસોમાં છે.

અહીં સંગ્રહાયેલા કેટલાક અદ્યતન રાસોમાં, આપણી કેટલીક પ્રાચીન લઢણો, રાસગરબાને માદક બનાવવા વપરાતા રવાનુકારી શબ્દો તેમજ શોભારૂપ

કેટલીક શાબ્દિક ચમત્કૃતિઓ, સારા પ્રમાણમાં ઝીલાઈ છે. અવિનાશ વ્યાસ, જયંતી જોશી આદિ ગાયકોએ સભાનપણે તેનો પ્રયોગ કર્યો છે. તેથી ઠીક વાતાવરણ જમાવી શકાય છે. આવી ચમત્કૃતિઓ પોકળ ન હોતાં, જો ભાવનિષ્ઠ હોય તો કેવી શોભે, તેના ઉદાહરણરૂપે રાજેન્દ્ર શાહના ૬૧ મા રાસની નીચેની પંક્તિઓ જોવા જેવી છે:—

"સીનુ રીનુ સીનુ રીનુ સોનાની સાંકળી
રૂમઝૂમ રૂમઝૂમ રૂપાની ઝાંઝરી."—પૃ. ૬૨.

ભાવ અને વર્ણના માધુર્યનો અહીં સુંદર સંગમ છે. આમ રાસ, ક્યાંક સુકુમાર, ક્યાંક માદક, ક્યાંક મધુર, ક્યાંક લલિત પણ સર્વથા લીલામય એવું ઊર્મિગીતનું પ્રાચીન કાળથી ચાલ્યું આવતું પેટાસ્વરૂપ છે. પ્રત્યેક જાતિનું નૃત્ય, તેની સંસ્કૃતિનું સૂચક છે. અને પ્રત્યેક જાતિનો પહેરવેશ તેના વિશિષ્ટ એવા જાતિ-નૃત્યને આભારી છે. ગુજરાતી નારીને ગોળ ફરતાં ગાવા માટે સરજાયેલું, એ ગુજરાતણનું જ પ્રતીક છે! આપણા સહિત્યનું કેટલુંક ઉત્તમ કવિત્વ આ વાહનદ્વારા પ્રગટ થયું છે. ધ્રુવપંક્તિ-ટેક, એ એનું ભાવલક્ષ્ય છે. એને આધારે ટૂંક ઉપર ટૂંક રચાયે જતાં, ભાવ ઘૂંટાતો જાય છે. ઊર્મિની પ્રધાનતાને કારણે, એની સાદીસરળ અર્થવાહી પંક્તિરચના, એ આ કાવ્યપ્રકારનું બળ છે. અહીં આપેલા બાલમુકુન્દના રાસની એક પંક્તિ, "એનો શણગાર, એની સાદગી જી રે," તે આ ગીતપ્રકારની ઋજુસુંદર અર્થવાળી પંક્તિને લાગુ પાડી શકાય. તેથીજ રાસનું રમતીલું સ્વરૂપ લાગે છે. રાસનું અનિવાર્ય અંગ તે ઢાળ અને તાલ છે. શ્રી. અવિનાશ વ્યાસે ગુજરાતણને સંબોધી તે અંગે જે સૂચન કર્યું છે, તે ખરે જ અપનાવવા જેવું છે—

"ગરબાનો ઢાળ અને તાલ તું પિછાનજે.
ગોરી! તારા ગરબાને ઘૂમતો રાખજે."

સાચે જ, ગરબાને ઘૂમતો-રમઝટ બોલાવતો રાખવો હોય તો એકબાજુ ગરબો ગાનારેલેનારે ઢાળ અને તાલ બરાબર સાચવવા જોઈએ. બીજી બાજુ, તેના

સર્જનારે તે અનુસાર શબ્દરચનાની તકેદારી રાખવી જોઈએ. ઢાળને વિસંવાદી એવી શબ્દરચના કર્ણકર્કશ—અસહ્ય નીવડે છે. હાલના સમયમાં આપણા બગડતા જતા કે કૃત્રિમ થતા જતા ઉચ્ચારો, ઢાળને-તેના આરોહઅવરોહને દૂષિત કરે છે. ગીતના ઢાળને અયોગ્ય સ્થાને અયોગ્ય શબ્દ મૂકતાં, કે રાસના નાજુક બદનને અવગણી સંયુકતાક્ષરો ભરતાં કે અસહ્યપ્રમાણમાં શબ્દો ઠાસતાં તેના ભારણથી ગીતનો ઢાળ બગડે છે. આપણા સદ્‌ભાગ્યે, શબ્દરચનાની દૃષ્ટિએ રાસના ઘણા ઉત્કૃષ્ટ અને ક્યાંક નિકૃષ્ટ ઉદાહરણો સમર્થ રાસકવિ ન્હાનાલાલે જ પૂરા પાડયા છે. માતાની ઉદરરચના અને ગર્ભનું બાળક પરસ્પરાકારિત રહે છે, તેમ ભાવાનુસારી લય અને લયાનુસારી શબ્દરચનાની પ્રાસાદિકતા, એ તમામ જૂનાં ગીતોની મોટી સિદ્ધિ છે. ‘રાસકુંજ’ ના ઘણા રાસોએ પરંપરાના ઢાળો ઉપર પોતાની અવનવીન રંગોળી પૂરી છે, તે સુચિહ્ન છે. તેથી પરંપરાના ઢાળો સચવાય છે અને સાથે તેમાંથી નવા ઢાળો જન્મતા જાય છે. તેવે અવસરે, નવાનવા રાસોવડે આ ફૂલદાનીને નવે સ્વરૂપે સજાવી તાજી રાખવાનું સુંદર કાર્ય શ્રી. શાન્તિબહેને કર્યું છે. આવો નવો તેમજ સુઘડ સંગ્રહ પ્રજા અને લેખકવર્ગ બન્નેને ઉપયોગી નીવડયો છે ને નીવડશે, એ વિશે સાભિનંદન શ્રદ્ધા પ્રગટ કરતાં, શ્રી. શાન્તિબહેનને અન્ય કંઈ કહેવાની જરૂર ખરી ?

મુંબઈ, તા. ૨-૭-૬૩. હીરાબહેન રામનારાયણ પાઠક



## સંપાદકીય
# રાસકુંજ ભાગ બીજો

"રૂપલા રાતલડીમાં ઊઘડે ઉરનાં બારણાં, હો બહેન!"

કવિશ્રી ન્હાનાલાલના આ રાસથી 'રાસકુંજ' ની પ્રથમ આવૃત્તિમાં પ્રવેશ થાય છે.

બીજી ને ત્રીજી આવૃત્તિઓની શરૂઆત શ્રી. અ. ફ. ખબરદારના આમંત્રણ 'રાસ'થી થાય છે—

"ચાંદની રાત ને કેસરિયા તારલા,
રાસે રમવા આવજો જી રે!"

રાસકુંજનો આ બીજો ભાગ પણ સુન્દરમ્‌ના 'ગરબો ઘૂમે'—

"આ ગરબો ઘૂમે ચોક મહીં ને
અંતર જાગે દીપ જી."

આ ગરબાથી 'કુંજ'નું પ્રવેશ દ્વાર ઊઘડે છે.

રાસકુંજના પ્રથમ ભાગની* ત્રણ આવૃત્તિઓ થઈ. ત્રીજી આવૃત્તિ અને આ બીજો ભાગ મળીને કુલ્લે ૬૪૫ રાસ ગુજરાતને ચરણે ધરતાં મને આનન્દ થાય છે. પહેલા ભાગની ત્રણે આવૃત્તિઓમાંનો એક પણ રાસ આ બીજા ભાગમાં લીધો નથી.† પરિણામે પ્રથમ પંક્તિના કવિઓના કેટલાક રાસ આ

---

* રાસકુંજનો આ બીજો ભાગ પ્રકટ થયો છે એટલે હવે ત્રણે આવૃત્તિઓ પહેલા ભાગની ગણાશે.

† નજરચૂકથી બોટાદકરનો એક રાસ 'સન્દેશ' આમાં આવી ગયો છે, પૃ. ૨૮.

ભાગમાં નહિ જણાય તો તે પ્રથમ ભાગની ત્રીજી આવૃત્તિમાં મળી રહેવાનો સંભવ છે.*

આ ૬૪૫ રાસ રાસકુંજની ચોથી આવૃત્તિ કાઢી તેમાં રજુ કરી શકાતે, પણ તેમ કરવાથી કુંજનાં કદ ને કિંમત વધી જાય એટલે આ ભાગ જુદો જ કરવાનું ઠીક લાગ્યું.

રાસકુંજની પ્રથમ આવૃત્તિ ૧૯૨૮માં પ્રગટ થઈ. તેમાં ૬૪ કવિઓની કૃતિઓમાંથી ચૂંટી કાઢેલા ૧૭૩ રાસોનો સમાવેશ કર્યો. ૭૫ થી ૮૦ ઢાળ આપ્યા. ૧૨૮ રાસના ઢાળવાર ૩૩ ગુચ્છ અથવા સમૂહ ગોઠવ્યા અને ૪૫ રાસ સ્વતંત્ર ઢાળમાં આપ્યા.

પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના સ્વ. કવિશ્રી ન્હાનાલાલે લખી. સાથે સાથે 'રાસકુંજની સરિગમ' પણ પ્રગટ કરી. એની પ્રસ્તાવના સ્વ. સાક્ષરશ્રી નરસિંહરાવ ભોળાનાથે લખી. 'સરિગમ' લખવાના મારા પ્રયાસની સ્વ. દી. બા. કૃષ્ણલાલ ઝવેરીએ 'મોર્ડન રીવ્યુ'માં નોંધ લીધી અને રાસોને શાસ્ત્રીય પાયાપર ( Scientific basis ) મૂકવા માટે મુબારકબાદી આપી. પ્રથમ આવૃત્તિની બે હજાર નકલો માત્ર પાંચ-છ મહિનામાં ખપી ગઈ.

રાસકુંજની બીજી આવૃત્તિ છેક ૧૯૩૪માં પ્રગટ કરી શકી. કારણકે રાષ્ટ્રચળવળમાં અન્ધેરીમાં અને પાર્લાની છાવણીમાં કંઈક આગળ પડતો ભાગ લીધો. તેની અસર તબિયતપર થઈ; વળી જેલયાત્રા કરી, તેથી તબિયત વધારે બગડી. આની અસરમાંથી હજી સુધી હું મુકત થઈ નથી.

આ બીજી આવૃત્તિની પ્રસ્તાવના સ્વ. શ્રી. ઝવેરચંદ મેઘાણીએ લખી. આ આવૃત્તિમાં ૭૦ કવિઓના ૧૯૨ રાસ અને ૧૦૫/૧૦ ઢાળ આપ્યા છે. આ આવૃત્તિની ૨૫૦૦ નકલો ૭—૮ માસના ટૂંક સમયમાં ખપી ગઈ.

---

* આ પુસ્તકમાં રાસકુંજની ત્રીજી આવૃત્તિની અનુક્રમણિકા આપી છે. પૃ. ૩૩૧.

કેટલાકોએ રાસકુંજની અનધિકૃત નકલ કરી. જથ્થાબંધ રાસો મારી જ ગોઠવણ વગેરે સાથે ખુલ્લે ખુલ્લો કાયદાનો ભંગ કરી પ્રગટ કર્યા.

'રાસકુંજ' નામની પણ નકલો થઈ અને અનેક 'કુંજો' પ્રગટ થઈ.* આ બધાથી મને તો આનન્દ જ થયો. કેમકે પ્રથમથી જ મારો હેતુ રાસસાહિત્યનો વધુ ને વધુ પ્રચાર કરવાનો હતો અને છે. એમાંથી અર્થ–પ્રાપ્તિ કરવાની કલ્પના જ નથી. મારા આ શોખ માટે બને તેટલો ભોગ આપવાનો મારો નિશ્ચય કાયમ રહ્યો. માત્ર તબિયતને કારણે જ ત્રીજી આવૃત્તિ પ્રગટ કરતાં બહુ વખત નીકળી ગયો.

ત્રીજી આવૃત્તિ ૧૯૫૪માં બહાર પાડી શકાઈ. તેની પ્રસ્તાવના પ્રો. ડૉ. શ્રી. મંજુલાલ મજમુદારે લખી. આ આવૃત્તિમાં ૯૯ કવિ અને ૩૩૮ રાસ તથા ૨૦૫/૧૦ ઢાળ છે.

રાસકુંજનો આ બીજો ભાગ પ્રગટ થયો છે તેમાં ૯૧ કવિઓ અને ૩૦૭ રાસ છે. એની 'પ્રસ્તાવના' પણ પ્રાચીન કાવ્યોના સંશોધક અને પ્રખર અભ્યાસી પ્રો. ડૉ. શ્રી. મંજુલાલ મજમુદારે લખી છે. 'પરિચય' પ્રો. બહેન શ્રી. હીરાબહેન પાઠકે કરાવ્યો છે.

રાસકુંજની પ્રથમ ભાગની ત્રણ આવૃત્તિઓ ને પ્રથમ આવૃત્તિની 'સરિગમ' અને 'કુંજ' ના બીજા ભાગ સંબંધી ઉપર પ્રમાણે ટૂંકું નિવેદન કર્યા પછી, કંઈક વિસ્તારથી બે-ચાર બાબતોની નોંધ લઉં છું.

ત્રીજી આવૃત્તિની સમાલોચના કરતાં એક સાક્ષરે લખ્યું હતું કે– "રાસ સાહિત્યના વિકાસના ઈતિહાસનો કોઈને તલસ્પર્શી અભ્યાસ કરવો હોય તો

* આ સંબંધે શ્રી. નરસિંહરાવ ભોળાનાથે રાસકુંજની બીજી આવૃત્તિને 'આશીર્વાદ' આપતાં લખ્યું છે—"ત્હમારા 'રાસકુંજ' ના સંગ્રહ પછી અનેક રાસ સંગ્રહો થયા છે—'રાસરજની' 'રાસમન્દાકિની' 'રાસકૌમુદી' 'રાસ-દીપાવલી' 'રાસકંકાવટી' વગેરે થયા છે ને થશે. તેમાં ત્હમારા આદિ સંગ્રહનું સ્થાન અડગ રહ્યું છે અને રહેજો એમ હું શ્રદ્ધાપૂર્વક માનું છું અને કહું છું." રાસકુંજ બીજી આવૃત્તિ, પૃ. ૫–૬.

આ એક જ પુસ્તક અનેકની ગરજ સારે તેવું બને એટલું બધું પ્રતિનિધિત્વ એમાં ભરેલું છે.”

કંઈક આવી જ સમાલોચના શ્રી. મેઘાણી આદિ પ્રથમ પંકિતના સાક્ષરોએ કરી હતી. પરિણામે ઘણાં વિદ્યાર્થી-વિદ્યાર્થીનીઓનું એ તરફ લક્ષ દોરાયું. આ બીજો ભાગ પ્રગટ થયા પૂર્વે કેટલાક તરફથી સૂચના થઈ કે મારે રાસકુંજની ત્રણે આવૃત્તિઓમાં આવેલી અને ‘સરિગમ’માં આવેલી સાક્ષરોની તથા મારી પ્રસ્તવાનાઓ આખી યે પ્રગટ કરવી. સાથે સાથે શ્રી. નરસિંહરાવ ભાઈના ‘આશીર્વાદ’ અને શ્રી. રામનારાયણભાઈ પાઠકની ‘શુભેચ્છા’ પણ પ્રગટ કરવી.

હું સમજી શકું છું કે આ સૂચના માન્ય રાખવાથી રાસસાહિત્યની અમૂલ્ય સેવા થઈ શકે. પણ જે રાસરસિયણ બહેનો માટે મારો આ સંગ્રહ બહાર પડે છે તેમાંથી થોડી જ બહેનોને એના વિવેચન સાહિત્યમાં રસ હોય છે. વળી આ બીજા ભાગનું કદ એટલું મોટું થાય કે કિંમત પોષાય નહીં, માટે આ સૂચના હું સ્વીકારી શકી નથી. શકય હશે તો એ બધી પ્રસ્તાવનાઓ ‘રાસસાહિત્યની સમાલોચના’ તરીકે સ્વતંત્ર પુસ્તક રૂપે પ્રગટ કરીશ. એમાં બીજી પણ કેટલીક સંબંધ ધરાવતી સમાલોચનાઓ ઉમેરી શકીશ.

*

આ સૂચનાના કંઈક અંશે અમલ તરીકે ઉપર જણાવેલી પ્રસ્તાવનાઓમાંના થોડાક મુદ્દાઓની અત્રે ટૂંકી નોંધ લઉં છું :—

રાસકુંજની પ્રથમ આવૃત્તિની કવિશ્રી ન્હાનાલાલની પ્રસ્તાવનામાં ચર્ચેલા કેટલાક મુદ્દા—

રાસ — ગુજરાતણ બહેનોની અનેક કળાનું પ્રતીક. ગુજરાતનું સ્વયંભૂ સંગીત.

રાસનો કૃષ્ણપ્રાચીન સવિસ્તર ઈતિહાસ. યુગ યુગના કવિ-પ્રતિનિધિઓ.

રાસના ગુણ-દોષો. એક અમૂલ્ય સમાલોચના.

રાસનું સંગીત—હીંચ સંબંધી બોધદાયક દૃષ્ટાંતોથી ભરપૂર લાંબી ચર્ચા.

રાસકુંજની વિશિષ્ટતા—

'સર્વમ્હોટો ને સર્વોત્તમ સંગ્રહ'

'ભાવભરી ઉપાસનાનું મૂર્ત સ્વરૂપ'

'ભરી-ભરી રસવાદળી.'

*

રાસકુંજની બીજી આવૃત્તિની પ્રસ્તાવના ગાયક-કવિ શ્રી. ઝવેરચંદ મેઘાણીએ લખી. તેમાંથી કેટલાક મુદ્દા—

રાસ સહિયારી સંપત્તિ.* નવ-જાગરણનો આ યુગ બંધનો તજે છે.

બેલેડ ( Ballad ) સંબંધી લાંબી ચર્ચા, તેની તવારીખ.

રાસ અસલ કોનું સર્જન?

રાસ વિશ્વભરમાં સંઘજીવનની સંપત્તિ છે. તેના પુરાવા.

લોક નૃત્યના પ્રકારો. સંઘકવિતા—શબ્દ, નૃત્ય અને સંગીતનો ઘાટો વણાટ. સંઘગીતોનું પુનર્જીવન.

છેલ્લાં ત્રીશ વર્ષોનું આંદોલન. 'ચૈતન્ય જુવાળ.' રાસપરંપરાની નોંધ.

---

* શ્રી. નરસિંહરાવ ભોળાનાથ આ મતથી જુદા પડે છે. રાસકુંજની બીજી આવૃત્તિ, પૃ. ૭. છેલ્લો પેરેગ્રાફ.

શ્રી. ન્હાનાલાલ કવિના રાસદીક્ષિતો ઘણા નીકળ્યા. લોકરાસના આરાના પગથિયાં—૧. ન્હાનાલાલ, ૨. બોટાદકર, ૩. લોકગીતો. લોકકવિનાં ચાર એંધાણો.

અર્વાચીન રાસની ખૂબીઓ—ક્ષતિઓ અને તેનું ભાવિ. રાસકુંજમાં આવેલા ઘણા રાસોની વિશેષતા ને તેની પ્રશંસા.

*

રાસકુંજની ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના **પ્રો. ડૉ. શ્રી. મંજુલાલ મજમુદારે** લખી. તેમાંથી થોડા મુદ્દાઓ—

'રાસ-ગરબા-ગરબી' ની વિવિધ દૃષ્ટિએ વિસ્તૃત અને વિદ્વત્તાભરી ચર્ચા.

શાસ્ત્રીય રાગચ્છાયાવાળાં ગરબે ગવાતાં ગીતોમાં 'રાસકુંજે' કરેલો ઉમેરો.

નૃત્ય—લાસ્ય આદિનું વિવેચન. રાસકના ત્રણ ભેદ. રાસનો પ્રાચીન ઈતિહાસ.

ગરબો-ગરબીના સૂક્ષ્મ ભેદની બોધદાયક, ઐતિહાસિક અને તલસ્પર્શી ચર્ચા.

વલ્લભભટ્ટનો 'ગરબા છંદ.' 'રોળા' નામનો એક રાસડાનો પ્રકાર.

'ગરબો' શબ્દ ગીત–વાચક શરૂ થયો.

મધ્યકાલીન રાસ હાલના રાસોપર સરસાઈ ભોગવે છે તેનાં કારણો.

ગરબાના ઢાળનું સ્વરૂપ.

રાસકુંજનો વિદ્વત્તાભર્યો પરિચય અને પ્રશંસા. બીજા અનેક વિદ્વત્તાભર્યા મુદ્દાઓ છણ્યા છે.

*

'રાસકુંજની સરિગમ' ની શ્રી. નરસિંહરાવ ભોળાનાથની પ્રસ્તાવનામાંથી—

રાસકુંજ ઉપયોગી થવા માટે શાન્તિબહેને સંગીત ઘટનાનું દર્શન કરાવ્યું છે તે ઈષ્ટ જ છે.

પાશ્ચાત્ય સંગીતનું બંધારણ આપણા દેશના સંગીતથી ભિન્ન છે. જે સંજ્ઞા પદ્ધતિ એ સંગીતને જેટલે દરજજે અનુરૂપ છે તેટલી આપણા સંગીતને અનુરૂપ થવી શક્ય નથી.

આપણા સંગીતમાં મીંડ, ગમક, ગટકડી ઈત્યાદિ અંશો સંજ્ઞામાં યથાવત્ બિમ્બિત કરાય એમ નથી. તથાપિ સંગીતના અમુક વિભાગને સ્વરસંજ્ઞા કંઈક અંશે અનુકૂલ થઈ શકે છે ખરી.

એ વિભાગ તે ગરબીઓનું સંગીત. પ્રસ્તુત સંગ્રહ માટે યોજેલી સરિગમની ઘટનાને સર્વ સંગીતપ્રિય જન વધાવી લેશે એમ આશા છે.

વિલમ્બિત લય તો ગરબીસંગીતના ક્ષેત્રની બહાર છે.

ગરબીઓમાં તાલ ઘટના બહુધા દ્રુત લયની શોભે છે. કવચિત્ મધ્ય લયની ગોઠે છે.

ગરબામાં તાલનું સ્થાન—તાલ એ ગરબીનો આત્મા છે. ગરબે ફરીને ગાતી સુન્દરીઓ—

'તાલ-સ્વરે મળી કરે ગાન,
લટકે નમી મેળવે સહુ માન.'

તો જ સૌન્દર્ય અને રસિકતાની સિદ્ધિ સંભવશે. સંગીત રસિક કવિ દયારામે કરેલું આ યથાર્થ વર્ણન છે.

આ લટકાનું નમન બહુધા અદશ્ય થઈ ગયું છે. રસિક નમન-લીલા હવે જણાતી નથી. યુવતીઓ લગભગ અક્કડ જ રહીને તાળીઓ પાડે છે!

તાલક્ષતિ એ મ્હોટું દૂષણ છે. સાખી વખતે તાલનો સંબંધ.

'રાસકુંજની સરિગમ' માં સ્વર યોજના સાથે તાલનું દર્શન પણ નામનિર્દેશથી તેમ જ સંજ્ઞા ચિન્હોથી કરાવ્યું છે તે સંતોષની વાત છે.

*

**રાસકુંજના પ્રથમ ભાગની ત્રણ આવૃત્તિઓમાં આવેલી મારી પ્રસ્તાવના-ઓનો** ટૂંકો પરિચય.

આવૃત્તિ પહેલી—

રાસકુંજનો ઉદ્દેશ—સાહિત્યની દ્રષ્ટિએ વિવિધ જીવનરસોનાં જીવંત શબ્દચિત્રો ખડાં કરવાં.

સંગીત દષ્ટિએ રાસની ચૂંટણી. રાસકુંજમાં લીધેલા રાસની વ્યાખ્યા. શકય તેટલા ઢાળવાર ગુચ્છ. શકય એટલા રાગનાં શાસ્ત્રીય નામો આપવાં.

હીંચને સ્વરલેખનમાં ઉતારવાની મુશ્કેલી.

'રાસકુંજની સરિગમ' ના સ્વરલેખનમાં પ્રો. ભાતખંડેની પદ્ધતિનો સ્વીકાર.

*

આવૃત્તિ બીજી—

રાસોની નવેસર વરણી કરી. કેટલીક સૂચનાઓનો અમલ.

કેટલાંક ગીતોને માથે લોકગીતના 'ઢાળ' આપેલા છે તેને બદલે તે આખાં ગીતો લેવાની સૂચનાનો સ્વીકાર થઈ શકયો નથી. તેનાં કારણો દષ્ટાંતો સાથે.

આપણું પ્રાચીન રાસસાહિત્ય શાસ્ત્રીય રાગ-વિહોણું નહોતું તે દર્શાવવા આપેલાં દશેક દૃષ્ટાંતો.

દીપચંદી તાલ પણ રાસમાં આવે છે તેના દાખલા. એકતાલ પણ સાધ્ય છે.

સંગીત કળાના ઉસ્તાદી વિહારોની રાસમાં અમુક મર્યાદાઓ વગેરે.

*

**આવૃત્તિ ત્રીજી—**

પુરોગામી રાસસાહિત્ય. તેનું વિશિષ્ટ સંગીત ગૌણ થાય છે. રાસો હૃદયસ્પર્શી બનવાને બદલે ચક્ષુભોગ્ય થતા જાય છે.

રાસ આપણું 'આગવું ધન' આ વિધાન સંબંધી ચર્ચા.

ગાયન, વાદન, નર્તન સંબંધી સંગીત શાસ્ત્રની ચર્ચા. નૃત્ય અને નૃત્ત વચ્ચેનો ભેદ.

ગરબા-ગરબીનો સામાન્ય ભેદ.

હીંચ સંબંધી લાંબી ચર્ચા. હીંચના તબલાના 'બોલો' સંબંધી તપાસ. જુદા જુદા લેખકોના અભિપ્રાયો. નિર્ણયનો અભાવ.

*

**રાસકુંજના આ બીજા ભાગ સંબંધી બે શબ્દ—**

આ બીજા ભાગમાં અર્વાચીન ગીતો ૧૮૮ ને પ્રાચીન ૧૧૯ મળીને કુલ્લે ૩૦૭ ગીતો છે.

અર્વાચીન કવિઓ ૫૫ અને પ્રાચીન ૩૬ કવિઓ મળીને કુલ્લે ૯૧ કવિઓ થાય છે.

આગળ જણાવ્યું છે તેમ, આ બીજા ભાગમાં પ્રથમ ભાગની ત્રણ આવૃત્તિઓમાં આવેલી જૂના કે નવા કવિઓની એક પણ કૃતિ લીધી નથી. એટલે આ ભાગ સંપૂર્ણ સ્વતંત્ર થયો છે.

રાસકુંજનો આ બીજો ભાગ પહેલેથી કવિબંધુઓની શુભેચ્છાથી વીંટળાયલો પ્રસિદ્ધ થાય છે.

આ ભાગમાં રાસના ઢાળવાર ગુચ્છ કરી શકાયા નથી. બધાં ગીતોને મથાળે ઢાળ પણ લખી શકાયા નથી. કારણ કે હાલના ઘણા રાસ કોઈ જૂના કે જાણીતા ઢાળે રચાતા નથી. છતાં જ્યાં શકય હતું ત્યાં ગીતને માથે ઢાળ મૂકયા છે.

કવિવાર ગીતોનાં જૂથ કર્યા છે. એક કવિનાં બધાં જ ગીતો એક સાથે રાખ્યાં છે. કવિઓના સમય પ્રમાણે કે તેના વિષયવાર ગોઠવણ નથી કરી. છતાં કોઈ કોઈ સ્થળે ગીતોની વસ્તુ પ્રમાણે કે તેના પ્રસંગ પ્રમાણે કંઈક ગૂંથણી કરી છે.

આમાંના કેટલાક રાસ સાહિત્યિક દ્રષ્ટિએ તો કેટલાક ગેયતાની દ્રષ્ટિએ પસંદ કર્યા છે.

રાસની ચૂંટણી કરી તેના રચયિતા કવિઓની પરવાનગી મેળવવામાં ખાસ મુશ્કેલી પડી નથી. માત્ર તેમનાં સરનામાં મેળવતાં કંઈક મહેનત પડી છે. પરન્તુ તેમાં યે ઘણાની સહાય મળી ગઈ.

કવિઓએ પોતાના રાસ લેવાની પરવાનગી રાજી થઈને તુરત જ આપી.* સાથે સાથે શુભેચ્છા પાઠવી ને સફળતા યે ઈચ્છી.

કેટલાક કવિઓએ પોતાનાં પુસ્તકો અને પુસ્તકોમાંનાં બીજાં સુન્દર ગીતો તરફ મારૂં ધ્યાન ખેંચ્યું. કોઈકે પોતાનાં પુસ્તકો મોકલ્યાં, કેટલાકે પોતાની પસંદગીનાં ગીતો મોકલાવ્યાં. કોઈકે લખ્યું કે તમે પસંદ કરેલા રાસો મારી સારામાં સારી કૃતિઓ છે. એ બધા કવિબંધુઓનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું. જે કવિઓએ વધુ ગીતો મોકલ્યાં કે પોતાનાં બીજાં ગીતો ભણી મારૂં ધ્યાન દોર્યું તે બધાં ગીતો હું 'કુંજ' માં લઈ શક નથી તેથી દિલગીર છું.

* સ્વ. શ્રી. ન્હાનાલાલ કવિના રાસ મેળવવાનો ખૂબ પ્રયત્ન કર્યો પણ નિષ્ફળ ગયો.

મારી પાસે ગીતોની સંખ્યા વધારે થઈ ગઈ તેથી, અને વધારે ગીતો લઈને પુસ્તકનાં કદ ને કિંમત વધારવાં પડે એ કારણ પણ ખરું.

કવિઓનાં પુસ્તકો ઉપરાંત, લગભગ સોએક 'ઉત્સવ-પત્રિકાઓ' માંથી રાસની વરણી કરી છે. કેટલાક નવયુવક કવિઓનાં ગીતો આમાં નહીં આવ્યાં હોય. કારણકે તેમનાં પુસ્તકો છપાયાં નહીં હોય ને છપાયાં હશે તો તે મળી શક્યાં નથી. બીજાં યે કેટલાં સારાં ગીતો રહી ગયાં હશે.

*

મારી ઈચ્છા પ્રાચીન ગીતોનો એક જુદો જ સંગ્રહ પ્રગટ કરવાની હતી. એ વિચાર ૧૯૨૮ માં રાસકુંજની પ્રથમ આવૃત્તિ વખતે મુ. શ્રી. બળવંતરાયભાઈ ઠાકોરે મને આપ્યો હતો. અને એને અંગે મને બધી મદદ કરવાનું કહ્યું હતું. આ વાત મેં મુ. શ્રી. નરસિંહરાવભાઈને કરી. એમણે યે મને એ માટે ઉત્તેજન આપ્યું.

એ દિશામાં મેં થોડું કામ પણ કર્યું હતું. ૧૯૩૭ માં તબિયત અંગે હું અમદાવાદ છએક મહિના રહી ત્યારે 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી' ની (આજની 'ગુજરાત વિદ્યાસભા') લાયબ્રેરીનાં પુસ્તકો મેં જોયાં હતાં. સ્વ. શ્રી. હીરાલાલભાઈ પારેખે પુસ્તકો બાબત મને બહુ સગવડ કરી આપી હતી. મુંબઈમાં પીટિટની, શ્રી. ફોર્બસ ગુજરાતી સભાની, શ્રી. જૈનની ને બીજી લાયબ્રેરીઓ જોઈ; પરન્તુ વડોદરાની લાયબ્રેરી જોઈને પછી પ્રાચીન ગીતોનો સંગ્રહ પ્રગટ કરવાની ઈચ્છા હતી. ૧૯૩૦માં સત્યાગ્રહની લડતમાં પડી. પછી અવાર-નવાર સખ્ત માંદગી આવ્યા કરી એટલે એ કામ રહી ગયું. દરમિયાન રાસકુંજની બીજી બે આવૃત્તિઓ બહાર પાડી.

હવે પ્રાચીન ગીતોનો સંગ્રહ મારી ઈચ્છા પ્રમાણે હું પૂરો કરી શકીશ કે કેમ તે શંકાસ્પદ છે. એટલે રાસકુંજના આ બીજા ભાગમાં પ્રાચીન ગીતો ઠીક ઠીક પ્રમાણમાં લીધાં છે.

*

આ પ્રાચીન કાવ્યપુષ્પવાટિકામાંથી વિશિષ્ટ પ્રકારનાં થોડાં ફૂલડાં વીણી 'કુંજ' માં ગૂંથ્યાં છે. બે બારમાસનાં ગીતો: એક થોભણદાસનું—'રાધાજીના મહિના'[૧]. અને બીજું લોકગીત—'આણાં મોકલને, મોરાર!'[૨]. એક તિથિગીત —'અમ્માસે હરિ ઓપી ગોપી'[૩]. છ થાળગીત છે. એક મીરાંબાઈનું—'મારે ઘેર આવના, મહારાજ!'[૪]. એક રઘુનાથદાસનું—'મારે ઘેર પરૂણલો રે'[૫]. એક રાજે ભકતનું—'થાળ પીરસે જશોદામાજી'[૬]. એક કુબેરદાસનું—'મારે ઘેર આવજો, માવા!'[૭]. બે નાના ભકતનાં—'જમવા આવે ને'[૮]. અને 'મારે ઘેર આવજો, માવા!.'[૯].

થાળગીત છ વધારે લાગે છે ખરું?—પણ એમાં બે વિભાગ છે. એકમાં શહેરનું ભોજન પકવાન વગેરે પીરસ્યું છે. મુખવાસ પાનસોપારી લવિંગ એળચી છે. બીજા વિભાગમાં ગામડાંના ગોવાળ માવાને બાજરીનાં ઢેબરાં ખાવાને, જો ભાવે તો આવવાનું કહે છે. એમાં મુખવાસ નથી. એ બન્ને વિભાગમાં પણ પાછી શહેર અને ગામડાંને અનુકૂળ એવી વિવિધતા છે.

લગભગ બધા પ્રાચીન કવિઓએ બારમાસ લખ્યા છે. કેટલાકે વિરહના અને જ્ઞાનના એમ બન્ને પ્રકારના બારમાસ લખ્યા છે.

"કારતક રસની કૂંપળી, નયણાંમાં ઝળકાય,
અંગ સમારે રાધિકા, મનમથ રહ્યો લોભાય."

એ રસભરી લીટીથી શરૂ થતા રત્નાના સુંદર બારમાસ સુપ્રસિદ્ધ છે. પ્રીતમદાસે વિરહ ને જ્ઞાન એમ બન્નેના બારમાસ લખ્યા છે. એમના વિરહ માસ એક—એક માસનું એક—એક ગીત તથા બીજા ૪—૪ ને બબ્બે લીટીના પણ છે. એમના જ્ઞાન બારમાસ સરસ છે. તેમાં યે—'ભાદરવે બ્રહ્મ સ્વરૂપ, જેને જડિયું રે' એ લીટીથી શરૂ થતો ભાદરવો માસ ખૂબ સરસ છે.

---

૧. પૃ. ૨૧૬. ૨. પૃ. ૩૦૪. ૩. પૃ. ૨૯૯. ૪. પૃ. ૨૦૬. ૫. પૃ. ૨૫૬. ૬. પૃ. ૨૬૯. ૭. પૃ. ૨૭૭. ૮. પૃ. ૨૭૭. ૯. પૃ. ૨૭૮.

સામાન્ય રીતે બારમાસ સુન્દર જ હોય છે. દરેક માસનાં તેની ઋતુ ને વિરહનાં સરસ વર્ણનો હોય છે. લગભગ બધા બારમાસ બહુ લાંબા હોય છે. એ ગરબે ફરીને ગાવાને નહીં, પરન્તુ વાંચીને આનન્દ મેળવવાને માટે હોય એમ લાગે છે.

પ્રીતમદાસે તથા થોભણદાસે લાંબા તેમ જ ટૂંકા બારમાસ લખ્યા છે. મેં થોભણદાસના ટૂંકા બારમાસ લીધા છે. નરસિંહ મહેતાને નામે બે બારમાસ છે તે ટૂંકા છે. મેં લીધેલા બે બારમાસ બબ્બે લીટીની કડીના સળંગ ને ટૂંકા છે. એના ઢાળ રુચિકર લાગ્યા છે. થાળગીતો અને તિથિગીત પણ ટૂંકાં શોધીને લીધાં છે.

હું જાણું છું કે આવાં ગીતો હાલમાં ગવાતાં નથી. લોકરુચિ એ તરફ ન હોવાથી લખાતાં યે નથી. અપવાદ રૂપે શ્રી. ન્હાનાલાલ કવિએ 'હરિસંહિતા'માં તિથિઓ અને વારનાં ગરબા લખ્યા છે.

પંદરતિથિ—'પડવે પ્રીતમજીની પ્રીતો,
કે હરિ મને સાંભરે રે લોલ.' (ગ્રં. ૧, પૃ. ૨૪૩)

વાર—'આ સોમે ઝીલ્યા બાણબોલડા, અલબેલી રે!' (ગ્રં. ૧, પૃ. ૨૪૬)

સ્નેહી બહેન શ્રી. પુષ્પાબહેન વકીલે 'રાધિકા વિરહના બારમાસ' લખ્યા છે. તે પ્રાચીન ઢબે એક-એક માસનું એક-એક જુદું ગીત છે. બીજા કોઈના હશે તો મારી જાણમાં નથી.

*

પ્રાચીન કવિઓને મહીને બદલે માધવને વેચવાનું મન થઈ ગયું ને વ્રજનારી પાસે કૃષ્ણને વેચાવ્યો. વ્રજની ગોપી એટલી માધવમય થઈ ગઈ હતી કે એણે પણ મહીને બદલે માધવને જ વેચ્યો!

એવાં બે ગીતો રાસકુંજની ત્રીજી આવૃત્તિમાં છે. નરસિંહ મહેતાનું—'ભોળી રે ભરવાડણ હરિને વેચવાને ચાલી.' (પૃ. ૧૮૮) અને બીજું મીરાંબાઈનું—'હાં રે કોઈ, માધવ લ્યો! માધવ લ્યો!' (પૃ. ૧૯૦).

રાસકુંજના આ બીજા ભાગમાં એવા જ ભાવવાળાં બીજાં ત્રણ ગીતો છે. પ્રીતમદાસનાં બે ગીત—'લ્યો કોઈ, કા'ન રે!' (પૃ. ૨૪૭) અને 'ત્રિભુવનપતિ વેચ્યો' (પૃ. ૨૪૯). નરભેરામનું એક ગીત—'શું રે થયું છે વ્રજનારને?' (પૃ. ૨૬૭) પ્રસિદ્ધ હિન્દી કવિ સૂરદાસનું આવા જ ભાવવાળું એક સુન્દર ગીત છે—'કોઈ માઈ! લેહો રી ગોપાલે !'

કવિ દયારામનાં ત્રણ ગીતો: વ્રજનારી—વાંસલડીનો સંવાદ અને ગોપીઓનો જશોદાજીને ઠપકો, કૃષ્ણને લાડકવાયો કરવાને. રાસકુંજની ત્રીજી આવૃત્તિમાં આ ગીતો અનુક્રમે પૃ. ૧૯૬, ૧૯૭, ૧૯૮ પર છે.

આવા જ ભાવવાળાં પ્રીતમદાસનાં ત્રણ ગીતો—રાધા—વાંસલડીનો સંવાદ અને જશોદાજીને ગોપીઓનો ઠપકો. આ બીજા ભાગમાં અનુક્રમે પૃ. ૨૪૩, ૨૪૪, ૨૪૫ પર છે.

*

પ્રાચીન કવિઓનાં કેટલાંક ગીતો લોકગીત તરીકે પ્રચારમાં આવ્યાં લાગે છે ને લોકકંઠે રમ્યાં છે. દા.ત. 'નંદ કુંવર કેડે પડયો.'[૧] એ ગીત દયારામ તથા ભોવન ભકતને નામે થોડા ફેરફાર સાથે છે. આ ગીત લોકગીત તરીકે—'કાનુડો મારે ખેધે પડયો'[૨] કેમ નહીં બન્યું હોય? આ લોકગીતમાં ઝટ યાદ રહી જાય એવી રોજ ઉપયોગમાં આવતી વસ્તુઓ આવે છે—દાતણ, નાવણ ઈત્યાદિ. તે જ રીતે કવિ ભાલણની 'ઝૂલડી'[૩] થોડા ફેરફાર સાથે લોકગીત[૪] થયું હોય એમ લાગે છે.

---

૧ આ પુસ્તકનાં અનુક્રમે, પૃ. ૧૮૮ ને ૨૩૦ પર છે.
૨ 'રઢિયાળી રાત' ભાગ ૨, પૃ. ૯૭.
૩ આ પુસ્તકનાં અનુક્રમે પૃ. ૨૬૪, ૨૬૫.
૪ 'રઢિયાળી રાત' ભા. ૨, પૃ. ૫૮ અને રાસકુંજની ત્રીજી આવૃત્તિ, પૃ. ૩૨૪.

'વનરાવનમાં હરિ રાસ થાય,
કાન ગોપીનો છેડલો સહાય.'[1]

આ મીઠા ભકતના ગીતની પહેલી લીટીમાં ફેરફાર કરીને અને વચ્ચે બે કડીઓ ઉમેરીને—

'ઝાલર વાગે ને વાલો હરિ રાસ ગાય,
કાન–ગોપીનો છેડો ઘેરાય.'[2]

એ લોકગીત બનાવી દીધું લાગે છે. પહેલી લીટીનો ઉપાડ સુન્દર ને ઝમકદાર છે. બીજી બે કડીઓ ઉમેરી છે તે એ ગીતને બંધબેસતી છે. એમાં પીતળલોટા ને તાંબાકૂંડી કે કડલાં ને કાંબીયું મૂકીને લોકગીતની કક્ષામાં નથી મૂકયું. એ મૂળ ગીતની બાકીની કડીઓ લોકરુચિને અનુકૂળ થાય એવી છે એટલે એમાં ફેરફાર કરવાની જરૂર નહીં લાગી હોય.

એવો જ બીજો એક રાસ કવિ ભીમનો છે. મીઠો, ભીમ અને આ લોક-ગીત, આ ત્રણે રાસ એકબીજાને બહુ મળતા આવે છે. કવિ ભીમના રાસની પહેલી ત્રણ લીટી જુદી છે. મીઠા તથા ભીમના રાસની અંતની કડીનો ભાવાર્થ અને શબ્દો એક સરખા છે, બેત્રણ શબ્દોના ફેર સિવાય:—

"મીઠાનો સ્વામી મહીનો ચોર,
શરણે રાખો, શ્રી રણછોડ!"

અને—

"ભીમનો ઠાકોર મહીડાનો ચોર,
તમે ચરણે રાખો, રણછોડ!"

('ભજનસારસિંધુ' પૃ. ૧૧૧૫)

---

૧ આ પુસ્તકનું પૃ. ૨૬૧.
૨ 'રઢિયાળી રાત' ભા. ૨, પૃ. ૬૬.

પ્રસિદ્ધ વલોણાં લોકગીતો પ્રાચીન ગીતોપરથી કેમ નહીં બન્યાં હોય? વલોણાંનાં બે ગીતો નરસિંહ મહેતાને નામે પણ છે.[1] પણ એ બે ગીતો નરસિંહ મહેતાનાં જ હશે કે કેમ એ એક પ્રશ્ન છે.

'સાંભળ રે તું, સજની મારી! રજની કેઈ પેરે રમીએ જી?'[2] એ નરસિંહ મહેતાના ગીતના ભાવ જેવાં બીજાં ત્રણ ગીતો છે.

એક કવિ ભાલણનું—

'કહે રે મુને, કામિની ! તું ક્યાંહાં સાસ ભરાણી જી?'[3]

બીજું દયારામનું—

'સાંભળ રે તું, સજની મારી! રજની ક્યાં રમી આવી જી?'[4]

ત્રીજું લોકગીત—

'સાંભળ રે, મારી સજનીનાર! રજમાં ક્યાં રમી આવ્યાં જી?'[5]

આ લોકગીત વાંચતાં એવું લાગે છે કે નરસિંહ, ભાલણ ને દયારામનાં ગીતો-માંથી વિચારો ને શબ્દો લઈને સંયમથી એ ગીત રચ્યું હોય. ટૂંકું પણ છે. વીસેક વર્ષપર એક કાઠિયાવાડી બહેનને કંઠેથી મીઠી હલકે ગવાતું સાંભળ્યું હતું.

---

૧ 'નરસિંહ મહેતાકૃત કાવ્યસંગ્રહ,' શૃંગારમાળા પૃ. ૪૧૩, પદ ૫૦૫મું અને પરિશિષ્ટ રજું પૃ. ૫૮૩, પદ ૧૮ મું.

૨ શ્રી. તારાપોરવાળાના—'સીલેક્શન ફ્રોમ કલાસીકલ લિટરેચર' ભા. ૧, પૃ. ૨૦૮.

૩ શ્રી. તારાપોરવાળાના ઉપલા જ પુસ્તકમાં, પૃ. ૨૯૮ પર છે અને બૃ. કા. દો. ભા. ૩, પૃ. ૬૧૪ પર છે.

૪ 'દયારામ રસ સુધા', પૃ. ૧૧૫.

૫ 'રઢિયાળી રાત' ભા. ૧. પૃ. ૭. એમાં પાઠફેર 'રજમાં' ને બદલે 'વ્રજમાં' ને 'રજની' છે.

નરસિંહ, ભાલણ ને દયારામનાં આ ગીતો ગરબે ફરીને ગવાય એવાં નથી. બહુ શૃંગારિક છે. ત્યારે આ લોકગીતમાં સંયમપૂર્ણ શૃંગાર છે. બ્રહ્માનંદનાં* આવા જ ભાવવાળાં ગીતો છે. તેમાં ગોપી કૃષ્ણને પૂછે છે ને કૃષ્ણ ઉત્તર આપે છે. પણ એમાં આ ઉપલાં ગીતો જેવી ચતુરાઈ કે સરસતા નથી.

જો આ પ્રમાણે તપાસીશું તો આવાં કેટલાંક ગીતો લોકગીતો બનેલાં મળી આવશે. ઘણુંખરું લોકગીતોમાં પહેલી લીટી કે કડી સુન્દર હોય છે તેનું કારણ કદાચ આ જ હશે. પછી તો ઘણાંખરાં ગીતોમાં સહજ યાદ રહી જાય તેવી વસ્તુઓનાં નામ કે તેવા પ્રસંગો હોય છે. બહુધા લોકગીતોના ઢાળ સરસ ને સરળ હોય છે. આ ઉપરથી એવું લાગે છે કે પ્રાચીન કવિઓનાં કેટલાંક ગીતો સુધારાવધારા સાથે લોક-હૈયે ચડે એવાં સરળ બનીને લોકકંઠે રમતાં થયાં હશે. અને કેટલાંક લોકકવિઓ–કવયિત્રીઓએ‡ પોતાનાં કે પારકાંનાં સુખદુ:ખ ગીતોમાં ગૂંથીને લોકગીતો તરીકે રમતાં મૂક્યાં હશે.

*

રાસકુંજના બે ભાગોમાં થોડાંક લોકગીતોનો સમાવેશ કર્યો છે. લોકગીતો વિના કોઈ પણ રાસસંગ્રહ અપૂર્ણ જ ગણાય. લોકગીતો આવા સંગ્રહનું એક અવિભાજ્ય અંગ છે. લોકગીત સંજ્ઞા આજે અનેક અર્થમાં વપરાય છે. તેમાં ઓછામાં ઓછા ત્રણ વિભાગ પાડી શકાય:–

[૧] **પ્રથમ તો આદિકાળથી**–કૃષ્ણ-ગોપીના રાસથી માંડીને આદ્ય કવિ નરસિંહ મહેતા ને અન્ય પ્રાચીન કવિઓ સુધીનો કાળ. આ કાળનાં લોકગીતોની વ્યાખ્યા માટે, લોકસાહિત્યના સંશોધક અને પ્રખર અભ્યાસી શ્રી. ઝવેરચંદ મેઘાણીએ "લોકસાહિત્ય"§ માં લખ્યું છે–"જેનાં રચનારાંએ

---

* 'બ્રહ્માનંદ કાવ્ય' લીલાવર્ણન, પૃ. ૨૨૫-૨૬, પદ, ૧૫૦૬-૭-૮-૯ અને પૃ. ૪૩૧-૩૨, પદ ૧૫૨૭-૨૮-૨૯.

‡ પોતાનું નામ પ્રસિદ્ધ નહીં કર્યું હોય એવાં કવિ-કવયિત્રી.

§ પુસ્તક પહેલું, પૃષ્ઠ ૨ જું.

કદી કાગળ ને લેખણ પકડયાં નહિ હોય. એ રચનારાં કોણ તેની જ કોઈ ભાળ નહિ લઈ શકયું હોય. એનું નામ લોકગીત."

લોકગીતોનાં મૂળ શોધવાની બાબતમાં કહે છે—"ધરતીનાં કોઈ અગમ્ય અંધારાં પડોમાંથી વહ્યાં આવતાં ઝરણાંનું મૂળ જેમ કોઈ કદાપિ શોધી શકયું નથી, તેમ આ લોકગીતોનાં ઉત્પત્તિસ્થાન પણ અણશોધ્યાં જ રહ્યાં છે. અને તેટલી વિશેષ તાજજુબીમાં શોધકો ગરક થઈ ગયા છે."

આ લોકગીતોમાં ફેરફાર સંબંધી—"જગતનાં ઉત્તમ ગણાતાં કાવ્યની આછી ઘેરી રેખાઓ ધારણ કરતી આ કંઠસ્થ કૃતિઓ ઉપર કયા અથવા તો એકસામટા કેટલા સર્જનહારોનો હાથ ફર્યો હશે તેની પણ ગમ આપણને પડતી નથી."
(શ્રી. મેઘાણી).

આ કંઠસ્થ કૃતિઓ—લોકગીતોપર "કેટલા સર્જનહારોનો હાથ ફર્યો હશે" તેનું એક દૃષ્ટાંત અહીં આપું છું:—

"સોના ઈંઢોણી રૂપા બેડલું રે,
નાગર! ઊભા રો', રંગ રસિયા!"

આ સુન્દર ને સરળ ઢાળવાળા ગીતની પ્રથમ પંકિત તો એની એ જ રહે છે. પણ બીજી લીટીમાં શબ્દોનો ફેરફાર કરીને જુદે જુદે ઢાળે મ્હલાવીને ગાયું છે.

(૧) "દરિયાનાં ડોલરફૂલ ચડે માદેવને રે લોલ."

(૨) "પાણી ગ્યાં'તાં સેંજળિયા તળાવ રે,
સેંજળિયાળી સરનાં પાણી સાંચર્યાં."

(૩) "લીંબુડું ઝૂલે છે બાગમાં!"

ઉપરના ગીતની પહેલી લીટીમાં પણ ફેરફાર કરીને એ ગીતને વધારે મ્હલાવ્યું છે.

(૪) "સોના ઈંઢોણી રૂપા હો રે બેડલું રે,
પાણીડાં ગઈતી તળાવ:
વનમાં બોલે, રાજ! કોયલડી રે."

આ એક જ લોકગીતને નવા 'ટેક' આપી, નવે નવે સ્વરે લોકોએ રમાડયું છે. એનો અર્થ એ કે જેના મનમાં નવો મધુર ઢાળ ઊગે તે નવા શબ્દોમાં ગીતને ગૂંથી, ગાઈને પ્રચલિત કરતાં હશે.

ભાઈ શ્રી. મેઘાણી કહે છે કે—"ગુજરાતના શિષ્ટ સાહિત્યપર આ કંઠસ્થ રાસડા અને ગરબા ગરબીની ઘણી ઘાટી છાપ પડી છે. નરસિંહ, પ્રેમાનંદ, દયારામ અને નર્મદની કવિતામાં એનાં ટીપાં ટપકયાં છે."

*

[૨] **બીજા વિભાગનાં**–લોકગીતો તે નરસિંહ મહેતાના સમયથી માંડીને દયારામ સુધીનાં. એ સંબંધી મેં થોડાં દૃષ્ટાંતો ઉપર (પૃ. ૧૩-૧૪) આપ્યાં છે. અને શકય જણાતાં અનુમાનો કંઈક સંકોચ સાથે દર્શાવ્યાં છે. "કેટલા સર્જનહારોનો હાથ" ફરવાથી ગીતોનું રૂપાંતર થયું હશે તે મેં દર્શાવ્યું છે. કેટલાંક લોકગીતો તપાસવાથી જણાશે કે પ્રાચીન કવિઓનાં જે ગીતો મધુર ને સરળ ઢાળવાળાં હોય, બહુ સાહિત્યિક ભાષા ન હોય, કલ્પનાની આકાશી ઉડાન યે ન હોય; એવાં કાવ્યો ગીતોનાં રસિયાંને ગમી જાય તો પોતાની ઈચ્છા પ્રમાણે એમાં થોડોઘણો ફેરફાર કરી રમતાં મૂકે. કંઠ-પરંપરાએ એ આગળ જતાં મૂળ કવિનું નામ ભૂંસાઈ જાય ને લોકગીત તરીકે પ્રચલિત બને. ઉપર એવાં ગીતોનાં થોડાં દૃષ્ટાંત આપ્યાં છે. તે સરખાવી જોવાથી કોઈને પણ મેં દર્શાવી છે તેવી શંકા સહેજે ઉત્પન્ન થાય.

મારૂં આ મંતવ્ય બધાં જ લોકગીતો માટે નથી; પણ કેટલાંક લોકગીતો સારૂ છે. લોકભોગ્ય—લોકગીતો તરીકે પ્રચલિત થવા માટે ગીતોના શબ્દો સરળ

ને ઝટ યાદ રહી જાય તેવા હોવા જોઈએ, ઢાળ મધુર ને સરળતાથી ગાઈ શકાય તેવો જોઈએ. એમાં કશું અટપટું ન ચાલે. આ ગુણો મોટે ભાગે લોકગીતોમાં જોવામાં આવશે.

*

[૩] ત્રીજો વિભાગ–હાલમાં લોકગીતોને નામે ચાલતા રાસો. નરસિંહ મહેતા, પ્રેમાનંદ, બ્રહ્માનંદ આદિ પ્રાચીન કવિઓનાં કાવ્યો લોકોમાં બહુ પ્રચલિત છે, તે આખાં યે ગીતો 'લોકગીત' તરીકે ઓળખાય છે. એમાં કંઈ ફેરફાર નથી થયો.

ઉદા: નરસિંહ મહેતાનાં બે કાવ્યો—

"નાગર નંદજીના લાલ!
રાસ રમંતાં મારી નથની ખોવાઈ."

અને બીજું—

"આશા ભર્યાં તે અમે આવિયાં ને
મારે વાલે રમાડયાં રાસ રે:
આવેલ આશા ભર્યાં રે."

જેવાં ખૂબ પ્રસિદ્ધ ગીતો નરસિંહ મહેતા રચિત લોકગીતો તરીકે ઓળખાય છે. તે જ પ્રમાણે પ્રેમાનંદ, શાંતિદાસ ને બ્રહ્માનંદનાં કેટલાંક ગીતો નીચે કવિનાં નામને બદલે લોકગીત વાંચ્યું છે.

*

ગીતોની પસંદગી સંબંધી એક વાત જણાવવાની જરૂર લાગે છે. રાસપ્રેમી બ્હેનોની જૂનાં અમર ગીતો પ્રતિ રુચિ કંઈક વળતી જાય છે. પ્રાચીન કવિઓની કૃતિઓ અને લોકગીતો વધારે ને વધારે પ્રમાણમાં પ્રસરતાં જાય છે.

આશા છે કે 'કુંજ' ના આ બીજા ભાગનાં જૂનાં ગીતો આ અભિરુચિને કંઈક દરજ્જે સંતોષ આપશે. છતાં કેટલાંક ગીતો હજુ પ્રચારમાં આવશે કે કેમ અને આવશે તો કયારે તે કહેવું મુશ્કેલ છે. દા. ત. આગળ જણાવેલા બારમાસ, તિથિગીત વગેરે જૂનવાણી કહેવાશે. એ 'આઉટ ઓફ ડેટ' ની કક્ષામાં આવશે ને કેટલીક બહેનોને એ નહીં ગમે. પણ પહેલા ભાગની ત્રણ આવૃત્તિઓમાં આવેલાં જૂનાં ગીતો આવકારાયાં હોવાથી એક પગલું આગળ જઈ લોકરુચિથી કંઈક દૂર રહેલાં થોડાંક ગીતો આમાં લીધાં છે.

રાસકુંજનાં બહુ વખાણ થયાં છે. પણ એની કેટલીક ઊણપો મારી જાણ બહાર નથી. છતાં કેટલીક મારી જાણ બહાર હશે. તે તરફ મારું લક્ષ દોરવાની સાક્ષરોને મારી નમ્ર વિનંતિ છે.

*

## આભાર દર્શન

દાયકાઓ જૂના મારા સ્નેહી ભાઈ શ્રી. મંજુભાઈ મજમુદારનો જેટલો આભાર માનું એટલો ઓછો છે. રાસકુંજના પહેલા ભાગની ત્રીજી આવૃત્તિની વિદ્વત્તાભરી પ્રસ્તાવના એમણે લખી છે. નાદુરસ્ત તબિયત, કામનો અસહ્ય બોજો છતાં આ બીજા ભાગની પણ પ્રસ્તાવના લખવાનું એમણે માન્ય રાખ્યું છે. એ ઉપકાર વીસરાય એવો નથી. આ પ્રસ્તાવનામાં એમણે પહેલાંના તથા હાલના ગરબા ગાવાની રીતની, તથા તેના આનુષંગિક પ્રશ્નોની તુલનાત્મક ચર્ચા કરી છે. હાલના ગરબામાં આવતી વિવિધતા-ગરબા ગાવાનીરીત, વેશભૂષા, મેકઅપ, એકટિંગ, રંગબેરંગી પ્રકાશ, વાદ્ય, સંગીત વગેરેપર તલસ્પર્શી વિચાર કર્યો છે. આવી એક જ સ્થળે, એકસામટી ચર્ચા હું ધારું છું કે હજી સુધી થઈ નથી.

બીજો ઉપકાર સ્નેહી બહેન શ્રી. હીરાબહેન પાઠકનો. સ્વ. શ્રી. રામનારાયણ-ભાઈ પાઠકની મારી રાસકુંજની પ્રથમ આવૃત્તિ પ્રગટ થઈ ત્યારથી જ સહાનુ-ભૂતિ, મને સહાય કરવાની ઈચ્છા અને એમનો મારા પ્રત્યેનો ભાવ હું ભૂલી

શકતી નથી. એમના સ્વર્ગવાસ પછી રાસકુંજના આ બીજા ભાગ સાથે એમની કંઈક સ્મૃતિ ચાલુ રહે એ ઈચ્છાથી એમનાં ગરબા-શોખીન વિદુષી પત્ની શ્રી. હીરાબહેનને આ પ્રકાશન સંબંધી લખવાને વિનંતિ કરી. અને એમણે એ સ્વીકારી મને આભારી કરી છે. એમને રાસકુંજના આ બીજા ભાગમાં "અવનવીન ફૂલોનો બહાર" જણાયો છે તે જાણી આનંદ થયો.

*

આ વખતે ઘણાં ભાઈ-બહેનોએ અનેક રીતની મને મદદ કરી છે. શ્રી. ધનસુખભાઈ બરફીવાળા મારફત, શ્રી. બચુબહેન લોટવાળા તરફથી 'ભગિનીસમાજ'ની કેટલીક ઉત્સવ-પત્રિકાઓ મળી હતી. મારાં જૂનાં સ્નેહી શ્રી. મધુરિકાબહેન મહેતાએ કેટલીક ઉત્સવ-પત્રિકાઓ મોકલાવી હતી. મારાં નણંદ શ્રી. સન્મુખબહેન રાંદેરી તથા સ્નેહી શ્રી. લીલીબહેન મહેતાએ ઘણી ઉત્સવ-પત્રિકાઓ મોકલાવી મને આ સંગ્રહ કરવામાં સહાય કરી છે.

એક ન્હાની નવેક વર્ષની બાળાનો તો મારે ખાસ આભાર માનવાનો છે. હાલના એક પ્રસિદ્ધ નવયુવક ગાયક-કવિના ગરબા મારે જોઈતા હતા. મારી પાસે થોડા હતા. પણ મને થયું કે વધારે હોય તો તેમાંથી પસંદગી કરવાની ફાવે. હું આ સંગ્રહ અંગે જ લખતી હતી. ત્યાં એ બાળા રમતી રમતી આવી ને મને કહે—"શાન્તા કાકી! શું લખો છો? ગરબા? મારી પાસે —ના ગરબા છે હું લઈ આવું." હજી તો હું ઉત્તર આપું તે પહેલાં એ દોડી ગઈ ને એક ઉત્સવ પત્રિકા લઈ આવી. એમાંથી હું શોધતી હતી તે કવિના ગરબા મને મળ્યા. એ બાળા તે ચિ. બહેન પલ્લવી ન. પરીખ. પછી તો એ બાળાનાં ફોઈ શ્રી. તારાબહેન ર. પટેલ તરફથી ઉત્સવ-પત્રિકાઓનો વરસાદ વરસ્યો. એ બાળાની મોટી બહેન ચિ. વર્ષા ને એમનાં મા શ્રી. વિદ્યાબહેને પણ ઉત્સવ-પત્રિકાઓ મેળવી આપી મને મદદ કરી છે.

શ્રી. મહિપતભાઈ શાહે ગીતોની રજા મેળવવા માટે કવિઓને મળવામાં, કવિઓનાં સરનામાં મેળવવામાં અને આ સંગ્રહ અંગે જે કંઈ કામ હોય તે ઉમંગથી કરીને મને સહાય કરી છે.

ચિ. બહેન વનલીલા ભા. જરીવાળા તો મારો જમણો હાથ છે. આ સંગ્રહ અંગેનાં દરેક કામમાં મને મદદ કરી છે. કામ સોંપવામાં મેં કોઈ વખત એને અગવડમાં મૂકી દીધી હશે. પણ બહુ જલદી અને આનન્દ-ઉમંગથી મારું કામ કર્યું છે.

એ સૌ ભાઈ-બહેનોએ મને આભારી કરી છે.

*

પ્રેસવાળાનો તો હું જેટલો આભાર માનું એટલો ઓછો છે. પ્રેસના મેનેજર શ્રી. રસિકલાલ પટેલે ખૂબ કાળજી લીધી છે. પ્રૂફ્સ્ તપાસવામાં મને કેમ ઓછી મહેનત પડે તે જોયું છે. જલદી છાપી આપ્યું છે. અને મારી ઈચ્છા પ્રમાણે સુન્દર ને સ્વચ્છ કામ કરી આપ્યું છે. મિસિસ ડીસોઝાએ—એ બહેન ગુજરાતી નથી છતાં—મોનો-ટાઈપ મશીનપર મારી ‘કુંજ’ ને સુન્દર રૂપ આપ્યું છે. રાસકુંજની ત્રીજી આવૃત્તિનાં બીબાં પણ મોનો મશીનપર એમણે તૈયાર કર્યાં હતાં.

મશીનપર મારું પુસ્તક સુન્દર ને સ્વચ્છ છાપી આપ્યું તે કળાકાર ભાઈઓનો હું ખૂબ આભાર માનું છું. પ્રેસના બધા કારીગરોએ હસ્તે મ્હોડે, આનન્દ ને ઉમંગથી મારું કામ કરી આપ્યું છે. એ સૌ ભાઈઓનો આભાર માનું છું.

બરફીવાળા લૉજ,<br>અન્ધેરી, સં. ૨૦૧૯,<br>વિજયાદશમી.

સૌ. શાન્તિ ચૂનીલાલ બરફીવાળા



## ૧. ગરબો ઘૂમે

આ ગરબો ઘૂમે ચોક મહીં ને
અંતર જાગે દીપ જી,
નવલખ તારા આભ વિષે ને
સાગર મધ્યે છીપ જી,
કે ગરબે જાગી ઝગમગ ઝગમગ જ્યોત જી.

આ આંખે આંજ્યાં આંજણલાં ને
પાવલિયે ઠમકાર જી,
હૈડે મોતી હારલા ને
મનમાં કોક મલ્હાર જી,
કે ગરબે જાગી ઝગમગ ઝગમગ જ્યોત જી.

આ વ્હાલાં જગનાં લોકડિયાં ને
મીઠા સહિયર સાથ જી,
નંદનવન શાં આંગણિયાં ને
મોંઘી પૂનમ રાત જી,
કે ગરબે જાગી ઝગમગ ઝગમગ જ્યોત જી.

આ સરિતા જેવી સરસ્વતી ને
સાગર જેવાં જ્ઞાન જી,
ધરતી જેવાં ધિંગાં હઈડાં ને
પર્વત શા કંઈ પ્રાણ જી,
કે ગરબે જાગી ઝગમગ ઝગમગ જ્યોત જી.

આ ઊપડે આશા પાવડી ને
સૂતાં જાગે જેમ જી,
કુંકુમવર્ણાં આભ હસે ને
કેસર વરણી ભોમ જી,
કે ગરબે જાગી ઝગમગ ઝગમગ જ્યોત જી.

આ રૂમઝૂમ ચાલી રાતલડી ને
નયણાં માંડે વાત જી,
માઝમ રાતે મેહ ઝમ્યા ને
હેત હસ્યાં પરભાત જી,
કે ગરબે જાગી ઝગમગ ઝગમગ જ્યોત જી.

સુન્દરમ્



## ૨. ફાગણનું એક ફૂલ

મને ફાગણનું એક ફૂલ આપો, કે લાલ મોરા !
કેસૂડો કામણગારો જી લોલ !

વનની વાટે તે, વ્હાલા ! એક ફૂલ દીઠું લોલ,
એકલ કો ડાળ, એક એકલડું મીઠું લોલ,
મેં તો દીઠું દીઠું ને મન મોહ્યું, કે લાલ મોરા !
કેસૂડો કામણગારો જી લોલ !

ઉત્તરના વાયરાએ ઢંઢોળ્યાં વંન લોલ,
જાગી વસંત, કૈંક જાગ્યાં જીવંન લોલ,
મેં તો સુખડાંની સેજ તજી જોયું, કે લાલ મોરા!
કેસૂડો કામણગારો જી લોલ!

રૂપલિયા વાટ મારી, રૂપલિયા આશ લોલ,
સોનલા સૂરજ-તારા, સોનલ ઉજાશ લોલ,
તારી વેણુમાં વેણ મેં પરોવ્યું, કે લાલ મોરા!
કેસૂડો કામણગારો જી લોલ!

સુન્દરમ્



## 3. ચલ

ચલ, ગાગર! લે ઝટ જઈએ રે,
ચલ ઝટ, ચલ પનઘટ જઈએ.

સાંજ પડી અને જાગ્યા સમીરણ
જાગી અંતરમાં કો આંધી,
સાજ સજાવટ રાખ પરી, એક
ગઠરીમાં હૈયું લે બાંધી રે,
ચલ, ગાગર! લે ઝટ જઈએ.

નીર ભર્યા ઘટ ઠલવી દીજે અને
સાસુની આણ ન સુણીએ,
છોરૂં વછોરૂંને છૂટાં મૂકી હવે
મોંઘુંસોંઘું નહિ ગણીએ રે,
ચલ, ગાગર! લે ઝટ જઈએ.

સૂને ઘાટે બેઠો એકલ સાંવરો
આપણી વાટ નિહાળે,
અમ સરિખાં એને ઝાઝાં મળે ના,
બીજાં કોને એ પાર ઉતારે રે?
ચલ, ગાગર! લે ઝટ જઈ એ.

સુન્દરમ્



## ૪. ડોલર ને ચંપો

વીણ રે વીણ, ડોલર ને ચંપો
વીણ રે વીણ.

લચકે ડોલરિયો, મલકે ચાંપલિયો,
બેઠું ગુલાબ પેલું ગાલ કરી લાલ,
હાં! ઊડે ગુલાલ (૨)
ડોલર ને ચંપો વીણ રે વીણ.

ટહુકે કોયલડી, હીંચે છે વેલડી,
થનગન નાચે છે મોરલા ને ઢેલ,
હાં! ઢેલ કરે ગેલ (૨)
ડોલર ને ચંપો વીણ રે વીણ.

પહેર પગે ઝાંઝરી, હાથ ધરી ખંજરી,
અંગમાં ઉમંગ ભરી હીંચકો ઝૂલાવ;
હાં! જીવન ઝૂલાવ (૨)
ડોલર ને ચંપો વીણ રે વીણ.

સુન્દરમ્



## ૫. ઝૂલા-ઝૂલણ

જગ ઝૂલણિયે ઝૂલે મારો ક્હાન;
સુંદર સુજાણ;
ઝૂલો ચડયો રે ભલી ભાતનો: જગ ઝૂલણિયે૦

કોણે ઘડયો ને કોણે બાંધિયો?
કોણે ગૂથ્યા હીરના દોર?
વહેતો મૂક્યો રે ઊંચા વાયરે,
એનો બેસણહારો ચકોર: જગ ઝૂલણિયે૦

ચાંદા સૂરજ બાંધ્યા ફૂમતે ને લખ
તારલિયા ગૂંથી લીધા કેશ,
નીલાં ગગન ભરી નેણમાં,
આવ્યો મલપંતે વેશ: જગ ઝૂલણિયે૦

પહેલો હિલોળો ઉત્તર પહોંચિયો ને
બીજો હિલોળો દખ્ખણ દેશ,
ત્રીજો હિલોળો ઊંચે ઉપડયો
એની લાગી ગઈ કોઈને ઠેશ: જગ ઝૂલણિયે૦

પોઢયો પંખાળો મારો જાગિયો ને
વને વને ટહુકયા મોર,
ઘેલી વસંતે પહેર્યાં કેસૂડાં ને
ઝાલી રાધાજીએ હીંચકાની દોર: જગ ઝૂલણિયે૦

સુન્દરમ્



# ૬. હંકારી જા!

મારી બંસીમાં બોલ બે વગાડી તું જા,
મારી વીણાની વાણી જગાડી તું જા.

ઝંઝાનાં ઝાંઝરને પહેરી પધાર, પિયા!
કાનનાં કમાડ મારાં ઢંઢોળી જા,
પોઢેલી પાંપણના પડદા ઉપાડી જરા,
સોનેરી સોણલું બતાડી તું જા. મારી૰

સૂની સરિતાને તીર પહેરી પીતાંબરી,
દિલનો દડૂલો રમાડી તું જા,
ભૂખી શબરીનાં બોર બેએક આરોગી,
જનમભૂખીને જમાડી તું જા. મારી૰

ઘાટે બંધાણી મારી હોડી વછોડી જા,
સાગરની સેરે ઉતારી તું જા,
મનના માલિક! તારી મોજના હલેસે
ફાવે ત્યાં એને હંકારી તું જા. મારી૰

સુન્દરમ્



## ૭. ગઠરિયાં

બાંધ ગઠરિયા
મૈં તો ચલી.

રુમઝૂમ બાજત ઝાંઝ પખાજન,
છુમ છુમ નર્તન હોવન રી!
પીવકે ગીત બુલાવત મોહે,
બાંધ ગઠરિયાં મૈં તો ચલી.

સુન્ના ન લિયા, રૂપા ન લિયા,
ન લિયા સંગ જવાહર રી!
ખાખ ભભૂતકી ફૂલ સરિખી,
બાંધ ગઠરિયાં મૈં તો ચલી.

છોટે જન કે પ્યાર તનિક કી
ગઠરી પટકી મૈં ઠહરી,
સુન્દર પ્રભુ કે અમર પ્રેમ કી
બાંધ ગઠરિયાં મૈં તો ચલી.

સુન્દરમ્



## ૮. વસંતનાં ફૂલડાં

મારે આંગણે ફરી ફરી આવે,
આવે ને હસાવે વસંતનાં ફૂલડાં, સખિ!
મને કહોને, એ શીદ ફરી આવે?
જાવે ને રડાવે વસંતનાં ફૂલડાં, સખિ!

# ૬. હંકારી જા!

મારી બંસીમાં બોલ બે વગાડી તું જા,
મારી વીણાની વાણી જગાડી તું જા.

ઝંઝાનાં ઝાંઝરને પહેરી પધાર, પિયા!
કાનનાં કમાડ મારાં ઢંઢોળી જા,
પોઢેલી પાંપણના પડદા ઉપાડી જરા,
સોનેરી સોણલું બતાડી તું જા. મારી૦

સૂની સરિતાને તીર પહેરી પીતાંબરી,
દિલનો દડૂલો રમાડી તું જા,
ભૂખી શબરીનાં બોર બેએક આરોગી,
જનમભૂખીને જમાડી તું જા. મારી૦

ઘાટે બંધાણી મારી હોડી વછોડી જા,
સાગરની સેરે ઉતારી તું જા,
મનના માલિક! તારી મોજના હલેસે
ફાવે ત્યાં એને હંકારી તું જા. મારી૦

સુન્દરમ્



## ૭. ગઠરિયાં

બાંધ ગઠરિયા
મૈં તો ચલી.

રુમઝૂમ બાજત ઝાંઝ પખાજન,
છુમ છુમ નર્તન હોવત રી!
પીવકે ગીત બુલાવત મોહે,
બાંધ ગઠરિયાં મૈં તો ચલી.

સુન્ના ન લિયા, રૂપા ન લિયા,
ન લિયા સંગ જવાહર રી!
ખાખ ભભૂતકી ફૂલ સરિખી,
બાંધ ગઠરિયાં મૈં તો ચલી.

છોટે જન કે પ્યાર તનિક કી
ગઠરી પટકી મૈં ઠહરી,
સુન્દર પ્રભુ કે અમર પ્રેમ કી
બાંધ ગઠરિયાં મૈં તો ચલી.

સુન્દરમ્



## ૮. વસંતનાં ફૂલડાં

મારે આંગણે ઊડી ઊડી આવે,
આવે ને હસાવે વસંતનાં ફૂલડાં, સખિ!
મને કહોને, એ શીદ ઊડી આવે?
જાવે ને રડાવે વસંતનાં ફૂલડાં, સખિ!

## ૬. હંકારી જા!

મારી બંસીમાં બોલ બે વગાડી તું જા,
મારી વીણાની વાણી જગાડી તું જા.

ઝંઝાનાં ઝાંઝરને પહેરી પધાર, પિયા!
કાનનાં કમાડ મારાં ઢંઢોળી જા,
પોઢેલી પાંપણના પડદા ઉપાડી જરા,
સોનેરી સોણલું બતાડી તું જા. મારી૦

સૂની સરિતાને તીર પહેરી પીતાંબરી,
દિલનો દડૂલો રમાડી તું જા,
ભૂખી શબરીનાં બોર બેએક આરોગી,
જનમભૂખીને જમાડી તું જા. મારી૦

ઘાટે બંધાણી મારી હોડી વછોડી જા,
સાગરની સેરે ઉતારી તું જા,
મનના માલિક! તારી મોજના હલેસે
ફાવે ત્યાં એને હંકારી તું જા. મારી૦

સુન્દરમ્



## ૭. ગઠરિયાં

બાંધ ગઠરિયા
મૈં તો ચલી.

રુમઝૂમ બાજત ઝાંઝ પખાજન,
છુમ છુમ નર્તન હોવત રી!
પીવકે ગીત બુલાવત મોહે,
બાંધ ગઠરિયાં મૈં તો ચલી.

સુન્ના ન લિયા, રૂપા ન લિયા,
ન લિયા સંગ જવાહર રી!
ખાખ ભભૂતકી ફૂલ સરિખી,
બાંધ ગઠરિયાં મૈં તો ચલી.

છોટે જન કે પ્યાર તનિક કી
ગઠરી પટકી મૈં ઠહરી,
સુન્દર પ્રભુ કે અમર પ્રેમ કી
બાંધ ગઠરિયાં મૈં તો ચલી.

સુન્દરમ્



## ૮. વસંતનાં ફૂલડાં

મારે આંગણે ઊડી ઊડી આવે,
આવે ને હસાવે વસંતનાં ફૂલડાં, સખિ!
મને કહોને, એ શીદ ઊડી આવે?
જાવે ને રડાવે વસંતનાં ફૂલડાં, સખિ!

મેં તો પૂજી'તી પાનખર મ્હેલી,
સૂકી'તી ઉરવેલી, વસંતનાં ફૂલડાં, સખિ!
ત્યાં તો વાયરાની વેણુ ક્યાંક વાગી!
જાગી હું અભાગી, વસંતનાં ફૂલડાં, સખિ!

હવે ફૂટતાં ફૂલોને કોણ રોકે?
આવત અહીં ટોકે? વસંતનાં ફૂલડાં, સખિ!
હું ના જાણું, એ કોણ? શું કહાવે?
આવુંક તે સતાવે! વસંતનાં ફૂલડાં, સખિ!

એને કહોને આ ગામ કદી ના'વે,
ઓ રે! ન કદી આવે, વસંતનાં ફૂલડાં, સખિ!
વારું, વારું ને ઊડી ઊડી આવે,
સૂતેલને જગાવે, વસંતનાં ફૂલડાં, સખિ!

મારે આંગણે ઊડી ઊડી આવે વસંતનાં ફૂલડાં, સખિ!

ઉમાશંકર જોશી



## ૯. વસંત મંજરી

મારા પાલવને છેડલે રમતા
કે વાયરા વાયા વસન્તના.
હુ ના જાણું, કેમ હૈયાને ગમતા?
કે વાયરા વાયા વસન્તના.

બેઠી'તી મૂગી હું તો સ્વપ્નાંની કુંજમાં,
આછો સંચાર થયો પલ્લવના પુંજમાં.

કયાંથી આવ્યા ભુવન ભુવન ભમતા?
કે વાયરા વાયા વસન્તનાં.

સવળ્યાં લોચન, ધસે દિશદિશની કેડીએ,
કોની એ વાટ જુએ ચઢી મન-મેડીએ?

રમે રંગેરંગમાંહી રૂમઝૂમતા
કે વાયરા વાયા વસન્તના.
મારા હૈયાપાલવે ઘૂમતા
કે વાયરા વાયા વસન્તના.

ઉમાશંકર જોશી



## ૧૦. ગોરી મોરી! ફાગણ ફાલ્યો જાય

ગોરી મોરી! ફાગણ ફાલ્યો જાય,
કે ચૈતર કોણે દીઠો રે લોલ?
વ્હાલા મોરા! જોબન ઝોલાં ખાય,
કે ઝૂલણો લાગે મીઠો રે લોલ.

ગોરી મોરી! હૈયાં ઢળી ઢળી જાય,
કે ઝૂલશો ક્યાં લગી રે લોલ?
વ્હાલા મોરા! ઝૂલણો મેલ્યો ન જાય,
કે ઝૂલશું જિન્દગી રે લોલ.

ગોરી મોરી! ચૈતર ચાલ્યો જાય,
કે વૈશાખ વહી જશે રે લોલ.
વ્હાલા મોરા! આ શો અધીરો થાય?
કે આજ ઓછી કાલ હશે રે લોલ.

ગોરી! વ્હાલે મેલી આંબલિયાની ડાળ,
કે ચાલ્યા ચાકરી રે લોલ.
લાગી ઊઠી વૈશાખ જેઠની ઝાળ,
કે વેળા આકરી રે લોલ.

આવી ત્યાં તો આષાઢી મેઘ સંભળાય,
ગોરીનો ભીંજ્યો કંચવો રે લોલ.
વ્હાલા મોરા! ફાગણ પાછો લાવ્ય,
કે ચૈતર ક્યાં મૂક્યો રે લોલ?

આભમાં ફરકે શ્રાવણ વીજ,
ગોરીની રૂઠી આંખડી રે લોલ.
વ્હાલા મોરા! બીજની ન કરજે ત્રીજ,
ભીંજાતી મૈં અહીં ખડી રે લોલ.

ઉમાશંકર જોશી



## ૧૧. ગામને કૂવે

ગામને કૂવે પાણીડાં નહિ ભરું,
કૂવે કળાયલ મોર, મોરી સૈયરું!
ગામને કૂવે પાણીડાં નહિ ભરું.

ગામને સરવરિયે ઝીલણુ નહિ કરું,
સરવરિયે ચિત્તડાનો ચોર, મોરી સૈયરું! ગામને ૦

ગામની વાડીમાં કદી નહિ ફરું,
વાડીમાં પિયુનો કલશોર, મોરી સૈયરું! ગામને ૦

ગામને ચૌટે ઘડીભર નહિ ઠરું,
ચૌટામાં ચમકે ચકોર, મોરી સૈયરું! ગામને ૦

ગામમાં રહીને જઈ ક્યા ઠરું?
ઠાલો એકે ન મૂકે ઠોર, મોરી સૈયરું! ગામને ૦

ગામમાં માતી હું ન્હતી ધૂમતાં,
તોડયો એણે મનડાંનો તોર, મોરી સૈયરું! ગામને ૦

ઉમાશંકર જોશી



## ૧૨. પરબ

મટુકીમાં કૂવા ભર્યા ઠર્યા રે લોલ,
પાણીડાં પીતા જાઓ રે,
પંથી! વસમી છે વનની વાટડી.

નથી પલક ઘડી પ્હોરની, છે વરસોની પ્યાસ;
મટુકી તારી નાનલી, શી છીપવાની આશ?

મટુકીમાં રૂપ કંઈ ભર્યાં ભર્યાં રે લોલ,
જોબન એ ઝીલતા જાઓ રે,
પંથી! વસમી છે જગની વાટડી.

નથી જનમની-જીવનની, છે જુગજુગની પ્યાસ;
જોબન તારૂં પલકનું, શી છીપવાની આશ?

મટુકીમાં હૈયાં ભર્યાં નર્યાં રે લોલ,
આતમ શું હીંચતા જાઓ રે,
પંથી! વસમી છે ભવની વાટડી.

પાજો પંખી-પ્રાણીને, છીપવજો જગપ્યાસ;
ન્યારા મારા પંથ હો! અણજાણ્યાંની આશ?

મટુકીમાં બ્રહ્મ સભર ભર્યાં રે લોલ,
રસછોળે ભીંજાતા જાઓ રે,
પંથી! વસમી ત્રિભુવન વાટડી.

ઉમાશંકર જોશી



## ૧૩. ઊભી વાટે ઊડે રે!

ઊભી વાટે ઊડે રે તારી ચૂંદડી.

મારા સૂરજ - ચંદર દીવડા,
એને ઝપટે લેતી લ્હેરાય.
ઊડે રે તારી ચૂંદડી.

ફરતો દરિયાઈ ઘાઘર ઝૂલતો,
પગલે ઘેરની ઝૂલ પથરાય.
ઊડે રે તારી ચૂંદડી.

ચમકે વણઢાંક્યો અંબર કંચવો,
એનાં વાયરે નૂર વેરાય.
ઊડે રે તારી ચૂંદડી.

આંખ ઊગમણે આથમણે ઘૂમતી,
અણકથ કોડ છાતડીમાં ન માંય,
ઊડે રે તારી ચૂંદડી.

પાની પડતી, અડતી ધરતીને ધીરી,
સુરખી સંધ્યા - ઉષાની રેળાય.
ઊડે રે તારી ચૂંદડી.

ચુવે ભાલથી નિશદિન ચન્દની,
હૈયાના ન હુતાશ હોલાય.
ઊડે રે તારી ચૂંદડી.

ડગલું માંડે ને નજરો રહે ઢૂંઢતી,
ભરિયાં જોબન લેરે જાય,
ઊડે રે તારી ચૂંદડી.

ઊભી વાટે ઊડે રે તારી ચૂંદડી.

ઉમાશંકર જોશી



# ૧૪. વાદળી

દખ્ખણના વાયરા લાવે રે
એક નવરંગી વાદળી.
રુમ્મઝૂમ્મ રમતી આવે રે
એક રમતીલી વાદળી.

રમતીલી વાદળી, ગમતીલી વાદળી,
બળતે ઉનાળે અણધારી વાદળી.
દોડી ઉમંગભરી આવતી રે
એક રંગભરી વાદળી.
ડુંગર ઓળંગતી આવે રે
એક એકલડી વાદળી.

હૈયે એને કોડ કૈં કૈં હિલોળે,
છાયા તરતી જુએ ધરતીને ખોળે,
છલકાતી પાણીડાંની છોળે રે
એક કોડભરી વાદળી.
વરસું ક્યાં? એમ કૈં મુંઝાયે રે
એક વાટભૂલી વાદળી.
રુમ્મઝૂમ્મ રમતી આવે રે
એક નવરંગી વાદળી.

ઉમાશંકર જોશી



# ૧૫. ઉરની અમરાઇ ભરી

આષાઢી આભ ભરી બોલે છે મોરલો.
ડુંગરે બોલે છે મોરલો,
આધી વનરાઈ ભરી બોલે છે મોરલો.
ડુંગરે બોલે છે મોરલો.
હાં રે ચિત્ત ચો ર લો!
ડુંગરે બોલે છે મોરલો.

ઊંચેરી ડોક, ક્ષિતિજ પાર ઢળી આંખ છે.
ઊડવા મથતી ઘડી રોકી બે પાંખ છે.
ચડતાં આંસુની જરી કીકીમાં ઝાંખ છે.
ડુંગરે બોલે છે મોરલો.
ઊંડી વનરાઈ ભરી બોલે છે મોરલો.

ઘેરા ગંભીર એના ગાજે ટહુકડા,
આઘેરા મેઘને તેડે એ ઢૂકડા,
મીઠાં ખીલી ઊઠયાં ઢેલબાનાં મુખડાં.
ડુંગરે બોલે છે મોરલો.
ગાઢી વનરાઈ ભરી બોલે છે મોરલો.

સામા ડુંગરડાની ખીણે પડઘા પડે,
ઘેલી પેલી વાદળીને વાટમાં ઘણા નડે.
મૂંગી કો મુગ્ધાના અંતરમાં આથડે,
ડુંગરે બોલે છે મોરલો.
ઘેરી વનરાઈ ભરી બોલે છે મોરલો.

મેલી વિસારી ઘરણીને મેહુલીએ!
મુજને અંતરિયાળ મેલી નાહોલીએ!
મોરલા! હૈયાં બીજાંનાં ન બોલીએ.
ડુંગરે બોલે છે મોરલો.
ઉરની અમરાઈ ભરી બોલે છે મોરલો.

ઉમાશંકર જોશી



## ૧૬. મારે અંબોડલે

મારે અંબોડલે ત્રણ ત્રણ ફૂલ—
ડોલર, ચંપો, ચમેલડી.

ડોલે ડોલર, ને ઝૂલે ચમેલડી,
ચંપાની ઝીણેરી ફરકે રે પાંખડી,
માડીની મધમીઠી હસતી રે આંખડી,
એ હાસનાં કહો શાં શાં રે મૂલ?
ડોલર, ચંપો, ચમેલડી.
મારે અંબોડલે ત્રણ ત્રણ ફૂલ-
ડોલર, ચંપો, ચમેલડી.

ભાઈ મારો ડોલર, હું બેની ચમેલડી,
ચંપાની ડાળિયે વળગેલી વેલડી,
બાની સામે અમે ભાઈબેન બેલડી.
સોહાગી તાનમાં રહીએ રે ડૂલ,
ડોલર, ચંપો, ચમેલડી.
મારે અંબોડલે ત્રણ ત્રણ ફૂલ
ડોલર, ચંપો, ચમેલડી.

ઉમાશંકર જોશી



## ૧૭. ગુજરાતણ

ઊંચે ઝરૂખડે ઝૂકી ગુજરાતણ,
વનને મારગડે ટહુકી ગુજરાતણ,
નીર ભર્યે બેડલે,
ફરકંતે છેડલે,
વીજભરી વાદળી શી છલતી ગુજરાતણ,
ઘેરઘેર ઢેલડ શી ઢળતી ગુજરાતણ.

માડીની અમરત આંખો ગુજરાતણ,
વ્હાલપની હૂંફ ભરી પાંખો ગુજરાતણ.
ફાગણના ફાગ કે,
વૈશાખી આગ રે!
રસઘાટે સારસી શી ઘેલી ગુજરાતણ,
રણવાટે પ્રીતમથી પ્હેલી ગુજરાતણ.

દુબળાંની બેલી થતી અબળા ગુજરાતણ.
કેસરિયાં સજનારી સબળા ગુજરાતણ.
ખેતરે ને કોતરે,
મેદનીને મોખરે,
સોળે કળા ખીલી દીઠી ગુજરાતણ.
ગરબે ઘૂમંત ગોરી મીઠી ગુજરાતણ.

નરમદ શા નરવરની માડી ગુજરાતણ,
નરને વિસરાવનાર નારી ગુજરાતણ.
આંખ અમી છલકે,
મુખ મીઠું મલકે,
સાડીના શઢ ભર્યા ખૂલે ગુજરાતણ.
ભાવીને પંથ ધીર ઝૂલે ગુજરાતણ.

ઉમાશંકર જોશી



## ૧૮. દૂર શું? નજીક શું?

છોને છોડે એ ભૂમિના કિનારા,
ને શહેરના મિનારા,
કે હોડીને દૂર શું? નજીક શું?

એકવાર શઢ ભર્યા ફૂલ્યા,
ને વાયરા ખૂલ્યા,
કે હોડીને દૂર શું? નજીક શું?

સામે આભના તે આગળા ખૂલે,
ને પંથ નવા ઝૂલે,
કે હોડીને દૂર શું? નજીક શું?

એના પહોળા પાલવ દૂર ફરકે,
ને ઝીણું ઝીણું મરકે,
કે હોડીને દૂર શું? નજીક શું?

કદી કૂદી દે તારલાને તાલી,
હસંત મતવાલી,
કે હોડીને દૂર શું? નજીક શું?

કદી ઝંઝાને વીંઝણે રમંતી,
તૂફાને ભમંતી,
કે હોડીને દૂર શું? નજીક શું?

એ તો સરખાં સમોવડાંને ભેટે,
ત્રિકાલને ત્રિભેટે,
કે હોડીને દર શું? નજીક શું?

આજે બીજકલા દેખીને ઊપડી,
પૂનમ એની ઢૂકડી,
કે હોડીને દૂર શું? નજીક શું?

એણે ધ્રુવનું નિશાન ભલું તાક્યું,
બાકી ન કાંઈ રાખ્યું,
કે હોડીને દૂર શું? નજીક શું?

છોને છોડે એ શહેરના મિનારા,
ને ભૂમિના કિનારા,
કે હોડીને દૂર શું? નજીક શું?

ઉમાશંકર જોશી



## ૧૯. નવાં નવાણ

રમે હૈયાને ટેરવે સદાયે,
ને હોઠે ન આવે, એ ગીત મારે ગાવું, સખિ!
કદી ક્યાંથી જરીક શું સુણાયે,
ને ઝાઝું સમજાયે, એ ગીત મારે ગાવું, સખિ!

ઉરે કોઈની પગલીઓ પૂજી,
ઓચિંતી આજ કૂજી, એ ગીત મારે ગાવું, સખિ!
જૂનાં સોણાંની મંજરીઓ મ્હોરી,
અનંત રમે હોરી, એ ગીત મારે ગાવું, સખિ!

## ૧૮. દૂર શું? નજીક શું?

છોને છોડે એ ભૂમિના કિનારા,
ને શહેરના મિનારા,
કે હોડીને દૂર શું? નજીક શું?

એકવાર શઢ ભર્યા ફૂલ્યા,
ને વાયરા ખૂલ્યા,
કે હોડીને દૂર શું? નજીક શું?

સામે આભના તે આગળા ખૂલે,
ને પંથ નવા ઝૂલે,
કે હોડીને દૂર શું? નજીક શું?

એના પહોળા પાલવ દૂર ફરકે,
ને ઝીણું ઝીણું મરકે,
કે હોડીને દૂર શું? નજીક શું?

કદી કૂદી દે તારલાને તાલી,
હસંત મ ત વા લી,
કે હોડીને દૂર શું? નજીક શું?

કદી ઝંઝાને વીંઝણે રમંતી,
તૂ ફા ને ભ મં તી,
કે હોડીને દૂર શું? નજીક શું?

એ તો સરખાં સમોવડાંને ભેટે,
ત્રિ કા લ ને ત્રિ ભે ટે,
કે હોડીને દૂર શું? નજીક શું?

આજે બીજકલા દેખીને ઊપડી,
પૂનમ એની ઢૂકડી,
કે હોડીને દૂર શું? નજીક શું?

એણે ધ્રુવનું નિશાન ભલું તાક્યું,
બાકી ન કાંઈ રાખ્યું,
કે હોડીને દૂર શું? નજીક શું?

છોને છોડે એ શહેરના મિનારા,
ને ભૂમિના કિનારા,
કે હોડીને દૂર શું? નજીક શું?

ઉમાશંકર જોશી



## ૧૯. નવાં નવાણ

રમે હૈયાને ટેરવે સદાયે,
ને હોઠે ન આવે, એ ગીત મારે ગાવું, સખિ!
કદી ક્યાંથી જરીક શું સુણાયે,
ને આછું સમજાયે, એ ગીત મારે ગાવું, સખિ!

ઉરે કોઈની પગલીઓ પૂજી,
ઓચિંતી આજ ફૂજી, એ ગીત મારે ગાવું, સખિ!
જૂનાં સોણાંની મંજરીઓ મ્હોરી,
અનંત રમે હોરી, એ ગીત મારે ગાવું, સખિ!

કંઈ જનમોનાં બાંધણાં તૂટયાં,
નવાણ નવાં ફૂટયાં, એ ગીત મારે ગાવું, સખિ!
ઉરે ડસતી નાગણ સમાં દોડે,
જાણું ન, કોની સોડે? એ ગીત મારે ગાવું, સખિ!

હવે છલકે કોડીલું ઉર નાનું,
નાચે છાનુંમાનું, એ ગીત મારે ગાવું, સખિ!
ઘણું ગમતું તોયે ના ગવાતું,
હૈયામાં મૂઝાતું, એ ગીત મારે ગાવું, સખિ

મારી નાની છાતીમાં ન માતું, એ ગીત મારે ગાવું, સખિ!
ઓ રે! નાની છાતીમાં ન માતું, એ ગીત મારે ગાવું, સખિ!

ઉમાશંકર જોશી



## ૨૦. વાટડી

વાટડી, વન રે વગડાની હું વાટડી.

ભટકું હું ભમતી ડુંગરને માથે,
રમતી રૂમઝૂમતી નદીઓની સાથે,
લેતી કુંજોને કોડભરી બાથે,
ધરતી માથે શું સેંથી પડી? વાટડી૦

ઓત્તરદખ્ખણ આમતેમ અટવાતી,
વનની તે વીજળી શી ચોગમ વીંઝાતી,
પંથીને દેખીને સામેથી ધાતી,
સૂનાં વેરાનમાં હું આથડી: વાટડી૦

પગલાં નીચે મારી કાયા પિલાતી,
જગની પથારીએ પડનાં વિલાતી,
અહીંથી ફેંકાઈ સામે તીરે ઝીલાતી,
ચાટું આકાશ ગિરિએ ચડી: વાટડી૦

ઘેરી ગુફાઓ ને કોતરોમાં ઘૂમતી,
વનરાને માથે કો તેગ સમી ઝૂમતી,
અભિયાગનનાં રહું પાવલિયા ચૂમતી,
ધરી મેં એને કાજ જાતડી: વાટડી૦

ઉમાશંકર જોશી



## ૨૧. વિરાટનો રાસ

આભ ચંદા ઝૂલે ને ઝમે ચંદની રે,
સ્ફુરે હૈયે ગભીર તેજ—છોળ લોલ!
ચગિયો વિરાટ રાસ વિશ્વમાં રે!

આજ ગાજે પડછંદ ગેબી આભમાં રે,
રમે રાસે ભૂગોળ ને ખગોળ લોલ!
ચગિયો વિરાટ રાસ વિશ્વમાં રે!

વાગે ઝાંઝર ઊડે કણ આભમાં રે,
બને કણનાં કોટિ બ્રહ્માંડ લોલ!
ચગિયો વિરાટ રાસ વિશ્વમાં રે!

રાસ હીંચે હૈયા તણે હીંચકે રે,
હીંચે હીંચે અનન્ત ને સાન્ત લોલ!
ચગિયો વિરાટ રાસ વિશ્વમાં રે!

ઝૂલે રાસે અન્ધાર તેજ બેલડી રે,
ઝૂલે ઝૂલે દિવસ ને રાત લોલ !
ચગિયો વિરાટ રાસ વિશ્વમાં રે!

રાસ ચગિયો અનન્તની કુંજમાં રે,
એના પડઘા ત્રિકાળમાં વેરાય રે!
ચગિયો વિરાટ રાસ વિશ્વમાં રે!

સ્નેહરશ્મિ



## ૨૨. ગોપ-દુલારી

રૂમઝૂમ પગલે ચાલી
જો! રાધા ગોપ-દુલારી!

ઉષાનું સિન્દૂર સેંથે છલકે,
ભાલે શશીની ટીલડી પલકે,
શરદની તારક ઓઢણી ઢળકે
અંગે શી મતવાલી!
જો! રાધા ગોપ-દુલારી!

બંસીબટ મોરલીથી ગાજે,
કાનકુંવર પદ નૂપુર બાજે,
ધેનુવૃન્દો થૈ થૈ નાચે.
નાચે વ્રજની નારી!
જો! રાધા ગોપ-દુલારી!

સર સરિતાને હેલે ભરતી,
કુંજ નિકુંજે જાય ગજવતી,
પાંદડે પાંદડે માણેક મૂકતી,
નાચે દઈ રસ તાલી!
જો! રાધા ગોપ-દુલારી!

કાલિન્દીને તીરે એવી,
નીરખે દેવો નીરખે દેવી,
નર્તન-ઘેલી રાધા કેરી
લીલામય છબિ ન્યારી!
જો! રાધા ગોપ-દુલારી!

સ્નેહરશ્મિ



## ૨૩. કોણ રોકે!

આ પૂનમની ચમકે ચાંદની
એને કોણ રોકે?
કાંઈ સાયર છલક્યો જાય,
કે એને કોણ ટોકે!

આ આષાઢી વરસે મેહુલો,
એને કોણ રોકે?
કાંઈ પૃથિવી પુલકિત થાય,
કે એને કોણ ટોકે!

ઝૂલે રાસે અન્ધાર તેજ બેલડી રે,
ઝૂલે ઝૂલે દિવસ ને રાત લોલ !
ચગિયો વિરાટ રાસ વિશ્વમાં રે!

રાસ ચગિયો અનન્તની કુંજમાં રે,
એના પડઘા ત્રિકાળમાં વેરાય રે!
ચગિયો વિરાટ રાસ વિશ્વમાં રે!

સ્નેહરશ્મિ



## ૨૨. ગોપ-દુલારી

રૂમઝૂમ પગલે ચાલી
જો! રાધા ગોપ-દુલારી!

ઉષાનું સિન્દૂર સેંથે છલકે,
ભાલે શશીની ટીલડી પલકે,
શરદની તારક ઓઢણી ઢળકે
અંગે શી મતવાલી!
જો! રાધા ગોપ-દુલારી!

બંસીબટ મોરલીથી ગાજે,
કાનકુંવર પદ નૂપુર બાજે,
ધેનુવૃન્દો થૈ થૈ નાચે.
નાચે વ્રજની નારી!
જો! રાધા ગોપ-દુલારી!

સર સરિતાને હેલે ભરતી,
કુંજ નિકુંજે જાય ગજવતી,
પાંદડે પાંદડે માલિક મૂકતી,
નાચે દઈ રસ તાલી!
જો! રાધા ગોપ-દુલારી!

કાલિન્દીને તીરે એવી,
નીરખે દેવો નીરખે દેવી,
નર્તન-ઘેલી રાધા કેરી
લીલામય છબિ ન્યારી!
જો! રાધા ગોપ-દુલારી!

સ્નેહરશ્મિ



## ૨૩. કોણ રોકે!

આ પૂનમની ચમકે ચાંદની
એને કોણ રોકે?
કાંઈ સાયર છલક્યો જાય,
કે એને કોણ ટોકે!

આ આષાઢી વરસે મેહુલો,
એને કોણ રોકે?
કાંઈ પૃથિવી પુલકિત થાય,
કે એને કોણ ટોકે!

આ વસન્તે ખીલતાં ફૂલડાં!
એને કોણ રોકે?
કાંઈ ભમરા ગમ વિણ ગાય,
કે એને કોણ ટોકે!

આ આંબે મ્હોરતી મંજરી,
એને કોણ રોકે?
કાંઈ કોકિલ ઘેલો થાય,
કે એને કોણ ટોકે!

આ અંગે યૌવન પાંગરે,
એને કોણ રોકે?
કાંઈ ઉરમાં ઉર નહિ માય,
કે એને કોણ ટોકે!

સ્નેહરશ્મિ



## ૨૪. કોડ

કે કોણ પછી સૂતાં ન જાગે?
મ્હોરે જગત બધું ફાગે!
કે કોણ પછી સૂતાં ન જાગે?

ગાતી આ સીમ ભરી છૂપી કો કોકિલા,
પાસે પડઘાય સૂર આઘે!
કે કોણ પછી સૂતાં ન જાગે?

વનવનની કુંજથી ફોરમ ફૂલોની,
આવે કો ઘેનભર્યા રાગે!
કે કોણ પછી સૂતાં ન જાગે?

કેસૂડાંની કીકીમાં રેલી છલકાતી,
હૈયે આ રંગછોળ લાગે,
કે કોણ પછી સૂતાં ન જાગે?

ચંદનીનાં ચીર સજી ચમકે આ જામિની,
કોને ન રૂપ-બાણ વાગે?
કે કોણ પછી સૂતાં ન જાગે?

કોડે છલકાઈ રહી હૈયાની છાબ આ,
ઝંખે, કો આવી કશું માગે!
કે કોણ પછી સૂતાં ન જાગે?

સ્નેહરશ્મિ



## ૨૫. શું રે કરાવી ગયું?

જાગી ધરતીને ઉરે રજ કૈં સોનેરી,
પ્રાચીએ આંખડી ઉઘાડી જી રે!
પોઢેલી ધરતીના પ્રાણને જગાડી;
સૂરજે મીટ એક માંડી જી રે!

લઈને ઘડૂલો હું તો પાણીડાં સંચરી,
સરખી સાહેલી મળી વાટે જી રે!
વાતોમાં વેળ કહીં વીતી ના જાણ્યું;
વળતાં છલકયાં નીર ઘાટે જી રે!

એ રે પાણીડાંનાં ફોરાં છાનાં બેક,
દીઠાં અદીઠાં ઉર ઊડિયાં જી રે!
વનવનના કાનમાં કે'વા એ વાતને;
જાગેલાં પંખી તીર કૂજિયાં જી રે!

એ રે કૂજને ઉર સૂતું કો જાગ્યું,
જાગીને વેણ એક નાખ્યું જી રે!
તરસ્યું એ વેણ, સખિ! શું રે કરાવી ગયું?
ઘેલીએ મેં નહિ જાણ્યું જી રે!

પાછું જોતી ને હસી નેણલાં નચાવતી,
સાહેલી સહુ ગઈ ચાલી જી રે!
એકલડી વાટમાં હું તો રહી ગઈ;
કેડે ઘડૂલો હસે ખાલી જી રે!

સ્નેહરશ્મિ



## ૨૬. લાગણી

રંગે રમો, સંગે રમો રે!
ભરી ભોમકા મલકી તેડે જી રે!
રંગે રમો, સંગે રમો રે!

ઓતરા ને ચીતરાએ મહેર ભલી કીધી,
વાયુએ ઢાળી છે પાંખ;
અગન ફૂલોના અમૃત—વરસાવથી
મલકે શી સૂરજની આંખ! રંગે૦

લીધી વિદાય જુવો ધરતીની મેંહુલે
સોનાથી ક્યારી છલકાય!
મોતીની મૂઠ ભરી ડોલે કણુસલાં,
પાળો શી મોલે ઢંકાય! રંગે૦

છોડી મઢૂલી આવો આવો ઘરગોખ ત્યજી
લણુણીના લેવાને લ્હાવ!
પ્રાણભરી હલકે સૌ સીમ ભરી દેતાં
ગીતો કૈં લણુણીનાં ગાવ! રંગે૦

ડોલે વનો ને ડોલે છે ખેતરો,
ગહેકે છે મનડાંના મોર,
ધરતીમૈયા ધરી સોનાના થાળ ઊભાં
કે'તાં, "સૌ આવજો પોર!"
રંગે રમો, સંગે રમો રે!

સ્નેહરશ્મિ



## ૨૭. કા'ન! તારી મોરલીએ

કા'ન! તારી મોરલીએ જી રે, મારાં મન હર્યાં,
સમી સ્હાંજની જી રે, વિજોગણુ ક્યાં રે વાગી?
કા'ન હજુ આવતા ન જી રે, રેણુ ઊભી રહે,
વહી ચાલતી જી રે, અધૂરા રાસ રહે: કા'ન૦

ઘાટ ઊભા જમનાના જી રે, આલી! વેણુ વદે,
ભલી રાધિકા જી રે, 'નથી અહીં કા'ન કહીં,'
કા'ન, બ્હેની! આવશે હો જી રે, રાસે રસ ભર્યો,
સખિ! રાસની જી રે, રૂડી પૂર્ણિમા ઊગી: કા'ન૦

કા'ન, બ્હેની! દ્વારકાનો જી રે, રાજા રસ ભૂલ્યો,
ભલી ગોપિકા જી રે, વિજોગણ ઘેર વળો.
આભ માંહિ રાજતો હો જી રે, પૂનમ ચંદ્રમા,
ઊભી રાધિકા જી રે, વિજોગણ એકલડી: કા'ન ૯

આભ શશી શોભતો હો જી રે, રાધા ભાન ભૂલી,
ઊભી એકલી જી રે, વિજોગણ આંસુ ભરે.
આભ શશી શોભતો હો જી રે, રાધા નાદ સુણે,
મીઠી મોરલીનાં જી રે, વિજોગણ ધ્યાન ધરે: કા'ન ૦

રસિકલાલ પરીખ



## ૨૮. સન્દેશ

( ઢાળ: સ્નેહધામ સૂનાં સૂનાં રે! )

ઊંચાં આકાશનાં આંગણાં,
સખિ! નીચા તે મેઘલ મ્હેલ રે;
આંખડી આંસુભરી રે.

ઊંચે ચન્દા ચળકી રહી,
કાંઈ નીચાં ઢળે એનાં નેણ રે: આંખડી ૦

ઊંચે ઉરે હું એકલી,
વહે નીચાં નેણાનાં નીર રે: આંખડી ૦

ભીંજે હૈયાનો હીરલો,
મારાં ભીંજાય નવરંગ ચીર રે: આંખડી ૦

ચન્દા! ચટકતી ચાલતાં,
જરી સુણજે વિજોગની વાત રે: આંખડી૦

એક સન્દેશડો આપજે,
મારી ઝૂરી મરે જ્યાં માત રે: આંખડી૦

શાં શાં એંધાણે ઓળખું?
કંઈ ઝૂરી મરે છે માય રે: આંખડી૦

રોતાં આંખડલી રાતડી,
એનું હૈયું હિંચોળા ખાય રે: આંખડી૦

ઘૂમી રહે ઘર ઘેલડી,
એને કામ સૂઝે નહિ કાંય રે: આંખડી૦

કાગ ઉડાડતી આંગણે,
એ તો દોડી-દોડી ડોકાય રે: આંખડી૦

ગાય વળાવતી ગોંદરે,
એની એક દિશામાં આંખ રે: આંખડી૦

પન્થી — પન્થીને પૂછતી,
એનો એકલડો અભિલાખ રે: આંખડી૦

એ રે એંધાણે ઓળખી,
સખિ! કહેજે કુશળનાં કેં'ણ રે: આંખડી૦

આજ નાંખ્યું મેં એટલું,
તને વ્હાલી ગણીને વેણ રે: આંખડી૦

દા. ખુ. બોટાદકર



# ૨૯. વીંઝણો

આકાશે આ વીંઝણલો કોણ વાય?
રજની રે! તારો સલૂણો શશિયર રાણો વાય;
વીંઝણલામાં તારલિયાળી ભાત.

ધરતીમાં એ વીંઝણલો કોણ વાય?
સરિતાજી! તારો સાયબો સાયર રાણો વાય;
વીંઝણલામાં માછલિયાળી ભાત.

સરોવર પાળે વીંઝણલો કોણ વાય?
કોયલ! તારો કંથ આંબો રાણો વાય;
વીંઝણલામાં મંજરિયાળી ભાત.

વાડીમાં એ વીંઝણલો કોણ વાય?
ઢેલડ! તારો વર રે મોરલિયો જી વાય;
વીંઝણલામાં ચાંદલિયાળી ભાત.

પીંજર પેસી વીંઝણલો કોણ વાય?
મેનાજી! તારો પિયુડો પોપટ રાણો વાય;
વીંઝણલામાં પીંછલિયાળી ભાત.

ગોખે બેસી વીંઝણલો કોણ વાય?
નાણદલબાનો વીર રે, વાલમ મારો વાય.
વીંઝણલામાં રામ-સીતાજીની ભાત.

ઝવેરચંદ મેઘાણી



## ૩૦. ફાગણ આયો

ફાગણ આયો, ફાગણ આયો, ફાગણ આયો રે!
ઋતુઓ કેરો રાજન આયો, ફાગણ આયો રે!
ફૂલડે છાયો: રંગ સુહાયો:
'મલયાનિલની ફોરમ વાયો':
જૂઠો જૂઠો કવિજન ગાયો,
ફાગણ આયો રે,
સળગતો ફાગણ આયો રે! ફાગણ૦

વસંત ક્યાં છે? કોનાં પૂજન?
ક્યાં દીઠાં ભમરાનાં ગુંજન?
રસઘેલાંનાં કૌમુદી—કૂજન,
કોઈ ન લાયો રે,
ધધખતો ફાગણ આયો રે! ફાગણ૦

ક્યાં ફૂલવાડી? કોયલડી ક્યાં?
કૂવે નવાણે પાણી ડૂક્યાં,
માએ રડતાં બાળક મૂક્યાં,
સ્નેહ સુકાયો રે,
મહાનલ ફાગણ આયો રે! ફાગણ૦

પ્રભુ—મંદિરિયે પુષ્પ હિંડોળા:
દ્વાર ખડાં ક્ષુધિતોનાં ટોળાં:
હૂ હૂ સૂર કરે વંટોળા:
નટવર ના'યો રે!
ભયંકર ફાગણ આયો રે! ફાગણ૦

થેઈ થેઈકાર દઈ કર-તાલી,
નાચે નવ ગોપી મતવાલી:
આ તો કાલી કોપ-કરાલી:
તાંડવ ગાયો રે,
પ્રલયકર ફાગણ આયો રે! ફાગણ૦

સંતોષી પુરજનને આંગણ,
નવ ચેતાયા હોમ-હુતાશન,
આ તો કાળ—ચિતાનાં દર્શન:
ધૂમ્ર છવાયો રે,
ધૂંધળો ફાગણ આયો રે! ફાગણ૦

ઝવેરચંદ મેઘાણી



## ૩૧. વર્ષા

ભીડેલા આભને ભેદી કો' રાજબાળ,
તા ળી ઓ પા ડ તી છૂ ટી;
બાપુના લાખ લાખ હેમર હા થી ડ લા,
હાં ક તી હાં ક તી છૂ ટી.

ઘાટા અંબોડલાની મેલી લટ મોકળી,
રં ગ ભ રી રા સ ડે ઘૂ મે;
લૂંબઝૂંબ તારલાના ટેટા ઝંઝેડતી,
ચાં દા સૂ ર જ ને ચૂ મે.

રૂંધ્યાં જોબન એનાં જાગી ઉઠયાં રે આજ,
કાજળ ઘૂંટે છ કાઠિયાણી;
નવરંગી ચૂંદડીના ચીરા ઉરાડતી,
કોને ગોતે છ? મસ્તાની!

કોને પાવાને કાજ સંચી રાખેલ હતી?
આવડલાં દૂધની કટોરી!
ચાંદા-સૂરજની ચોકી વચ્ચે ય તું ને,
કોણ ગયું શીખવી ચોરી?

સંધ્યાને તીર એક બખતરિયો જોધ ને
ઘોડલાની જોડ મેં દીઠી;
એની બેલાડ્ય ચડી ક્યાં ચાલી એકલી?
ચોળી તું તેજનાં પીઠી!

નિર્જન ગગનના સીમાડા લોપતી,
આવ રે આવ અહીં ચાલી;
સતી વસુંધરાને વીજળ સનકાર કરી,
પાતી જા ચેતનાની પ્યાલી.

ઝવેરચંદ મેઘાણી



# ૩૨. જલ-દીવડો

દીવડો તરતો જાય રે, આજ મારો દીવડો તરતો જાય.
પવન-ઝપાટા ખાય રે, તો ય મારો દીવડો તરતો જાય.

આરે કાંઠે હું દીવો જલાવું, ને
સાયબોજી સામે પા ર;
એ રે એંધાણીએ પિયુજી પારખે, હું
ઘરમાં છું કે બા'ર રે—
વાહ! મારો દીવડો તરતો જા ય. દીવડો૦

લાખો લોકો તણે ગો ખે ઝ રૂ ખે,
બહુરંગી બત્તી પેટાય;
હું રે ગરીબ: મારૂં માટીનું કોડિયું
કેમ કરીને ઓળખાય રે?
વાહ ! મારો દીવડો તરતો જાય. દીવડો૦

અંધારી રાત: મારો સાયબોજી જળમાં,
જોઈ રહે થર થર જ્યોત;
ઘૂઘવતા પૂ ર માં પં ડ ઝંપલાવે,
મીઠું કરીને મોત રે—
વાહ ! મારો દીવડો તરતો જા ય. દીવડો૦

ઝાંખેરી જ્યોતમાં દૂર દૂર દે ખું,
વાલીડાના વીંજાતાં અં ગ;
હાથ કેરી છાજલીમાં બળે મારો દીવડો,
પિયુ આવે સારતો છલંગ રે—
વાહ! મા રો દી વ ડો તરતો જાય. દીવડો૦

ઝવેરચંદ મેઘાણી



## ૩૩. કંકુ ઘોળજો જી !

કંકુ ઘોળજો જી કે કેસર રોળજો!
પીઠી ચોળજો જી કે માથાં ઓળજો.

ઘોળજો કંકુ આજ, યોદ્ધા !
રંગભીને અવસરે,
રોપાય મંડપ મોતના,
ગુર્જરી કેરે ઘરઘરે: કંકુ૦

મીંઢોળ બંધા તજી માયા,
સજી આયુધ નીસરે,
હરખાવ, પ્રિયજન! ગાવ, ગુણીજન!
દાવ દુશ્મન થરથરે: કંકુ૦

જોદ્ધા જાગિયા જી કે કાયર ભાગિયા
ડંકા વાગિયા જી કે હાકા લાગિયા,
લાગિયા હોહોકાર, રણલલકાર
ઘર ઘર બારણે: કંકુ૦

કંકુ લગાવત પ્રિયા, બહેની
લળે વીરને વારણે,
સહુ સાથ લડશે, પછી રડશે
કોણ ? કોને કારણે ?
રિપુઓને આંગણ સંગ પોઢણ,
પામવા દિલ રણઝણે: કંકુ૦

ઝવેરચંદ મેઘાણી



## ૩૪. ના જોઈએ

એ મથુરાની મોરલીને શું રે કરું ?
એ સોનાની મોરલીને શું રે કરું ?
હુંથી નજરે ન દીઠી ખમાય, ના જોઈએ : એ મથુરા ૦

એ હાથે ફેરવતાં ભારે પડે,
મોંએ મૂકતાં ટાઢી બોળ, ના જોઈએ: એ મથુરા ૦

સૌ સરખા ભાઈબંધોમાં રમવા જતાં,
ભૂંડી કાઢે છે વરવા સૂર, ના જોઈએ : એ મથુરા ૦

મને વનરા તે વનની મુરલી ગમે,
ફૂમતાળી ને હળવી ફૂલ, ના જોઈએ : એ મથુરા ૦

અમે તેવતેવડા સૌ ટોળે મળી,
મા ! વાશું થૌ ગાંડાતૂર, ના જોઈએ : એ મથુરા ૦

**રામનારાયણ પાઠક**



## ૩૫. વિજોગણ વાંસળી

હાં રે ! વિજોગણ રે, વાંસળી વાગે,
હૈયાની વેદના જાગે, હા જાગે ! વિજોગણ ૦

ગોરી તે ગાયનાં રે, ગોરસ ભરિયાં,
કહાન વિના કોણ આરોગે ? આરોગે ? વિજોગણ ૦

વ્હાણું વાતાં સુધી રે, મહીડાં વલોવિયાં,
માવજી ન માખણ માગે, ના માગે : વિજોગણ૦

ઘરઘર ગામગામ રે, વનેવન ફરી વળી,
સૂર જાય આઘે ને આઘે, હા આઘે! વિજોગણ૦

રામનારાયણ પાઠક



## ૩૬. વાયરે લટ વિખરાણી

ઝરૂખે ઊભીને હું તો વેણી સમારું,
આ ઓળું ઓળું ને ઊડી જાય;
હો સાહ્યબા! વાયરે લટ વિખરાણી.

જળ રે સુગંધી એનાં અંગે અંઘોળ કરી,
રે કેશબોળ સાવ હું ભિજાણી: હો સહ્યબા! ૦

છાંયે રહીને રૂડો તડકો મેં ઝીલિયો,
રે એક એક લટ સુકાણી : હો સાહ્યબા! ૦

ધરણીને વાયુલહર આમ તેમ ઊડી વીંટે,
રે છુટ્ટી લટયો કાય વીંટળાણી : હો સાહ્યબા! ૦

આવતા મેહુલિયાનો લીલો રે છાંયો ધરી,
રે વેલીવૃક્ષ સંગ રહ્યાં માણી: હો સાહ્યબા! ૦

દૂર દૂર ઈશાને સઘન ઘન છાયી રહ્યો,
રે ઘોરંભે વીજ આ ઘેરાણી;
રે વાદળે આ વીજ જઈ સમાણી : હો સાહ્યબા! ૦

આવંત આંધિયું ને વાતા વંટોળિયા,
રે! રખે જાય હૈયું આ તાણી! હો સાહ્યબા! ૦

ઝરૂખે ઊભી ને કેશભાર હું સજાવું,
રે બાંધ્યો આ કેશભાર તાણી : હો સાહ્યબા! ૦

ત્યાં દૂરથી આવંત તને દીઠો, અલબેલડા!
રે! તા....રી તા....રી નજરે નજરાણી! હો સાહ્યબા! ૦

હીરાબહેન પાઠક



## ૩૭. રૂસણાં ઉતારો

(ઢાળ: આવ્યો આષાઢ, ગાઢ આભલાં છવાયાં)

હસ્યાં આકાશ, રેલી લાલી ગોરજની;
વસમી તે ન્હોય કાળી રજનિ:
જુઓ તો સહી!
આવો, આવોની, રાજ! રૂસણાં ઉતારો!

મીઠી છે ભૂખ, તેમ રૂસણાં યે મીઠાં:
રૂસણાં પછીનાં મિલન દીઠાં?
જુઓ તો સહી! આવો ૦

કહો તો આ આભલાંની આપું પિછોડી;
ગૂંથું ત્યાં મેઘધનુ તોડી:
જુઓ તો સહી! આવો ૦

કહો તો નભગંગાનો બનાવું કંદોરો;
કહો તો દઉં તારલાનો તોરો;
જુઓ તો સહી! આવો૦

એવી દઉં જોડ એક ચાંદા સૂરજની,
આપી શકે ન નાર વ્રજની:
જુઓ તો સહી! આવો૦

દેવો યે સ્વર્ગમાંય પામે ન જેવાં,
આપું અમોલ અમી એવાં:
જુઓ તો સહી! આવો૦

હસતું આ વિશ્વ, આંખ હસતી ઉઘાડો!
ઊઘડયા આ પ્રાણે મીટ માંડો!
જુઓ તો સહી! આવો૦

અ. ફ. ખબરદાર



## ૩૮. અમૃતપુરીની દેવીઓ

(ઢાળ: ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ)

અમૃતપુરીથી અ મે આવિયાં રે લોલ,
માનવપુરીની અ મ વાટ:
કાંઈ લાવિયાં રે લોલ; અમૃતપુરી૦

આમીથી આંજેલ અમ આંખડી રે લોલ,
હાથમાં છે રાખી રક્ષા માટ:
રૂડી રાખડી રે લોલ; અમૃતપુરી૦

માનવપુરીના ઝાંખા દીવડા રે લોલ,
ભમી તોય બળે ત્યાં પતંગ,
રંક જીવડા રે લોલ; અમૃતપુરી૦

ઝગમગે પ્રચંડ દીપ આંગણે રે લોલ,
તોય રહે અખંડ અમ પ્રસંગ,
ભંગ ના ગણે રે લોલ; અમૃતપુરી૦

તેજ ને અંધાર કેરાં જોડલાં રે લોલ,
પાપ—પુણ્ય, સત—અસત્‌નો માલ:
ભરે હોડલાં રે લોલ; અમૃતપુરી૦

નાવડાં ડૂબે એ મધ્યસાગરે રે લોલ,
ડૂબે સર્વ સાથ ત્યાં અકાલ:
રૂદન ક્યાં કરે રે લોલ? અમૃતપુરી૦

અમૃતપુરીના ઊંચા માંડવા રે લોલ,
માનવપુરીની નીચી વાટ:
પંથ પાડવા રે લોલ; અમૃતપુરી૦

આવો, અમ દેશ કંઈ દેખાડશું રે લોલ,
હૈયે હૈયે માંડી પ્રેમપાટ,
અમી પિવાડશું રે લોલ! અમૃતપુરી૦

અ. ફ. ખબરદાર



## ૩૯. એક વનરા તે વનનો મોર

એક વનરા તે વનનો મોર,
બિરાજે ગોકુલમાં;
એનો કામણગારો કલશોર
બાજે ગોકુલમાં!

એનાં પીંછાંમાં હૈયાના રંગો પૂર્યા:
એનાં ડોલનમાં સાગર–તરંગો ભર્યા:

એને પગલે સો સો સાજ
બાજે ગોકુલમાં!
એક વનરા તે વનનો મોર
બિરાજે ગોકુલમાં!

એની આંખોમાં લાખ લાખ સોણલાં તરે;
એની પાંખોમાં આરતી વિરાટની સરે;

એને તાલે તાલે ચૌદ લોક
નાચે ગોકુલમાં!
એક વનરાતે વનનો મોર
બિરાજે ગોકુલમાં!

કરસનદાસ માણેક



## ૪૦. રાસ

હે........વૃંદાવનમાં થનકકાર થૈ થૈ થૈ,
રાધાકૃષ્ણ રમે રાસ ગોપી લહી લહી લહી;
બીજું નહિ નહિ નહિ નહિ કે વૃંદાવનમાં
થનકકાર થૈ થૈ થૈ.

**સાખી:**

રામને વ્હાલી રામગીરી, સીતાને વ્હાલા રામ,
ધન રે ગોકુળગામ, ગોપીઓને વ્હાલોરે શ્યામળો શ્યામ.
કે ગોપિયોને નથ ગમતું ગોકુળિયું,
ઘેલાં કીધાં રે મોહનની મોરલીએ;
ગોપીઓને નથ ગમતું ગોકુળિયું: હે વૃંદાવનમાં૦

માઝમ રાતે વાગી, ને દિલને લાગી,
નયન ગયાં જાગી, પ્રિતમની હારે પ્રિત્યું લાગી.
ચિંતા ચોર્યાં છોરૂડા છોગલિયે,
કે ગોપીઓને નથ ગમતું ગોકુળિયું.
ઊભો કદમ્બની ડાળે રે જમુનાની પાળે રે,
જશોદાનો બાળ રે.

થનક થનક થન થૈયા થૈયા ગોપી ગોપૈયા,
હો કીસનજી! કનૈયાજી! રાસ રમૈયા,
પાળે, લાગી પ્રીતો, રાસ રમૈયા, ગવાયાં ગીતો,
રૂડી એની રીતો રે, લૂંટી લૂંટી ગોરસ પીતો;
એવી માયા લગાડી માવલીએ,
ગોપીઓને નથ ગમતું ગોકુળિયું: હે વૃંદાવનમાં૦

જયન્તી જોષી



# ૪૧. મોરલી છેડે રે!

હે નાગર નટવર રમાડે રંગમાં જી રે,
મોરલી છેડે રે છોગાળો નોખા ઢંગમાં જી રે.

ગોકુળને ગોંદરે, ચોરે ને ચોતરે,
ઊડે ગુલાલ લાલ લોલ.
ગોકુળની ગોપિયું ઘેલી થઈ ઘૂમતી,
ધનનનન વાગે ઢોલ.
રૂપલી રાધા રમે છોગળાના છંદમાં જી રે:
મોરલી છેડે રે છોગાળો નોખા ઢંગમાં જી રે: હે નાગર૦

પાંગરી પુનમની રાત, ચઢ્યો રમણે વિરાટ,
ચમકંતો ચંદ, સ્મિત કરે મંદ મંદ;
ધમ ધમકે પનઘટ કેરો ઘાટ,
ગોરિયું ઘૂમે રે મોરલડીના ફંદમાં જી રે,
મોરલી છેડે રે છોગાળો નોખા ઢંગમાં જી રે: હે નાગર૦

રૂડો રબારી ગોકુળિયાનો ચોર, મસ્તીખોર રે,
વાટે ઘાટે પજવે, માગે દાણ,
એવો અજબ ગજબનો દોર રે;
ઝમ ઝમ ઝમક્યાં ઝાંઝરીઆં રે, ગોરી!
ઝમ ઝમ ઝમક્યાં ઝાંઝરીઆં.......
છાયો આનંદ અંગ અંગમાં જી રે;
મોરલી છેડે રે છોગાળો નોખા ઢંગમાં જી રે: હે નાગર૦

જયન્તી જોષી



# ૪૨. મોરલીનો સાદ

મીઠો ત્હારી મો ર લી નો સા દ રે,
ઓ માણીગર!
મીઠો ત્હા રી મો ર લી નો સાદ.

હે મારા ઘરમાં કરાવે વિખવાદ રે,
હો માણીગર!
મીઠો ત્હારી મો ર લી નો સાદ.

અંગ અંગ રંગાયું, મન મારૂં ભરમાયું,
કામ બધાં છોડી એ તો એની પૂઠે ધાયું,
એના સાદમાં છૂપી છે તારી યાદ રે,
હો માણીગર!
મીઠો ત્હારી મો ર લી નો સાદ.

ઘેરાં ઘેરાં ગુંજનમાં ગોકુળિયું દમકે ને
મથુરાની માનુનીઓ મલકે,
વેણુનાં વે ણ માં ઝૂ મે વ ન રા વ ન,
રાધિકાનું હૈયું હરખે,
એવી તારા સ્નેહની સોગાત રે દો,
હો માણીગર!
મીઠો ત્હારી મોરલીનો સાદ.

જયન્તી જોષી



## ૪૩. રાસ

ઝીક, ઝીકા ઝીક, ઝીક દાંડિયા દેવાય,
છક છુમ, છક છુમ, છક ઝાંઝર સુણાય.
ઝક ઝાક ઝક, ઝોળ છોળ, ધોળ રે ગવાય,
સંગ ઢોલ બોલ સુરીલી શરણાયું બજાય.

હે! ભીડ, ભીડા ભીડ, ભીડ ચોકે ઊભરાય,
રંગ અબીલ ગુલાલ તણાં છાંટણાં છંટાય.
નટખટ નખરાળ નંદલાલજી સોહાય,
ગ્વાલ બાલ સંગે રંગે રૂડો રાસ ત્યાં રચાય.

વનરા તે વનની વાટમાં રે, ગોરા
રંગ ભેરૂડાં સાથમાં,
આવો ઉત્સવની લહાણ લૂંટાવો,
કે રાસડાની રમઝટ સટ બોલાવો: વનરાતેવન૦

કાળે કામણ એવાં કીધાં મનભાવન,
રંગે રંગાયાં ગોપ ગોપીયુંનાં તનમન.
ચંગ મૃદંગ ઉમંગે વગડાવો,
કે રાસડાની રમઝટ સટ બોલાવો.

ચલણ:

આવોને, અલબેલા રે! રંગીલા રસ ઘેલાં રે!
અમ સંગે રે રમવા રે રમવા, રમવા,
હો જી! અમ સંગે રે રમવાને.

જયન્તી જોષી.



# ૪૪. ઘમ્મર ઘમ્મરિયાં

ઘમ્મર ઘમ્મરિયા હો! ભમ્મર ભમ્મરિયા,
ઘૂમવા દરિયાલાલ
કે હાલો, હાલો ભમવા દરિયાલાલ.

હલ્લેસા મારતાં ને દેતા રે તાલ,
કે હાલો, હાલો ભમવા દરિયાલાલ; ઘમ્મર૦

ઘુઘવતા સાગરની મોજું રે માણવા,
ઝંઝા રે વાત કેરાં જીવનિયાં જાણવા,
જોવા કુદરતને કરતી કમાલ;
કે હાલો, હાલો ભમવા દરિયાલાલ: ઘમ્મર૦

ગોતી લેજો મોતી, થઈને મરજીવા મીઠડા,
છૂપા ખજાના ખારાં જળમાં પણ દીઠડા,
મન્થનથી મેળવજો થાજો માલા માલ;
કે હાલો, હાલો ભમવા દરિયાલાલ: ઘમ્મર૦

સઢ રે સંભાળ, તારૂં સાચવ સુકાન,
વ્હાતા આ વાયરાનું આવે તોફાન,
અલ્લાબેલી થાશે તારો રામજી રખવાળ;
કે હાલો, હાલો ભમવા દરિયાલાલ: ઘમ્મર૦

જયન્તી જોષી.



## ૪૫. દરિયો

હે જી મ્હારો વ્હાલમ ચઢિયો વહાણ,
કે દરિયો ડોલમ ડોલા રે.
હે જી મ્હારા વ્હાલમનું દરિયો મકાન,
કે દરિયો ડોલમ ડોલા રે.

ચૂંદડી ચઢાવું તને શ્રીફળ ધરાવું,
તને કુમકુમને અક્ષત ને ફૂલડે વધાવું;
ઝંઝા રે વાત! એનું સાચવજો સુકાન,
કે દરિયો ડોલમ ડોલા રે: હેજી૦

ઉત્તર-દખ્ખણના વહેતા, ઓ વાયરા!
વાવડ, વીરા! લઈ જાજો રે લોલ;
કરજો રખોપાં, રામજી રાજા! સીતાજીની આણ,
કે તમને સીતાજીની આણ;
કે દરિયો ડોલમ ડોલા રે: હેજી૦

જયન્તી જોષી



## ૪૬. વાયરો વણઝારો

વન વગડે વાયરો વાયો રે,
મ્હારા વ્હાલાના વાવડ લાયો રે,
લાયો હો! વાયરો વણઝારો.

ઓલ્યા મોરલે સાદ પૂરાયો રે,
પૂરાયો હો! વાયરો વણઝારો: વન૦

પૂનમનો ચાંદલો ભાળીને આભલે દિલડું જાતું દાઝી,
શી રીતે થાઉં રાજી? જાઉં ઘૂંઘટડે લાજી,
થાય હૈયામાં વેદના ઝાઝી,
એનો ફૂલડે રંગ ફોરાયો રે,
ફોરાયો હો! વાયરો વણઝારો: વન૦

કૂવાને કાંઠડે ગઈ'તી, સાહેલડી! જળ ભરવા,
ત્યાં તો આવ્યો રસિયો નાગર;
છોગાળો છેતરવા;
એને રમવાને રંગે બોલાયો રે,
બોલાયો હો! વાયરો વણઝારો: વન૦

જયન્તી જોષી



## ૪૭. માને કાગળ

મેં તો કુમકુમ છાંટીને કાગળ મોકલ્યો,
રમવા આવો, ભવાની મોરી માત!
આવી ઝગમગતી નોરતાંની નવલી નવરાત.

લાખેણાં મોલનો ગરબો કોરાવ્યો જી!
ગરબો કોરાવ્યો જી!
ગબ્બરને ગોખથી, ચાચરને ચોકથી,
રમવા બોલાવ્યો જી! રમવા બોલાવ્યો;
આવ્યો રૂ મ ઝૂ મ તો, ઘૂમતો થઈ રૂપલો રળિયાત:
આવી ઝ ગ મ ગ તી નોરતાંની નવલી નવરાત!

ઢોલક ને ચંગમાં, તાલ દેતાં રંગમાં,
સહિયર સૌ સંગમાં ઘૂમે ઉમંગમાં,
ગોરીનો ગરબો ઘૂમે કોકિલના કંઠમાં.

આવી બિરદાળી ઘૂમવાં લાગ્યાં રે સાથ,
આઠ હાથે દાળી દેતાં થાય ગેબી નાદ.

રંગતાળી રંગતાળી રંગતાળી,
લ્યો રંગમાં રંગતાળી.
ઘૂમે બિરદાળી બહુચરબાળી,
લ્યો રંગમાં રંગતાળી.

જયન્તી જોષી



## ૪૮. ગોરમા

કે ઘૂઘરા ઘમઘમ કરતા વાગ્યા,
કે ગોરમા ગરબે રમવા આવ્યાં.
કે રંગ લાલ મેંદીના છલકાવ્યા,
કે ગોરમા ગરબે રમવા આવ્યાં.

રંગી હથેલી ને રંગી પગપાનીઓ,
ઉર કેશ ઉત્સવની ઊજવી ઉજાણીઓ.
કે ગ ર બા આ નં દે ગવરાવ્યા,
કે ગોરમા ગરબે રમવા આવ્યાં: કે ઘૂઘરા૦

ચટકાળી ચૂંદલડી ઓઢીને મહાલતી,
ઘાઘરીની ઘૂઘરિયો ઘમ ઘમ ઘમ વાગતી.
કે ગોરમાને ફૂલડેથી વધાવ્યાં,
કે ગોરમા ગરબે રમવા આવ્યાં: કે ઘૂઘરા૦

જયન્તી જોષી



## ૪૯. દીવડો

મંગલ દીવડાની મંગલ જ્યોતે, માડી! ત્હારો
ઝગમગ ઝગતો ચાચરનો ચોક.
ઝગમગતી દીવડીનાં દર્શન કરવાને,
લોક રે આવે રે, માડી! થોકે થોક:
માડી! ત્હારો ઝગમગ ઝગતો ચાચરનો ચોક: મંગલ૦

લળી લળી તાળી દઈ બિરદાળી રમતાં:
આંખ્યુંમાં છલકાતી મીઠડલી મમતા:
ગુંજે રે ગગન, ગુંજે આખું યે ત્રિલોક,
માડી! ત્હારો ઝગમગ ઝગતો ચાચરનો ચોક: મંગલ૦

અંગનાં આભૂષણ એનાં ઝળહળ ઝળહળતાં,
પગનાં ઝાંઝર રૂનઝૂન રૂનઝૂન રણઝણતાં;
સૂરજ શો શોભે હીરાહાર માને ડોક,
માડી! ત્હારો ઝગમગ ઝગતો ચાચરનો ચોક: મંગલ૦

જયન્તી જોષી



## ૫૦. મનભાવન શ્રાવણ

મનભાવન શ્રાવણ સખી આંગણ,
મલક મલકતો આયો જી,
લજ્જાવંતી લાડીઓના લાડે એ લહેરાયો જી.

હે.......ઢોલીડાએ ઢોલ બજાયો,
સૂર શરણાઈનો છાયો જી;
ગામને પાદર જામ્યો રંગલો,
મદભર મન ભરમાયો જી.

લાલ રે રંગીલો લાલમ લોલ!
વાગે રે, ઢોલીડા! ત્હારો ઢોલ.
ગાજે રે પાદર, ગાજે પોળ,
વાગે રે, ઢોલીડા! ત્હારો ઢોલ.

ધીરે ધીરે છેડ રે, રાજા! ધીરે ધીરે છેડ,
મીઠી મીઠી માણવા મોજ્યું ગોરી ત્હારી તેડ.
લહાવો રે લાખેણો અણમોલ,
વાગે રે, ઢોલીડા! ત્હારો ઢોલ.

ધીનક ધીનક તાલ પડે,
તારાં તનને તાલની તાન ચડે:
નાદ નેપુરનો રણકાર કરે,
સાદ સાકરિયો જઈ આભે ચડે.
ઘેરીઘેરી ભેરીયું, ભૂંગળ ઝમકે ઝાકમ ઝોળ:
વાગે રે, ઢોલીડા! ત્હારો ઢોલ......લાલ રે૦

ચટકાળી ચૂંદલડી ઓઢીને મહાલતી,
ઘાઘરીની ઘૂઘરિયો ઘમ ઘમ ઘમ વાગતી.
કે ગોરમાને ફૂલડેથી વધાવ્યાં,
કે ગોરમા ગરબે રમવા આવ્યાં: કે ઘૂઘરા૦

જયન્તી જોષી



# ૪૯. દીવડો

મંગલ દીવડાની મંગલ જ્યોતે, માડી! ત્હારો
ઝગમગ ઝગતો ચાચરનો ચોક.
ઝગમગતી દીવડીનાં દર્શન કરવાને,
લોક રે આવે રે, માડી! થોકે થોક:
માડી! ત્હારો ઝગમગ ઝગતો ચાચરનો ચોક: મંગલ૦

લળી લળી તાળી દઈ બિરદાળી રમતાં:
આંખ્યુંમાં છલકાતી મીઠડલી મમતા:
ગુંજે રે ગગન, ગુંજે આખું યે ત્રિલોક,
માડી! ત્હારો ઝગમગ ઝગતો ચાચરનો ચોક: મંગલ૦

અંગનાં આભૂષણ એનાં ઝળહળ ઝળહળતાં,
પગનાં ઝાંઝર રૂનઝૂન રૂનઝૂન રણઝણતાં;
સૂરજ શો શોભે હીરાહાર માને ડોક,
માડી! ત્હારો ઝગમગ ઝગતો ચાચરનો ચોક: મંગલ૦

જયન્તી જોષી



## ૫૦. મનભાવન શ્રાવણ

મનભાવન શ્રાવણ સખી આંગણુ,
મલક મલકતો આયો જી,
લજ્જાવંતી લાડીઓના લાડે એ લહેરાયો જી.

હે.......ઢોલીડાએ ઢોલ બજાયો,
સૂર શરણાઈનો છાયો જી;
ગામને પાદર જામ્યો રંગલો,
મદભર મન ભરમાયો જી.

લાલ રે રંગીલો લાલમ લોલ!
વાગે રે, ઢોલીડા! ત્હારો ઢોલ.
ગાજે રે પાદર, ગાજે પોળ,
વાગે રે, ઢોલીડા! ત્હારો ઢોલ.

ધીરે ધીરે છેડ રે, રાજા! ધીરે ધીરે છેડ,
મીઠી મીઠી માણવા મોજ્યું ગોરી ત્હારી તેડ.
લહાવો રે લાખેણો અણમોલ,
વાગે રે, ઢોલીડા! ત્હારો ઢોલ.

ધીનક ધીનક તાલ પડે,
તારાં તનને તાલની તાન ચડે:
નાદ નેપુરનો રણકાર કરે,
સાદ સાકરિયો જઈ આભે ચડે.
ઘેરીઘેરી ભેરીયું, ભૂંગળ ઝમકે ઝાકમ ઝોળ:
વાગે રે, ઢોલીડા! ત્હારો ઢોલ......લાલ રે૦

ચટકાળી ચૂંદલડી ઓઢીને મહાલતી;
ઘાઘરીની ઘૂઘરિયો ઘમ ઘમ ઘમ વાગતી.
કે ગોરમાને ફૂલડેથી વધાવ્યાં,
કે ગોરમા ગરબે રમવા આવ્યાં: કે ઘૂઘરા૦

જયન્તી જોષી



## ૪૯. દીવડો

મંગલ દીવડાની મંગલ જ્યોતે, માડી! ત્હારો
ઝગમગ ઝગતો ચાચરનો ચોક.
ઝગમગતી દીવડીનાં દર્શન કરવાને,
લોક રે આવે રે, માડી! થોકે થોક:
માડી! ત્હારો ઝગમગ ઝગતો ચાચરનો ચોક: મંગલ૦

લળી લળી તાળી દઈ બિરદાળી રમતાં:
આંખ્યુંમાં છલકાતી મીઠડલી મમતા:
ગુંજે રે ગગન, ગુંજે આખું યે ત્રિલોક,
માડી! ત્હારો ઝગમગ ઝગતો ચાચરનો ચોક: મંગલ૦

અંગનાં આભૂષણ એનાં ઝળહળ ઝળહળતાં,
પગનાં ઝાંઝર રૂનઝૂન રૂનઝૂન રણઝણતાં;
સૂરજ શો શોભે હીરાહાર માને ડોક,
માડી! ત્હારો ઝગમગ ઝગતો ચાચરનો ચોક: મંગલ૦

જયન્તી જોષી



## ૫૦. મનભાવન શ્રાવણ

મનભાવન શ્રાવણ સખી આંગણ,
મલક મલકતો આયો જી,
લજ્જાવંતી લાડીઓના લાડે એ લહેરાયો જી.

હે........ઢોલીડાએ ઢોલ બજાયો,
સૂર શરણાઈનો છાયો જી;
ગામને પાદર જામ્યો રંગલો,
મદભર મન ભરમાયો જી.

લાલ રે રંગીલો લાલમ લોલ!
વાગે રે, ઢોલીડા! ત્હારો ઢોલ.
ગાજે રે પાદર, ગાજે પોળ,
વાગે રે, ઢોલીડા! ત્હારો ઢોલ.

ધીરે ધીરે છેડ રે, રાજા! ધીરે ધીરે છેડ,
મીઠી મીઠી માણવા મોજ્યું ગોરી ત્હારી તેડ.
લહાવો રે લાખેણો અણમોલ,
વાગે રે, ઢોલીડા! ત્હારો ઢોલ.

ધીનક ધીનક તાલ પડે,
તારાં તનને તાલની તાન ચડે:
નાદ નેપુરનો રણકાર કરે,
સાદ સાકરિયો જઈ આભે ચડે.
ઘેરીઘેરી ભેરીયું, ભૂંગળ ઝમકે ઝાકમ ઝોળ:
વાગે રે, ઢોલીડા! ત્હારો ઢોલ......લાલ રે૦

ચટકાળી ચૂંદલડી ઓઢીને મલાલતી,
ઘાઘરીની ઘૂઘરિયો ઘમ ઘમ ઘમ વાગતી.
કે ગોરમાને ફૂલડેથી વધાવ્યાં,
કે ગોરમા ગરબે રમવા આવ્યાં: કે ઘૂઘરા૦

જયન્તી જોષી



## ૪૯. દીવડો

મંગલ દીવડાની મંગલ જ્યોતે, માડી! ત્હારો
ઝગમગ ઝગતો ચાચરનો ચોક.
ઝગમગતી દીવડીનાં દર્શન કરવાને,
લોક રે આવે રે, માડી! થોકે થોક:
માડી! ત્હારો ઝગમગ ઝગતો ચાચરનો ચોક: મંગલ૦

લળી લળી તાળી દઈ બિરદાળી રમતાં:
આંખ્યુંમાં છલકાતી મીઠડલી મમતા:
ગુંજે રે ગગન, ગુંજે આખું યે ત્રિલોક,
માડી! ત્હારો ઝગમગ ઝગતો ચાચરનો ચોક: મંગલ૦

અંગનાં આભૂષણ એનાં ઝળહળ ઝળહળતાં,
પગનાં ઝાંઝર રૂનઝૂન રૂનઝૂન રણઝણતાં;
સૂરજ શો શોભે હીરાહાર માને ડોક,
માડી! ત્હારો ઝગમગ ઝગતો ચાચરનો ચોક: મંગલ૦

જયન્તી જોષી



# ૫૦. મનભાવન શ્રાવણ

મનભાવન શ્રાવણ સખી આંગણ,
મલક મલકતો આયો જી,
લજ્જાવંતી લાડીઓના લાડે એ લહેરાયો જી.

હે........ઢોલીડાએ ઢોલ બજાયો,
સૂર શરણાઈનો છાયો જી;
ગામને પાદર જામ્યો રંગલો,
મદભર મન ભરમાયો જી.

લાલ રે રંગીલો લાલમ લોલ!
વાગે રે, ઢોલીડા! ત્હારો ઢોલ.
ગાજે રે પાદર, ગાજે પોળ,
વાગે રે, ઢોલીડા! ત્હારો ઢોલ.

ધીરે ધીરે છેડ રે, રાજા! ધીરે ધીરે છેડ,
મીઠી મીઠી માણવા મોજ્યું ગોરી ત્હારી તેડ.
લહાવો રે લાખેણો અણમોલ,
વાગે રે, ઢોલીડા! ત્હારો ઢોલ.

ધીનક ધીનક તાલ પડે,
તારાં તનને તાલની તાન ચડે:
નાદ નેપુરનો રણકાર કરે,
સાદ સાકરિયો જઈ આભે ચડે.
ઘેરીઘેરી ભેરીયું, ભૂંગળ ઝમકે ઝાકમ ઝોળ:
વાગે રે, ઢોલીડા! ત્હારો ઢોલ......લાલ રે૦

ચલણ:

હે ઈ રંગ રે રૂપાળા રે!
છેલ છબીલા છોગાળા!
હે ઈ ચારો તમે ગાયું, થઈને ગોવાળા,
જશોદામાના વ્હાલા! હે ઈ૦

જયન્તી જોષી



## ૫૧. દીવડો

દીવડો તરતો મૂકયો મેં આજ સરિતાને નીર,
લહેરાતો રાખજો, હે વાયુદેવ વીર! દીવડો૦

અવનિપર રજની રાખે એ રંગ,
અંધારૂં અજવાળે એનું અંગ અંગ,
ઝગમગતી જ્યોત એની જલતી રહો સ્થિર: દીવડો૦

વર્ષાના વારિ એને જોજે ના ભીંજવે,
દેહ બળે નિજનો તો ય સૃષ્ટિને રીઝવે,
ટગમગતો વ્હેતો તો ધીરો ગંભીર: દીવડો૦

આભ મહીં ટમટમતી તારલાની ભાત,
એકલો અટુલો માંડે એથી એ વાત,
સામે તીર પહોંચાડો, સ્નેહલ સમીર! દીવડો૦

જયન્તી જોષી



## ૫૨. મારા સમ

અલિ! ઓ રે ઓ વણઝારણ રે! તું કિયા મલકની નાર?
કહેને મારા સમ, મારા સમ.
તારી ક્યાંથી આવી રે વણઝાર?
કહેને મારા સમ, મારા સમ: અલિ!૦

રૂપ છલકાય તારૂં ખોબલે ને ખોબલે,
શશિયર શરમાય ઓલ્યા ગગનને ગોખલે;
અલિ! શરમાજે ના તું લગાર,
કહેને મારા સમ, મારા સમ: અલિ!૦

ભાલે નથી કેમ કીધી કુમકુમની ટીલડી?
વેશ વરણાગી ત્હારો જાણે રંગ ભીલડી!
ત્હારાં ક્યાંથી આવ્યાં રે ઘરબાર?
કહેને મારા સમ, મારા સમ: અલિ!૦

રમવાને ગરબો હાલને, રૂપાળી!
ગુજરાતણ ગરબી રમે રંગતાળી,
અલિ! કરજે ના આટલો વિચાર!
રે! ત્હને મારા સમ, મારા સમ: અલિ!૦

જયન્તી જોષી



# ૫૩. લાલ લાલ રે ગુલાલે

(રાજસ્થાની ગરબો)

લાલ લાલ, લાલ લાલ, લાલ રે ગુલાલે
રંગ્યો રૂપનો રૂમાલ, રંગ્યો ગોપી કેરો ગાલ.

બાજે હોરીનો તાલ, ખેલે નંદનો લાલ,
બાજે રે, બાજે રે, બાજે ચંગ, કરતાલ;
ફો ર્યો ફૂ લ નો ફા લ તરૂવરને ડા ળ,
જોબનની જાળ લઈ ભરતો ફાળ;
આવે ફા ગ ણિ યો નખરાળ લાલ,
રં ગી લો રે લા લ મ લા લ! (૩)

ધીનક ધીનક ધીન ઢોલ બજવતો આયો રે,
ફાગણ ફટાયો રી... ફાગણ ફટાયો.
કેસૂડાંનાં કોમળ ફૂલની ફોરમડે ફોરાયો રે,
ફાગણ ફટાયો રી... ફાગણ ફટાયો.
રંગને બજાર ઊડતી ગુલાલ કેરી ધૂળ રે, હો!...હો!

મસ્ત બની મ્હાલે માનવ જ્યાં, મસ્તીમાં મશગુલ રે,
છોગળાં છોરા છોરીને છાંટણીયે છંટાવો રે,
ફાગણ ફટાયો રી... ફાગણ ફટાયો.

હોરી કેરૂં લાયો ટાણું ને
જોબનીયાનું ગાણું,
અવનીને આંગણીયે એણે,
થાપ્યું એનું થાણું,
રંગ રસિયો રે મન વસિયો રે જોને,
રંગે રે રંગાયો રે...
ફાગણ ફટાયો રી... ફાગણ ફટાયો.

જયન્તી જોષી



## ૫૪. રાસ

બોલે બોલે જોબનિયાની ઝૂક રે, જોબનિયું
ડોલે લાલમ લોલ રે, ડોલે લાલમ લોલ રે.
સંગ રણઝણતો ઢોલીડાનો ઢોલ રે, જોબનિયું
ડોલે લાલમ લોલ રે, ડોલે લાલમ લોલ રે: બોલે૦

બાંકી રે પાઘ મ્હેરી રમતું ને ભમતું,
રંગીલું રૂપ એનું તનમને ગમતું;
એ તો બોલતું બોલ અણમોલ રે, જોબનિયું
ડોલે લાલમ લોલ રે, ડોલે લાલમ લોલ રે: બોલે૦

વરણાગી થઈ બેઠું વાંકડિયા વાળમાં,
વરણાગી લાગતું એ બાંકી રે ચાલમાં;
ગોળ ઘૂમતું ને લેતું હિલોળ રે, જોબનિયું
ડોલે લાલમ લોલ રે, ડોલે લાલમ લોલ રે: બોલે૦

ત્હારાં જોબનને છૂટું મેલ, છોગાળાઓ છેલા
જ્યાં ત્યાં રમવા દે, એને રમવા દે,
બધા ફગાવી દે આવા ફેલ, રેલાવી દે રેલ!
જ્યાં ત્યાં ભમવા દે, એને ભમવા દે: બોલે૦

જયન્તી જોષી



# ૫૫. એલી મોરલી!

સીમ ભરી ટહુકો ન રેલ, એલી મોરલી!
સીમ ભરી ટહુકો ન રેલ.
કાળજાને વ્હેતું ન મેલ, એલી મોરલી!
કાળજાને વ્હેતું ન મેલ.

આમ તે મૂંગું જો ને જાગે અંકાશ,
એ ય બોલે અજંપની વાણી,
પા'ણના ય પિંડતણી વલખંતી વેદનાનાં
વંન વંન દોડતાં પાણી;
વાયરે હિલોળની હેલ, એલી મોરલી!
સીમ ભરી ટહુકો ન રેલ.

આપણા આનંદને તે અંતરમાં રાખીએ,
ન એનો કૈં કીજિયે લવારો,
આવડી હથેળીમાં ડૂબે રે દુનિયા
ને હૈયું અનંતનો આરો;
(તહીં) સ્હેલીએ પનાઈમાં અકેલ, એલી મોરલી!
સીમ ભરી ટહુકો ન રેલ.

કોઈના તે આંગણની આગ નહિ ફૂંકીએ
કે નોધારે ઝીંકીએ ન હેલી,
મનનાં મંદિરિયાંને સૂને એકાન્ત
નહિ જવું, ત્યાં જાય રે તું ઘેલી!
એવું અળખામણું ન ખેલ, એલી મોરલી!
સીમ ભરી ટહુકો ન રેલ.
એલી મોરલી! સીમ ભરી ટહુકો ન રેલ.

રાજેન્દ્ર શાહ



## ૫૬. ’લી મોરલી!

આવડો મ લોભ તે કીજીએ, ’લી મોરલી!
આવડો મ લોભ તે કીજીએ રે લોલ;
અમરતને એકલાં મ પીજીએ, ’લી મોરલી!
અમરતને એકલાં મ પીજીએ રે લોલ.

મંજરીની ગંધથી યે મીઠેરા કંઠની,
કોયલની વાણ ઝંખવાણી રે લોલ;
તું રે તારી વેણ – પાંખે રમંત કૈં,
અવનિ આકાશ રહી માણી રે લોલ.

આવડું ગુમાન તે મ કીજીએ, ’લી મોરલી!
આવડું ગુમાન તે મ કીજીએ રે લોલ,
તરસું બીજાંની થોડી પ્રીછીએ, ’લી મોરલી!
તરસું બીજાંની થોડી પ્રીછીએ રે લોલ.

રાજેન્દ્ર શાહ



## ૫૭. ફાગુન આયો રી!

ફરી ફરી ફાગુન આયો રી!
પ્રલય કેરે વાયરે વાયો
ફાગુન આયો રી!

મંજરીની ગંધ,
પેલા કિંશુકનો રંગ,
કોકિલ કેરો કંઠ
મને સહુનો લાગ્યો છંદ,
હો જી મારો જીવ લુભાયો રી! ફરી ફરી૦

દુનિયા કેરા ચોકમાં આજે
કોણ છોરી કોણ છેલ?
ગાનમાં ઘેલાં, રંગમાં રોળ્યાં
રમતાં રે અલબેલ!
આવી સુખ-સુહાગન વેળ,
ચારિ ઔર લાલ ઉડાયો રી! ફરી ફરી૦

રાજેન્દ્ર શાહ



## ૫૮. ગૈતી, મોરી સૈયર!

ઈંધણાં વીણવાં ગૈતી, મોરી સૈયર!
ઈંધણાં વીણવાં ગઈ'તી રે લોલ૦
વેળા બપ્પોરની થૈતી, મોરી સૈયર!
વેળા બપોરની થઈ'તી રે લોલ૦

ચઈતરનું આભ સાવ સૂનું સૂનું ને તો ય
કંઈથી કોકિલ કંઠ બોલે રે લોલ૦
વનની વનરાઈ બધી નવલી તે કૂંપળે
દખ્ખણને વાયરે ડોલે રે લોલ૦

જેની તે વાટ જોઈ રૈ'તી મોરી સૈયર!
જેની તે વાટ જોઈ રહી'તી રે લોલ૦
તેની સંગાથ વેળ વ્હૈ'તી, મોરી સૈયર!
તેની સંગાથ વેળ વહી'તી રે લોલ૦

સૂકી મેં વીણી કાંઈ ડાળી ને ડાંખળી,
સૂકાં અડૈયાંને વીણ્યાં રે લોલ૦
લીલી તે પાંદડીમાં મ્હેકંત ફૂલ બે'ક,
મારે અંબોડલે ખીલ્યાં રે લોલ૦

વાતરક વ્હેણમાં નૈ'તી, મોરી સૈયર!
વાતરક વ્હેણમાં નહી'તી રે લોલ૦
ઈંધણાં વીણવાં ગૈતી, મોરી સૈયર!
ઈંધણાં વીણવાં ગઈ'તી રે લોલ૦

રાજેન્દ્ર શાહ



# ૫૯. મેહુલિયો

મેહુલિયો વંન વંન વરસ્યો જાય.
રૂંવે રૂંવે તે રંગલેર્યું ચડે રે
એવી શોભે વસુંધરાની કાય : મેહુલિયો૦

પીળાં તે પાન કેરી ઠમરી શમી ને
ભીની ધરતીની આવતી સુગંધ,
નીરવ એકાન્ત કેરી કુંજ મહીં નાચંતો
ટહુકી રહેલ નીલકંઠ;
નવેલાં સરવર જલ છલકાય : મેહલિયો૦

નીરમાં ભીંજાય ભેળાં બેઠાં પારેવડાં,
તે પાંખની મધુર હૂંફ માણે,
પાંપણ પલકે ને નર્યો નીતરંતો નેહ
એની વાતને વણાય કેમ વાણે?
રે ડોલતી ડાળીઓમાં વ્યોમ વીંટળાય: મેહુલિયો૦

હું રે ભીજું છું મારા ખેતર મોઝાર,
મારો શામળો ભીંજાય મારી સાંતી,
ચાંચમાંહી કંજફૂલ લેઈને ઊડે તે
મારૂં હૈયું કે હંસની પાંતી ?
ગોવાળિયો મોરલીમાં મનડું વાય: મેહુલિયો૦

રાજેન્દ્ર શાહ



## ૬૦. વંન વંન મ્હોરી વનરાઈ રે !

વંન વંન મ્હોરી વનરાઈ રે !
આંખને ગમે ને મારૂં અંતર હરખાય એવી,
રંગ સુગંધ ઘટા છાઈ રે.

મંદ મંદ વાજે મલય લહરીની શિંજના,
વીણાના સૂર જાણે પૂરવીની મીંડના,
સીમને ઉરે ન રે' સમાઈ રે.

વંન વંન મ્હોરી વનરાઈ રે !
આંહીંના તે બોલ તણી ગુંજના શી આભનાં યે
સૂનાં એકાન્તમાં બહાઈ રે !

જોઈ રે ખીલેલ કોઈ પદ્મતણી પાંખડી,
એવી મલકંત અનુરાગ ભરી આંખડી,
ઊજળી શી એની અરુણાઈ રે.

વંન વંન મ્હોરી વનરાઈ રે!
આખું યે વિશ્વ એક રંગમાં જણાય જેમ
રાધાની આંખમાં કન્હાઈ રે.

રાજેન્દ્ર શાહ



# ૬૧. લીમડી ઝૂકી લેલૂંબ રે!

લીમડી ઝૂકી લેલૂંબ, મારા વાલમા! લીમડી ઝૂકી લેલૂંબ રે!
મેહુલે કીધું ગોરંભ, મારા વાલમા! મેહુલે કીધું ગોરંભ રે!

દરિયે હિંદોલ રમી આવ્યા સમીરણા,
મોરલે વનેવને કળા કરી નહિ મણા,
ઊંચી અટારીએ બેઠું કો એકલું રે, મારા વાલમા!
લીમડી ઝૂકી લેલૂંબ રે!

દૂરના આવ્યા પથિક, મારા વાલમા! દૂરના આવ્યા પથિક રે
સાથિયે પૂર્યા મણિક, મારા વાલમા! સાથિયે પૂર્યા મણિક રે

સીનુ રીનુ સીનુ રીનુ સોનાની સાંકળી,
રૂ મ ઝૂ મ રૂ મ ઝૂ મ રૂપાની ઝાંઝરી,
રંગભર્યું આભ ને રંગમાં વસુંધરા રે, મારા વાલમા!
લીમડી ઝૂકી લેલૂંબ રે!

લીમડી ઝૂકી લેલૂંબ, મારા વાલમા! લીમડી ઝૂકી લેલૂંબ રે!
મેહુલે કીધું ગોરંભ, મારા વાલમા! મેહુલે કીધું ગોરંભ રે!

ઝરમર ઝરમર મેહુલો ઝમે ઝરે,
નેણલાંની ધાર કોઈ હૈયામાં નીતરે,
નેહે ભીંજાય ઝીણી ચોળીને ચૂંદડી રે, મારા વાલમા!
લીમડી ઝૂકી લેલૂંબ રે!

રાજેન્દ્ર શાહ



## ૬૨. અલ્યા મેહુલા !

અલ્યા મહેલા!
મારાં ખેતરની વાટમાં વગાડ નહિ પાવો,
તારે કોઈના તે કાળજાનો રાગ નહીં ગાવો:
અલ્યા મેહુલા!૦

નીચાં ઢાળીને નેણ દાતરડું ફેરવું શું?
હૈયું ખેંચાય તારે સૂરે;
કાંઠાનું ખેલનાર તે રે તણાઈ રહ્યું,
ઓચિંતું ઘોડલા પૂરે,
તને કોણે બોલાવિયો તે આજ અહિં આયો?
અલ્યા મેહુલા!૦

ખેતરને કોઈ ખૂણે ટહુકે ભલે તું,
એનો વંનવંન વરતાણો કેર,
રાતી આ માટીની ભોંય, ને લ્હેરાય તારા
લીલુડા ઘાઘરાનો ઘેર;
હું તો મ્હોરેલી મંજરીની ગંધથી ઘવાયો:
અલ્યા મેહુલા!૦

ખુલ્લા મેદાન મહી ઢીંચણ ઢંકાય નહિ,
એવી વાલોરની છે વાડી,
ઓલી તે મેર જોને ઝૂકી રહી છે પેલા
ઝાઝેરા તાડકેરી ઝાડી!
અલ્યા! કંઠ લગી પ્રીતનો પીવાય ત્યંહિ કાવો:
અલ્યા મેહુલા!૦

રાજેન્દ્ર શાહ



## ૬૩. ઝરે નભ

ઝરે નભ જલની ધારા:
વને વન ભીંજવી રહે
ભીંજવે એવું મનને મારા:
ઝરે નભ જલની ધારા.

મઘવા કેરો હાથિયો ગાજે
ગગનમાં અનિવાર,
સુરબાલાની મેખલા સોહે
વીજતણે ચમકાર.
વાયરા કેરી બીનમાં ભાવન
રણકી રહે મેઘ મલારા:
ઝરે નભ જલની ધારા૦

કોઈ કળાયલ મોરલો પાગલ થૈ
નાચે થ ન થ ન,
આંહિ ઉમંગ, ઉમંગની લ્હાણે
કોણ રે અકિંચન?
સાબરનો અભિસાર શો? ઘેલી
જાય છે ભાંગી બેઉ કિનારા:
ઝરે નભ જલની ધારા૦

રેણથી ઝાંઝો દિન ગમે ને
દિનથી ઝાઝી રાત,
સાંજને સમય સોહ્ય રે નિખિલ
રંગથકી રળિયાત,
લ્હેરિયાં લેતું ઉર છલોછલ
આજ મણા નવ સુખને મારા:
ઝરે નભ જલની ધરા૦

રાજેન્દ્ર શાહ



# ૬૪. કોઈ સૂરનો સવાર

કોઈ સૂરનો સવાર
આવી ઊતર્યો અરવ મારે ઉરને દુવાર
કોઈ સૂરનો સવાર.

એને અંગે રે માટીની ગંધ મ્હેકતી,
નયને તેજનો છે રંગ,
જલના ઝરણ શું કિલ્લોલતો,
એનો ઊછળે ઉમંગ,
એનો ઊછળે ઉમંગ;
મારા સૂનાં તે મંદિરિયામાં થાય રે સંચાર:
કોઈ સૂરનો સવાર૦

એ તો વણ રે દીઠેલી ભૂમિ દાખવે,
ભાખે અગમ કો બોલ,
ખાલી તે દિવસ કેરી સાંજનો,
હેલે ચડિયો હિંડોલ,
હેલે ચડિયો હિંડોલ;
મારી જ્યોત રે પ્રગટી ને એનાં તેજ છે અપાર,
કોઈ સૂરનો સવાર૦

મારા પગમાં નેપૂર, કાને લોળિયાં,
ફૂલડે સજિયાં છે ગાત,
શમણાંના સુખથી યે આજની
માઝમ રાત છે રળિયાત,
માઝમ રાત છે રળિયાત;
કોઈ પરશે જંતર મારું ઝરતું ઝંકાર,
કોઈ સૂરનો સવાર૦

રાજેન્દ્ર શાહ



## ૬૫. કેવડાને ક્યારે

કેવડાને ક્યારે વનરાને રાન આરે,
હીરાગળ ઓઢણી ઊડી ઊડી જાય;
પતંગિયા! એમાં તે શું અટવાય?
એનો છેડલો મેલ્ય, કેડલો મેલ્ય!

આભે ગોરંભ્યો મેહુલો ને માંહી વીજ રમે અલબેલ,
વાયરાની સાથે જો મેદિની, જેવી મોરલાની સાથે ઢેલ,
પદમણી! વેણ મારૂં પાછું મા ઠેલ્ય, મા ઠેલ્ય! છેડલો૦

મસ મસ ફૂલડે મ્હોર્યો કંદબ ને મ્હોરી છે નાગરવેલ,
સીમાડે સીમાડે પંખીનાં ગાનમાં નાખી જોબનિયે ટ્હેલ,
પદમણી! વેણ મારૂં પાછું મા ઠેલ્ય, મા ઠેલ્ય! છેડલો૦

નહિ આગલા નહિ પાછલા, ગોરી! વચલા તે ચાર દિનો ખેલ,
તારા તે હૈયાની હેલમાં રૂપાળો લાધ્યો મને છે રંગ મેલ,
પદમણી! વેણ મારૂં પાછું મા ઠેલ્ય, મા ઠેલ્ય! છેડલો૦

રાજેન્દ્ર શાહ



## ૬૬. પીળી છે પાંદડી

પીળી છે પાંદડી ને કાળવો છે બાજરો,
સોહ્ય છે રે ઝાઝો સવારથી ય સાંજરો.

ઝાકળિયે બેસું હું તો ય રે બપોર લાગે,
આસો તે માસના આકરા,
આવડા અધિકડા ન વીત્યા વૈશાખના,
આંબાની ડાળ ઝલનારા.

હું તો અંજવાળી રાતનો માણું ઉજાગરો:
પીળી છે પાંદડી ને કાળવો છે બાજરો.

કોસના તે પાણીના ઢાળિયાનું વ્હેણ, મને
લાગે કાલિંદરી જેવું,
આંબલીની છાંય તે કદંબની જણાય, મારા
મનનું તોફાન કોને કે'વું?

મેં તો દીઠો રાધાની સંગ ખેલંતો શ્રાંવરો:
પીળી છે પાંદડી ને કાળવો છે બાજરો.

રાજેન્દ્ર શાહ



## ૬૭. રમવા આવોને !

ખમ્મા! ખમ્મા! મા! જગને લોક,
રમવા આવોને મ્હારે ચાચર ચોક.

લખ કોટિ દીવડાનો ગરબો કોરાવું,
લળી લળી માવડીનાં ગીતડાં ગાવું.
મનડાએ માણ્યો છે જોગણનો જોગ:
રમવા આવોને, માડી! રમવા આવોને મ્હારે ચાચર ચોક.

રઢિયાળી રાત, રઢિયાળી રાત,
રમવા આવોને, મારી બિરદાળી માત!
સૂના લાગે, માડી! તારા ગબ્બર ગોખ:
રમવા આવોને, માડી! રમવા આવોને મ્હારે ચાચર ચોક.

## ૬૫. કેવડાને ક્યારે

કેવડાને ક્યારે વનરાને રાન આરે,
હીરાગળ ઓઢણી ઊડી ઊડી જાય;
પતંગિયા! એમાં તે શું અટવાય?
એનો છેડલો મેલ્ય, કેડલો મેલ્ય!

આભે ગોરંભ્યો મેહુલો ને માંહી વીજ રમે અલબેલ,
વાયરાની સાથે જો મેદિની, જેવી મોરલાની સાથે ઢેલ,
પદમણી! વેણ મારૂં પાછું મા ઠેલ્ય, મા ઠેલ્ય! છેડલો૦

મસ મસ ફૂલડે મ્હોર્યો કંદબ ને મ્હોરી છે નાગરવેલ,
સીમાડે સીમાડે પંખીનાં ગાનમાં નાખી જોબનિયે ટેલ,
પદમણી! વેણ મારૂં પાછું મા ઠેલ્ય, મા ઠેલ્ય! છેડલો૦

નહિ આગલા નહિ પાછલા, ગોરી! વચલા તે ચાર દિનો ખેલ,
તારા તે હૈયાની હેલમાં રૂપાળો લાધ્યો મને છે રંગ મેલ,
પદમણી! વેણ મારૂં પાછું મા ઠેલ્ય, મા ઠેલ્ય! છેડલો૦

રાજેન્દ્ર શાહ



## ૬૬. પીળી છે પાંદડી

પીળી છે પાંદડી ને કાળવો છે બાજરો,
સોહ્ય છે રે ઝાઝો સવારથી ય સાંજરો.

ઝાકળિયે બેસું હું તો ય રે બપોર લાગે,
આસો તે માસના આકરા,
આવડા અધિકડા ન વીત્યા વૈશાખના,
આંબાની ડાળ ઝલનારા.

હું તો અંજવાળી રાતનો માણું ઉજાગરો:
પીળી છે પાંદડી ને કાળવો છે બાજરો.

કોસના તે પાણીના ઢાળિયાનું વ્હેણ, મને
લાગે કાલિંદરી જેવું,
આંબલીની છાંય તે કદંબની જણાય, મારા
મનનું તોફાન કોને કે'વું?

મેં તો દીઠો રાધાની સંગ ખેલંતો સાંવરો:
પીળી છે પાંદડી ને કાળવો છે બાજરો.

રાજેન્દ્ર શાહ



## ૬૭. રમવા આવોને !

ખમ્મા! ખમ્મા! મા! જગને લોક,
રમવા આવોને મ્હારે ચાચર ચોક.

લખ કોટિ દીવડાનો ગરબો કોરાવું,
લળી લળી માવડીનાં ગીતડાં ગાવું.
મનડાએ માણ્યો છે જોગણનો જોગ:
રમવા આવોને, માડી! રમવા આવોને મ્હારે ચાચર ચોક.

રઢિયાળી રાત, રઢિયાળી રાત,
રમવા આવોને, મારી બિરદાળી માત!
સૂના લાગે, માડી! તારા ગબ્બર ગોખ:
રમવા આવોને, માડી! રમવા આવોને મ્હારે ચાચર ચોક.

નવ-નવ' રાત ને આસોનાં અજવાળાં,
ગરબે ઘૂમે મારી માડીનાં મતવાળાં,
ચરણે ધરે માને છપ્પન ભોગ:
રમવા આવોને, માડી! રમવા આવોને મ્હારે ચાચર ચોક.

અવિનાશ વ્યાસ



## ૬૮. ઘર ઘર દીવડા પ્રગટાવો !

ઘર ઘર દીવડા પ્રગટાવો,
ઘર ઘર તોરણિયાં બંધાવો:
માનાં નોરતાં આવ્યાં.

આભલેથી ઊતરી મા,
અવનીએ આવ્યાં.
ગરબે ઘૂમતી સાહેલીના
ગરબા સોહાવ્યા;
માનાં નોરતાં આવ્યાં: ઘર ઘર૦

ટપકીયાળી ચૂંદડી, મા!
સજી સુન્દર વેશ,
બાજુબંધ, વીછિયા, આભૂષણ,
નયણે આંજી મેશ;
માનાં નોરતાં આવ્યાં: ઘર ઘર૦

ચરણે ઝાં ઝ ર ઝમકે,
પગને ઠમકે ધરણી ધમકે,
ચો રે ચૌ ટે માવડીનાં
કં કુ વે રા ણાં;
માનાં નોરતાં આવ્યાં: ઘર ઘર૦

અવિનાશ વ્યાસ



## ૬૯. ગોરી! ત્હારા ગરબાને ઘૂમતો રાખજે!

ગોરી! ત્હારા ગરબાને ઘૂમતો રાખજે!
જનની જગદંબાનાં ગીતડાં ગાતી તું
નોરતાંની રાતડીમાં રાતભર જાગજે,
ગોરી! ત્હારા ગરબાને ઘૂમતો રાખજે.

હે! ગાગર શા ગરબાની જ્યોત ઝબકાવી,
ચરણોમાં ઝમકંતું ઝાંઝર ઝમકાવી,
ગોળ ગોળ ઘૂમી ત્હારા ઘૂમટાને તાણજે,
ગોરી! ત્હારા ગરબાને ઘૂમતો રાખજે.

આભથકી પૃથ્વી પટે પગલાં પાડે બિરદાળી,
ચારૂ ચાચર ચોકમહીં ગરબો માંડે મતવાળી.
ગરબાનો ઢાળ અને તાલ તું પિછાનજે,
ગોરી! ત્હારા ગરબાને ઘૂમતો રાખજે.

ખોલ વાગે, ઢોલ વાગે, વાગે ઝમક ઝાંઝરી,
મધુર સૂર સહિત સોહે આજ સકલ સાજની.
કુમકુમ ને અક્ષતથી નોરતાં વધાવજે,
ગોરી! ત્હારા ગરબાને ઘૂમતો રાખજે.

અવિનાશ વ્યાસ



# ૭૦. ફૂમતું

તારી બાંકી રે પાઘલડીનું ફૂમતું રે,
મને ગમતું રે,
આ તો કહું છું રે, પાતળિયા! તને અમથું.

તારા પગનું પગરખું ચમચમતું રે,
અને અંગનું અંગરખું સમસમતું રે,
મને ગમતું રે,
આ તો કહું છું રે, પાતળિયા! તને અમથું: તારી૦

હે! પારકો જાણીને તને, ઝાઝુંશે બોલવું?
ને અણજાણ્યો જાણી તને, મન શે ખોલવું રે?
તને છેટો ભાળીને મન ભમતું રે,
તો યે ગમતું રે,
આ તો કહું છું રે, પાતળિયા! તને અમથું: તારી૦

હાથમાં ઝાલી ડાંગ કડિયાળી,
હરિયાળો ડુંગરો આવતો રે હાલી;
અને લેંબુની ફાડય જેવી આંખડીયું ભાળી,
શરમ મૂકીને હું તો થઉં રે શરમાળી.

હે! તારા રૂપનું રે ફૂલ મઘમઘતું રે,
તો યે ગમતું રે,
આ તો કહું છું રે, પાતળિયા! તને અમથું: તારી૦

કોણ જાણે કેમ મારા મનની ભીત્તરમાં,
એવું રે ભરાયું શું?
કે એક મને ગમતો આભનો ચાંદલો,
ને બીજો ગમતો તું!

હે! ઘરમાં, ખેતરમાં કે ધરતીના થરમાં,
તારાં સપનનમાં મન મારૂં રમતું રે,
મને ગમતું રે;
આ તો કહું છું રે, પાતળિયા! તને અમથું: તારી૦

અવિનાશ વ્યાસ

## ૭૧. રાસ

ત્હારા રાસડાનો રંગ મ્હને લાગ્યો,
માણા રાજ રે!
ત્હારા રાસડાનો રંગ મ્હને લાગ્યો.

જેવો સીમડીએ ઢોલ ઢબૂક વાગ્યો,
માણા રાજ રે!
ત્હારા રાસડાનો રંગ મ્હને લાગ્યો.

ગામને ગોંદરે,
ચોરે ને ચોતરે,
એના પડઘાનો ઘોર શોર ગાજ્યો,
માણા રાજ રે!
ત્હારા રાસડાનો રંગ મ્હને લાગ્યો.

કેસરિયો ખેસ અને વરણાગી વેશ,
અંગરખું ઓપતું ને વાંકડિયા કેશ,
મ્હારા આયખાનો આતમડો જાગ્યો,
માણા રાજ રે!
ત્હારા રાસડાનો રંગ મ્હને લાગ્યો.

અવિનાશ વ્યાસ

## ૭૨. ઘેન

ત્હને પુષ્પના પરાગ કેમ ગમતા? હો બહેન!
શેનાં ચઢયાં આંખડીએ આ ઘેન?

ત્હને રાગમાં રસ રાગ કેમ ગમતા? હો બહેન!
જાણે અજાણે શેનાં નાચંતાં નેણ? ત્હને૦

એકલી અટુલી ગણગણતી કાં? બહેન!
શેનાં ચઢયાં આંખડીએ આ ઘેન?

ચંદાના ચોકમાં કલ્લોલતી વિલોલતી,
વાયરે વસંતના વિખરાતી વેણીલટે,
સપ્તરંગી સાળુડે શોભંતી સાંજરે.
કોયલના ટહુકે ટહુકારતી કાં? બહેન! ત્હને૦

**અવિનાશ વ્યાસ**



## ૭૩. મધ રે રાતલડીના મોરલા!

ઓ મધ રે રાતલડીના મોરલા!
જાગતા રહેજો સારી રાત,
મધ રે રાતલડીના મોરલા!

દૂર રે અંધારાનો ઉંબરો
ઓળંગીને આવશે જગતનો તાત;
જાગતા રહેજો સારી રાત,
ઓ મધ રે રાતલડીના મોરલા!

ઓ રે! ઓ... આ કા શ!
ત્હારા ઊંચા રે આવાસ.

કેટલું ભાળે આ બે લોચન મારાં?
ત્હારે લખકોટિ લોચન તારા
સત્વર સાદ પાડી કહેજે તું મુજને,
જો આવતા ભાળે રામ મારા.
જાગતા રહેજો સારી રાત,
ઓ મધ રે રાતલડીના મોરલા!

કોડિયું ઝબકાવીને બેઠા મયંક,
મારે રંકને એટલું કહેવું;
આવતા રે સાહ્યબાને ઠોકર્યું ના વાગે,
ત્હારે એ જોતાં રહેવું.
જાગતા રહેજો સારી રાત,
ઓ મધ રે રાતલડીના મોરલા!

અવિનાશ વ્યાસ



# ૭૪. રંગ માંડવડી

શત-શત દીવડી શગની રંગ માંડવડી;
કંઈ બાજઠ રતન જડેલ:
રંગ રંગ માંડવડી;

ખીલી પ્રકાશની પોયણી રંગ માંડવડી:
માંય સીંચ્યાં ચંબેલી તેલ:
રંગ રંગ માંડવડી.

ચંદની ચંદરવા ઝૂલતા રંગ માંડવડી;
માંય આછેરાં સપનાં મહેલ:
રંગ રંગ માંડવડી.

આસો તે માસનાં અજવાળિયાં રંગ માંડવડી;
જાણે મધરાતે ઉષા ઊગેલ:
રંગ રંગ માંડવડી.

ઊડે કસૂંબલ ઓઢણી રંગ માંડવડી;
એને છેડે મનોરથ વેલ:
રંગ રંગ માંડવડી.

લળી-લળી લજ્જાળુ ઢાંકતી રંગ માંડવડી;
તોય ડોકાતી કામણ ક્રુવેલ:
રંગ રંગ માંડવડી.

આલી લીલી ભવ-વાડીએ રંગ માંડવડી;
કંઠ કૂજનની કેલી મચેલ:
રંગ રંગ માંડવડી.

અલી! ચિત્તને તે ચાચર આવડી રંગ માંડવડી;
કોની શોભા સજી અલબેલ?
રંગ રંગ માંડવડી.

બાલમુકુન્દ દવે



# ૭૫. વનચંપો

વગડા વચ્ચે તલાવડી રે,
તલાવડીની સોડ
ઊગ્યો વનચંપાનો છોડ.

વસન્ત આવ્યો વરણાગી રે,
ઝૂલે કેસરિયા ઝૂલ:
બેઠાં વનચંપાને ફૂલ.

જલપાનેતર લે'રિયાં રે,
કમલિની મલકાય:
ભમરો ભૂલી ભૂલીને ભરમાય.

વનચંપાની પાંદડી રે,
ખીલે ને કરમાય:
ભમરો આવે ને ઊડી જાય!

રાતે ખીલે પોયણી રે,
પોયણી પૂછે વાત:
ચંપા! જીવને શા ઉચાટ?

મત પૂછે તું, પોયણીરે!
સૂની ઉરની વાટ!
મનના મન જાણે ઉચાટ!

ત્રણ ગુણોની તરવેણી રે,
રૂપ, રંગ ને વાસ;
તો યે ભ્રમર ન આવે પાસ!

નભથી ચૂવે ચાંદની રે,
પોયણી ઢાળે નીર:
રોતાં તલાવડીનાં તીર!

વગડા વચ્ચે તલાવડી રે,
તલાવડીની સોડ:
એવો વનચંપાનો છોડ.

બાલમુકુન્દ દવે



## ૭૬. ચમેલીને ઠપકો

ચટકીલી મોરી ચમેલડી રે!
લૂમે લૂમે લટક્યાં ફૂલ, ’લી ચમેલડી!
આ આં ઉછાંછળાં ના થૈએ જી રે.

ચટકીલી મોરી ચમેલડી રે!
માનભર્યાં મોઘમમાં રૈએ, 'લી ચમેલડી!
ગોપવીએ ગોઠડીને હૈયે જી રે.

ખીલે સરવર પોયણી, રમે ચન્દ્રશું રેન,
પરોઢનો પગરવ થતાં, લાજે બીડે નેન.

ચટકીલી મોરી ચમેલડી રે!
ઝાઝાં ના ગંધ ઢોળી દૈએ, 'લી ચમેલડી!
ઘેર ઘેર કે'વા ના જૈએ જી રે.

સ્વાતિમાં સીપોણીએ જલબિંદુ ઝિલાય,
વિશ્વ ભેદ જાણે નહીં, મોતી અમૂલખ થાય!

ચટકીલી મોરી ચમેલડી રે!
ભમરાની શી ભૂલ? 'લી ચમેલડી!
પોતે જો ઢંગે ના રૈએ જી રે.

ચટકીલી મોરી ચમેલડી રે!
રૂપનાં રખોપાં શીખી લૈએ, 'લી ચમેલડી!
દૂજાંને દોષ ના દૈએ, જી રે.

બાલમુકુન્દ દવે



## ૭૭. અમાસની મધરાત

રમણે ચડેલ આજ ભાળી!
મધરાત મેં તો રમણે ચડેલ આજ ભાળી;
ભીલડી જુવાન જોધ કાળી,
મધરાત જાણે ભીલડી જુવાન જોધ કાળી!

દશે દિશા તે જાણે ઘાઘરાનો ઘેર એનો,
ઠેકી ઠેકી લે તાળી;
આકાશી અતલસને તસતસતે કાપડે
સંતાડી રૂપની થાળી!
મધરાત આજ રમણે ચડેલ મેં તો ભાળી.

નદીઓ ને નિર્ઝરનાં કડલાં ને કાંબીયું
રણકાવે તાલસૂરવાળી!
ભોળા શંભુને જાણે ભોળવવા નીસરી
કિરાતી કામણગારી!
મધરાત આજ રમણે ચડેલ મેં તો ભાળી.

સુખિયાં સંજોગિયાં તો હૂંફાળી નીંદમાં,
શાનાં જુએ તને? કાળી!
બળતી આંખડીએ બેસી વિખૂટાં બે
ચકવા ને ચકવીએ ભાળી!
મધરાત આજ રમણે ચડેલ મેં ય ભાળી!

બાલમુકુન્દ દવે



## ૭૮. પરૂણલા

માંડવડે ઢમકયા ઢોલીડા, ડુંગરિયે ટૌક્યા મોર:
હલકારો મીઠો હેતનો, ઉર-કુંજ મચ્યા કલશોર!
કે રમતા આવ્યા મનના મોર!

સરવરિયે સારસ જોડલી, બે કંઠ કરે કિલ્લોલ,
પાળે ઘેઘૂર આંબલો, ઉર-ડાળે બાંધ્યા દોર!
કે રમતા આવ્યા મનના મોર!

જોબનનો ઝૂકયો ઝરૂખડો, ને છોગલિયાળી છાંય:
ઊડતાં આવે સોણલાં, કૈં એક આવે, એક જાય!
કે શમણાં કેમ કહો વીણાય?

ફાગણિયે ફૂલ્યો કેસૂડો, ને ચૈતર ચંપક-ફૂલ:
વૈશાખે વાયા વીંજણલા, વીંજણલે દિલડાં ડૂલ:
કે જીવન જાણે રેશમ-ઝૂલ!

ચાંદરણું છાયું ચોકમાં, માંડવડે નાગવેલ:
માણીગર મીઠા પરૂણલા, મોરૂં મન મ્હોર્યું અલબેલ!
કે છલકે છોળે રસની હેલ!

બાલમુકુન્દ દવે



## ૮૧. ફટાયો ફાગણ

ફાગણ ફટાયો આયો,
કેસરિયા પાઘ સજાયો,
જોબનના જામ લાયો,
રંગ છાયો, રંગ છાયો રે.

ફાગણ ફટાયો આયો,
પાદરડે ઢોલ પિટાયો,
વગડો મીઠું મલકાયો,
રંગ છાયો, રંગ છાયો રે.

ફાગણ ફટાયો આયો,
શમણાંની શાલ વીંટાયો,
કીકીમાં કેફ ઘૂંટાયો,
રંગ છાયો, છાયો રે.

ફાગણ ફટાયો આયો,
કોકિલે પંચમ ગાયો,
સૂરનો ધૂપ છવાયો,
રંગ છાયો, રંગ છાયો રે.

ફાગણ ફટાયો આયો,
ખેલંતો ભુ લ ભુ લા યો,
વરણાગી મંન લુભાયો,
રંગ છાયો, રંગ છાયો રે.

ફાગણ ફટાયો આયો,
ગોરી ઘૂંઘટ ખોલાયો,
નેણમાં નેણ મિલાયો,
રંગ છાયો, રંગ છાયો રે.

બાલમુકુન્દ દવે



## ૮૨. મોગરો

વણ વાવ્યો ને વણ સીંચિયો!
મારા વાડામાં ઘર પછવાડે રે,
મોગરો મોર્યો મોર્યો રે!

આતપનાં અમરત ધાવિયો,
ધોળો ઊછર્યો ધરતીબાળ રે: મોગરો૦

આવે સમીરણ ડોલતા,
લખ કુદરત કરતી લાડ રે: મોગરો૦

આડો ને અવળો ફાલિયો,
મસ ફૂલડે મઘ મઘ થાય રે: મોગરો૦

એવો મોર્યો અલબેલડો,
એને ચૂંટતાં જીવ ચૂંટાય રે: મોગરો૦

સૃષ્ટિ ભરીને વેલ વાધતી,
વળી વાધે નભવિતાન રે: મોગરો૦

કળીએ કળીએ રાધા રમે,
એને પાંદડે પાંદડે કા'ન રે: મોગરો૦

બાલમુકુન્દ દવે



## ૮૩. સુરગંગાનો દીવડો

કંચનકાયા ઘડેલું એક કોડિયું રે,
કે જલતું આદિ તે કાલથી અખંડ;
દીવડો સુરગંગાથી ઊતર્યો રે.

દીવડામાં તેલ પૂર્યાં ત્રણ ગુણનાં રે,
કે દીવડાની વાટ પડી વરમંડ;
દીવડો સુરગંગાથી ઊતર્યો રે.

દીવડો ભીંજે ના હો જલધારથી રે,
કે દીવડો ડોલે ના વાયરે લગાર;
દીવડો સુરગંગાથી ઊતર્યો રે.

દીવડાને ફરતા કિરણના કેવડા રે,
કે અનહદ ભમરાના ગુંજાર;
દીવડો સુરગંગાથી ઊતર્યો રે.

સૂરજ, ચંદર ને નવલખ તારલા રે,
કે દીવડાનો એ તો આછો ઉન્મેષ;
દીવડો સુરગંગાથી ઊતર્યો રે.

દીવડો દાનેશરી ચૌદ લોકનો રે,
કે દીવડાનો તો યે ફકીરી વેશ;
દીવડો સુરગંગાથી ઊતર્યો રે.

બાલમુકુન્દ દવે



## ૮૪. જલદીપ

એક દીપ તણાયો જાય,
જલમાં દીપ તણાયો જાય;
કમળ સમો ઘૂમે વમળોમાં
વા યુ માં વીં ઝા ય:
જલમાં દીપ તણાયો જાય.

અંધારાનાં અંચલ ભેદી
પંથ પાડતો જાય,
તરંગની ચંચલ અસવારી
કરી તેજ મલકાય: જલમાં૦

ઘડીક નમણી જ્યોતિ નાજુક
સંપુટમાં જ સમાય,
ઘડી ભવ્ય ભૂગોલ ખગોલે
દી પ શિ ખા લ હ રા ય: જલમાં૦

વાટ વણી ના, ના પેટાવ્યો,
પો તે પ ર ગ ટ થા ય;
નહીં મેશ કે નહીં મોગરો
કે વ લ તે જ લ કા ય: જલમાં૦

બાલમુકુન્દ દવે



## ૮૫. ગરાસણી

ગોરે વાને એક દીઠી ગરાસણી,
દીઠી પદમણી પાતળી જી રે;
અંગ અંગ લજ્જાનાં લહેરાતાં આભલાં,
ભરી ભરી ભાવતણી વાદળી જી રે: ગોરે૦

જ્યાં જ્યાં રમે છે એની પાની રતૂમડી,
ત્યાં ત્યાં અંકાય એની યાદગી જી રે;
આછાં યે આભૂષણ અંગ નથી ધારતી,
એનો શણગાર એની સાદગી જી રે: ગોરે૦

કેડની કટાર એણે કીકીમાં કાલવી,
છુટ્ટી અંબોડાની નાગણી જી રે;
હૈયાની ગોઠ લાલ હોઠે હુલાવતી,
છોળે છલકાય એની લાગણી જી રે: ગોરે૦

જોબનનો સાર, રૂપરંગનો નિતાર,
ચાર છેડે ચૂવે છ તારી ચૂંદડી જી રે;
કિયા રે ગરાસિયાને ગોતે છે? રાજવણ!
કોની ફરે છ મન ફૂદડી જી રે? ગોરે૦

બાલમુકુન્દ દવે



## ૮૬. ભીના વાયરા

ઊંચી મેડી ને ભીના વાયરા, મારુજી!
ડોલે મારા દીવડિયાનાં નૂર જો,
ધીરા વાજે રે તારા વીંઝણા, મારુજી!

પાછલી પછીતે વાગી વાંસળી, મારુજી!
સૂરે સૂરે વીંધે મારાં ઉર જો,
ધીરી વાજે રે તારી વાંસળી, મારુજી!

અવળે હાથે તેં મારી કાંકરી, મારુજી!
સવળી થઈને વાગી તતકાળ જો,
એવા ના ખેલ, ભૂંડા! ખેલીએ, મારુજી!

ભોળાં તે હૈયાં ના છંછેડીએ, મારુજી!
બાંધી હિંડોળા એને ડાળ જો,
હૈયાંની વાડીઓ ના વેડીએ, મારુજી!

બાલમુકુન્દ દવે



# ૮૭. દીવડાનો દરબાર

નભમાં નવલખ તારલિયા ને
તેજ તેજ અંબાર,
દીવડા લઈને રાતડી કંઈ રમવા આવી બહાર:
કે ઝગમગ દીવડાનો દરબાર.

ઊંચે આભ ગહનને અદ્‌ભુત,
વ્યાપક વિશ્વ વિરાટ;
નીચે ધરતી પર નયનોના દીપકનો મલકાટ રે;
અનોખી જ્યોતિર્મય વણઝાર રે:
કે ઝગમગ દીવડાનો દરબાર.

જમનાજીમાં જલદીવડા કંઈ,
ઝબકંતા લહેરાય;
હસતા રમતા તેજ ફુવારા ટમક ટમક હરખાય;
મનોરમ શોભા ને શણગાર:
કે ઝગમગ દીવડાનો દરબાર.

ગોખે ગોખે ઘર ઘરમાં ને
મંદિરમાં મલકંત,
પ્રાણ પ્રાણમાં સ્વયં પ્રકાશિત, પ્રકાશના ભગવંત;
અલૌકિક ચેતનના ચમકાર:
કે ઝગમગ દીવડાનો દરબાર.

વેણીભાઈ પુરોહિત



## ૮૮. રાસમણિ

અલી રાસમણિ! રાસમણિ! રાસમણિ રે!
આવ, અલી! આવ, કે આવ્યાં છે માનાં નોરતાં.
ગોરી! ગરબામાં દીવડો મૂક:
ગોરી! અંબાના ચરણોમાં ઝૂક:
તારા ગરબાને ફૂલડે વધાવ, અલી! આવ,
રૂડી રાસમણિ રે! કે આવ્યાં છે માનાં નોરતાં:
અલી રાસમણિ! ૦

આવી આસોની અજવાળી રાત:
એમાં દૂધમલિયા તારાની ભાત:
તારી પાનીએ મેંદી મુકાવ, અલી! આવ,
રૂડી રાસમણિ રે! કે આવ્યાં છે માનાં નોરતાં:
અલી રાસમણિ! ૦

તારાં પટકૂળનો પચરંગી પ્રાસ:
તારી માયાનો ગેબી વિલાસ:
આજ રઢિયાળી રંગત જમાવ, અલી! આવ,
રૂડી રાસમણિ રે! કે આવ્યાં છે માનાં નોરતા:
અલી રાસમણિ! ૦

તારી કાયાની શણગારી વેલ:
સખિ! ચાચરના ચોકમાં ખેલ:
તારા રૂદિયાને રમણે ચડાવ, અલી! આવ,
રૂડી રાસમણિ રે! કે આવ્યાં છે માનાં નોરતાં:
અલી રાસમણિ! ૦

તારાં લોચનમાં ખેલે ખગોળ:
તારા ડોલનમાં ભમતી ભૂગોળ:
ઠેકી ઠેકીને ડમરૂ બજાવ, અલી ! આવ,
રૂડી રાસમણિ રે! કે આવ્યાં છે માનાં નોરતાં:
અલી રાસમણિ ! ૦

તારાં મંદરમાં અંબા થઈ નાચ:
તારા મંડપમાં બહુચર થઈ નાચ:
તારા ચૌદે બ્રહ્માંડો નચાવ, અલી ! આવ,
રૂડી રાસમણિ રે! કે આવ્યાં છે માનાં નોરતાં:
અલી રાસમણિ ! ૦

વેણીભાઈ પુરોહિત



## ૮૯. રૂપાળી રાતનો રાસડો

મારા સાકરિયા સાદની પાળે,
હો ! રમવા આવ્યો, હો ! ભમવા આવ્યો,
કે રૂપાળી રાતનો રાસડો.

મારી પ્રીતનું પાણકોરું, એનો ચંદરવો બંધાવ્યો:
રા ત રા ણી નાં હસે ફૂલડાં,
એની ફોરમને ચોરી ચોરી લાવ્યો:
હો ! રમવા આવ્યો, હો ! ભમવા આવ્યો,
કે રૂપાળી રાતનો રાસડો.

ઘોરે છે ઘરમાં સાહ્યબો, એને સપનામાં શરમાવ્યો:
વાગે છે મનમાં મોરલી,
એનો સૂર ચગ્યો છે સવાયો:
હો! રમવા આવ્યો, હો! ભમવા આવ્યો,
કે રૂપાળી રાતનો રાસડો.

ઠેકે છે રૂમઝૂમ ઝાંઝરિયાં, ઠેસિયો તે ગરબો ગાયો:
તાળી પાડીને તેડાવ્યો,
ને રમવા આવ્યો, ને ભમવા આવ્યો,
કે રૂપાળી રાતનો રાસડો.

વેણીભાઈ પુરોહિત



## ૯૦. પૂનમનો નોક

ઢોલ ઢમક્યાં ને ધરતી ધમધમી,
મારો મઘમઘ ભીનો ચોક:
ઊંચે ઊંચે ચાંદલિયો આભમાં
અને નીચે પૂનમિયાં લોક:
સહિયર! વાગે તે મીઠી મીઠી મોરલી.

સખિ! કાંબી ને કડલાં રુમેઝુમે
કાંઈ નકવેસરનો ઝોક:
મેં તો ગુપચુપ જોયું દર્પણમાં,
હાં રે લટકું લઈ ગઈ ડોક:
સહિયર! વાગે તે મીઠી મીઠી મોરલી: ઢોલ૦

સખિ! આંખોમાં આંજણ અમાસનાં,
　　અને પંડે પૂનમનો નોક:
અલી! આવી ચડે જો મારો સાહ્યબો,
　　એને આઘેરો ઓશરીમાં રોક:
સહિયર! વાગે તે મીઠી મીઠી મોરલી: ઢોલ૦

વેણીભાઈ પુરોહિત



## ૯૧. તેડાં

મોરલાનાં નોતરાં આવ્યાં, ઓ મેઘરાજ!
વર્ષાને મોકલો, વર્ષાને મોકલો.

આઠ-આઠ માસ રહી આભના પિયરમાં,
સાસરિયા સામું નથી જોયું:
હોંસભરી વાદળીઓ હીંચતી હુલાસમાં,
ઘૂમે છે વીજ વ્હાલસોયું:
　　ઓ મેઘરાજ! વર્ષાને મોકલો૦

વનની વનરાઈ ઓલ્યા વાદળિયા દેશમાં,
નજરૂં નાંખીને કાંઈ જોતી.
ઝરણાંએ ગીત ખોયાં ડુંગરની કંદરે,
થાકી એને હું ગોતી ગોતી:
　　ઓ મેઘરાજ! વર્ષાને મોકલો૦

વાયુને હૈયે સૂર હલકે મલ્હારના,
ઘન ઘન પથરાય વીજ જ્યોતિ:
સાસરને વાટ એને વ્હાલથી વળાવજો,
જગવગંડે વેરશે એ મોતી:
ઓ મેઘરાજ! વર્ષાને મોકલો ૦

ધરણીનાં નોતરાં આવ્યાં, ઓ મેઘરાજ!
વર્ષાને મોકલો, વર્ષાને મોકલો.

વેણીભાઈ પુરોહિત



## ૯૨. કાના! આવે તારી યાદ

હો! શ્રાવણ વરસે સરવડે ને
ઝરમરિયો વરસાદ:
કાના! આવે તારી યાદ.

વીજ ઝબૂકે વાદળ વચ્ચે,
તરવરિયો ઉન્માદ:
કાના! આવે તારી યાદ.

જમણી આંખ ગઈ મથુરા ને
ડાબી ગઈ ગોકુળમાં;
હૈયું વૃન્દાવન જઈ બેઠું
કુંજગલીનાં ફૂલમાં:
કાના! આવે તારી યાદ.

ગોપી થઈ ઘૂમું કે, કાના!
બનું યશોદા મૈયા?
કે રાધા થઈને રીઝવું તુજને?
હે સતપત રખવૈયા!
કાના! આવે તારી યાદ.

વેણીભાઈ પુરોહિત



## ૯૩. પાણીડાં જઈએ

હાલને, સહિયર! હાલ, પાણીડાં જઈએ.
હાલો પરોઢિયે ખોલ્યાં છે પોપચાં
તેજના ટશિયા ફૂટે રે લોલ.
ઘમ્મર વલોણે ગાજે ગોરસિયાં
ખીલેથી વાછડાં છૂટે રે લોલ.

હાલને, સહિયર! હાલ પાણીડાં જઈએ
વીરડે વાતું કરશું રે લોલ,
વાટકે વાટકે ભરશું રે લોલ,
હાલને, સહિયર! હાલ૦

આખા બોલું તે, અલી! અલ્લડ જોબનિયું,
હૈયે ફાગણિયો ફોરે રે લોલ,
ઘૂમટો તાણીને હાલો ઉતાવળી
ઘરડાં બેઠાં છે ગામ ચોરે રે લોલ,
હાલને, સહિયર! હાલ૦

નેણનાં નેવાંને ઉટકે આંજણિયાં
હથેલી હેલને માંજે રે લોલ,
ચકચકતી ચૂની ને ચકચકતું બેડલું
એકબીજાને ગાંજે રે લોલ,
હાલને સહિયર! હાલ૦

સાસુએ માગ્યાં ઊનાં પાણી ને
સસરે દાતણ માંગ્યું રે લોલ,
કાચી નીંદરને કાંઠેથી સપનું
મૂઠી વાળીને ભાગ્યું રે લોલ,
હાલને સહિયર! હાલ૦

હાલો પરોઢિયે ખોલ્યાં છે પોપચાં
તેજના ટશિયા ફૂટે રે લોલ,
મેળો જામ્યો છે અહીં નાનકડી નારનો,
આપણી વાતું ના ખૂટે રે લોલ,
હાલને સહિયર! હાલ૦

વેણીભાઈ પુરોહિત



## ૯૪. રાધાએ રંગડો રાખ્યો

કોણે તે રંગડો રાખ્યો?
માળીગર! કોણે તે ઢોળી નાંખ્યો?

કે રંગડો મેંદીમાં મલકાયો,
કે રંગડો કેસૂડે છલકાયો: કોણે તે૦

રંગાય તેનાં રૂદિયાં રાજી, ને
રા જી તે થા ય રં ગ ના રાં,
અરસ પરસની મર્માળી આંખમાં
મોજીલાં બંદર-બારાં,
હે કોની તે પાઘડીએ પીધો?
માણીગર! કોની તે ચૂંદડીએ ચાખ્યો?

કે રંગડો મેંદીમાં મલકાયો,
કે રંગડો કેસૂડે છલકાયો: કોણે તે૦

કાથો કેવડિયો ને ચૂનો કેસરિયો,
સેવર્ધન સોપરી,
પાનનાં બીડાં ઝડપી લેતાં,
વિરલાં પુરુષ ને નારી;
હે તરસ્યાંએ રંગડો રાખ્યો,
માણીગર! વરસ્યાંએ ઢોળી નાંખ્યો.

કે રંગડો મેંદીમાં મલકાયો,
કે રંગડો કેસૂડે છલકાયો: કોણે તે૦

કોઈ રંગે છે તન મન જીવન,
કોઈ રંગે છે વાઘા,
કાચા પાકાના અધકચરા ઓરતા;
રહેતા અભાગિયા આઘા.
હે રાધાએ રંગડો રાખ્યો;
માણીગર! પિંગળાએ ઢોળી નાંખ્યો.

કે રંગડો મેંદીમાં મલકાયો,
કે રંગડો કેસૂડે છલકાયો: કોણે તે૦

વેણીભાઈ પુરોહિત



## ૯૫. મોરલો

મોરલો ટહુકે બોલાવતો ઢેલ,
પાંચ પાંચ પ્રાણનો મારો આ મોરલો,
ઢેલડ ચેતનની હેલ.
મોરલો ટહુકે બોલાવતો ઢેલ.

ચરણો નાચે છે એના ધરતીના ચોકમાં,
નેનો ભાળે છે એનાં ઊંચેરા લોકમાં,
કંઠ મહીં રાગ ને રાગ મહીં ફાગ લૈ,
હૈયે આવી બેઠો છેલ.
મોરલો ટહુકે બોલાવતો ઢેલ.

દૂરના ડુંગરિયામાં ટહુકા પડઘાય છે,
ભીના સીમાડાનું અંતર મલકાય છે,
ઊંચા આકાશથી ના, ધરતીના અંકથી આ,
ઢોળાતી વર્ષાની હેલ.
મોરલો ટહુકે બોલાવતો ઢેલ.

માસ બધા આવી સમાયા આષાઢમાં,
સારો સંસાર વહે સિંચાઈ માઢમાં,
ધોરી નહિ, રાશ નહિ, તો યે અભિલાષ લઈ,
વાધે ઘુઘરિયાળી વેલ,
મોરલો ટહુકે બોલાવતો ઢેલ.

ગોવિન્દભાઈ પટેલ



રંગાય તેનાં રૂદિયાં રાજી, ને
રાજી તે થાય રંગનારાં,
અરસ પરસની મર્માળી આંખમાં
મોજીલાં બંદર-બારાં,
હે કોની તે પાઘડીએ પીધો?
માણીગર! કોની તે ચૂંદડીએ ચાખ્યો?

કે રંગડો મેંદીમાં મલકાયો,
કે રંગડો કેસૂડે છલકાયો: કોણે તે૦

કાથો કેવડિયો ને ચૂનો કેસરિયો,
સેવર્ધન સોપરી,
પાનનાં બીડાં ઝડપી લેતાં,
વિરલાં પુરૂષ ને નારી;
હે તરસ્યાંએ રંગડો રાખ્યો,
માણીગર! વરસ્યાંએ ઢોળી નાંખ્યો.

કે રંગડો મેંદીમાં મલકાયો,
કે રંગડો કેસૂડે છલકાયો: કોણે તે૦

કોઈ રંગે છે તન મન જીવન,
કોઈ રંગે છે વાઘા,
કાચા પાકાના અધકચરા ઓરતા;
રહેતા અભાગિયા આઘા.
હે રાધાએ રંગડો રાખ્યો;
માણીગર! પિંગળાએ ઢોળી નાંખ્યો.

કે રંગડો મેંદીમાં મલકાયો,
કે રંગડો કેસૂડે છલકાયો: કોણે તે૦

વેણીભાઈ પુરોહિત



# ૯૫. મોરલો

મોરલો ટહુકે બોલાવતો ઢેલ,
પાંચ પાંચ પ્રાણનો મારો આ મોરલો,
ઢેલડ ચેતનની હેલ.
મોરલો ટહુકે બોલાવતો ઢેલ.

ચરણો નાચે છે એના ધરતીના ચોકમાં,
નેનો ભાળે છે એનાં ઊંચેરા લોકમાં,
કંઠ મહીં રાગ ને રાગ મહીં ફાગ લૈ,
હૈયે આવી બેઠો છેલ.
મોરલો ટહુકે બોલાવતો ઢેલ.

દૂરના ડુંગરિયામાં ટહુકા પડઘાય છે,
ભીના સીમાડાનું અંતર મલકાય છે,
ઊંચા આકાશથી ના, ધરતીના અંકથી આ,
ઢોળાતી વર્ષાની હેલ.
મોરલો ટહુકે બોલાવતો ઢેલ.

માસ બધા આવી સમાયા આષાઢમાં,
સારો સંસાર વહે સિંચાઈ માઢમાં,
ધોરી નહિ, રાશ નહિ, તો યે અભિલાષ લઈ,
વાધે ઘુઘરિયાળી વેલ,
મોરલો ટહુકે બોલાવતો ઢેલ.

ગોવિન્દભાઈ પટેલ



# ૯૬. ઝાંઝર આલ

ઝાંઝર આલ,
કુંજોમાં ભૂલવણે નાંખી લીધું તે,
છોગાળા નંદના લાલ! ઝાંઝર આલ૦

એક તો અબુધ હું, તેમાં લગાડી તેં,
તારા આ રાસની માયા;
આઘે આઘે મારૂં અંતર દે ફાળ ને
પાછળ રહી જાય આ કાયા;
સોણાં આષાઢથી ભીંજે, સુહાગ તો ઝીલે વસંતનો ગુલાલ: ઝાંઝર આલ૦

જમનાની લ્હેરોમાં સરકંતી સુણું હું
ઝાંઝરના તાલની વાણી
દેતાં પરાગની લ્હાણી ફૂલો, પણ
દેતાં ન ઝાંઝર આણી;
ખાલી ખાલી કેમ ચાલું હું, સાહ્યબા! ઝાંખો જ્યાં રૂપનો ફાલ? ઝાંઝર આલ૦

મુકિતની માયા ના વાંછું, વ્હાલમિયા!
વ્હાલા ગોકુળના બંધો,
હાથો શું હાથો ને હૈયા શું હૈયાને
જોડીને માણવા છંદો;
જીવનનું ઝાંઝરૂં રણકાવી તાહરી લીલાને દેવા છે તાલ: ઝાંઝર આલ૦

ગોવિન્દભાઈ પટેલ



# ૯૭. ગોકુળની હે ગોરી !

ગોકુળની હે ગોરી !
આજ રે તારા ગોકુળ માંહી છે કોઈ મોહન તોરી?

બોલને, આજે ગોરસ તારાં
તે દી જેવાં મીઠાં?
બોલ રે, આજે સૂરની વાટે
ઠગ ઢૂંઢે તું દીઠાં?
બોલ, સલૂણી! ગોરસ પેઠે ચિત્ત રહે કો ચોરી?
ગોકુળની હે ગોરી!૦

આજ રે, ભોળી! સાયા જેવાં
ચીર હરી કો ગેલે?
આજ રે કોઈ કાલિય કાજે
દડો નીરમાં ઠેલે?
આજ મદિલી ટચલીનાં કો કામણથી રેં ફોરી?
ગોકુળની હે ગોરી!૦

કે'જે રે, બાઈ! ભાયગનાં તેં
ફેરવી જોયાં પાનાં?
કે'જે ગયું કોણ વીસરી કોને?
કાઢતી ના કૈં બહાનાં.
કે'જે રે થાતું: જામતી રાતે સાંવરી સૂરત આવે ઓરી?
ગોકુળની હે ગોરી!૦

ગોવિન્દભાઈ પટેલ



# ૯૮. મને આપો કદંબનું ફૂલ

મને આપો કદંબનું ફૂલ, મોગરો નહિ માગું,
મારે જોવી સાંવરિયાની ઝૂલ, મોગરો નહિ માગું.

મેં તો વાડે ને વગડે કૈં ફૂલો જોયાં,
મારાં મન તો આઘેથી ય આઘે મોયાં.

નહીં રુચે બકુલ ને પારૂલ, મોગરો નહિ માગું.
મારે જોવી સાંવરિયાની ઝૂલ, મોગરો નહિ માગું.

જોઉં ફળ ને ફૂલો હું તો તાગી લઉં,
રાગ હૈયે તો યે હું વિરાગી રહું.

ઢૂંઢું ગોવર્ધન જોતાં ગોધૂલ, મોગરો નહિ માગું,
મારે જોવી સાંવરિયાની ઝૂલ, મોગરો નહિ માગું.

મારૂં અંતર આંખોમાં વિરાજી રહે,
અંગ આખું કાલિંદીનાં સ્નાન ચહે.

મારાં સરતાં જન્મોનાં પટકૂળ, મોગરો નહિ માગું.
મને આપો કદંબનું ફૂલ, મોગરો નહિ માગું.

ગોવિન્દભાઈ પટેલ



## ૯૯. ભાવ! તમે વ્હેલા વ્હેલા થાઓ બોર

રામજી આવે છે આપણી કોર,
ભાવ! તમે વ્હેલા વ્હેલા થાઓ બોર.

વેગથી વાગે વ્હાલપની છોળ,
ભાવ! તમે વ્હેલા વ્હેલા થાઓ બોર.

કૂંપળથી પૂજવાને પાન વેરે પીપળી,
ફળવાને કાજ ફૂલ ધારે દાડેમડી.

જાગતી વનદેવી આઠે ય પો'ર,
ભાવ! તમે વ્હેલા વ્હેલા થાઓ બોર.
રામજી આવે છે આપણી કોર,
ભાવ! તમે વ્હેલા વ્હેલા થાઓ બોર.

ખીલવી રાખ્યાં છે પદ્મફૂલો તળાવડે,
સંચી રાખી છે બધી સૌરભ વનવાયરે.

પંખી ઘૂંટે સ્વાગતના બોલ,
ભાવ! તમે વ્હેલા વ્હેલા થાઓ બોર.
વેગથી વાગે વ્હાલપની છોળ,
ભાવ! તમે વ્હેલા વ્હેલા થાઓ બોર.

[illegible]
[illegible]

સોહે નવ નવ ફૂલે ભકિતની વેલડી,
સોહે કો રંગે તો સોહે કો ગંધથી.

મારે તો એકજ ફૂલનો ફોર,
ભાવ! તમે વ્હેલા વ્હેલા થાઓ બોર.
રામજી આવે છે આપણી કોર,
ભાવ! તમે વ્હેલા વ્હેલા થાઓ બોર.

ગોવિન્દભાઈ પટેલ



## ૧૦૦. વાદળી

મને ગમતું ના (૨) આભને મિનારે,
હું તો રૂમઝૂમતી (૨) ઊતરતી ધરતીને આરે.

પેલા સરવરનું જંપેલું હૈયું જોવાય ના,
પેલી સરિતાનું ઓસરતું શમણું સ્હેવાયના.

મને ઘૂઘવતા સાગરની ઝંખના પુકારે, ધરતીને આરે,
હું તો રૂમઝૂમતી (૨) ઊતરતી ધરતીને આરે: મને૦

મારે જોવાં છે મનવાનાં લોચનિયાં રાચતાં,
મારે જોવાં છે પ્રીતિનાં પારેવાં નાચતાં

મને થનગનતા મોરલાની રંજના પુકારે, ધરતીને આરે,
હું તો રૂમઝૂમતી (૨) ઊતરતી ધરતીને આરે: મને૦

મને બોલાવે સીટભરી ડુંગરા,
મને બોલાવે લળીલળી કંદરા.

મને લખલખતી ભોમકાની વેદના પુકારે, ધરતીને આરે,
હું તો રૂમઝૂમતી (૨) ઊતરતી ધરતીને આરે: મને૦

નન્દકુમાર પાઠક



## ૧૦૧. પનિહારી

પેલી આજ બની પનિહારી વ્રજની દુલારી,
જાય પનઘટપર ભરવાને પાણી રે.
જરી જોને તું જોને, અલી! રૂપની બલિહારી!
જાય પનઘટપર ભરવાને પાણી રે.

એની ગાગરનો ઘાટ એના કરમાં સમાય ના,
એની ગાગરનો ભાર કેમ કરતાં ખમાય ના;
એ તો ઊભી રહે મારગડે મળવા મુરારિ:
પેલી આજ બની પનિહારી૦

એનાં રૂમઝૂમતાં ઝાંઝરમાં જીવનની રંજના,
એનાં મલકાતાં લોચનમાં મનડાની ઝંખના,
એને જોઈ જોઈ ગિરિધારી જાય વારી:
પેલી આજ બની પનિહારી૦

ઊભી જીવનની જમનાના ઘૂઘવતા ઘાટમાં,
ઊભો નટવર નાગર લે ગાગરને હાથમાં,
એને ભરવાં ભવસાગરનાં ખૂટ્યાં રે વારિ:
પેલી આજ બની પનિહારી ૦

નન્દકુમાર પાઠક



## ૧૦૨. મારો દીવડો

ઝંઝાના ઝૂલતા ઝરૂખે હો!
એક મારો દીવડો ડોલે રે,
એક મારો દીવડો ડોલે રે.

ગેબી ગગનને ઘેરી હો!
એક મારો દીવડો ડોલે રે,
એક મારો દીવડો ડોલે રે.

હે એનાં અજવાળાં દોરે દિગંતને,
ઝબકારા એના ઝુલાવે અનંતને,
એના ચાંદો સૂરજ અણસારો હો!
એક મારો દીવડો ડોલે રે.

સૃષ્ટિ જો! રાસ રમે, અજવાળે મહાલતી,
સાત-સાત સાગરની તાળી કંઈ વાગતી,
એનાં તેજે ત્રિકાળ ગૂંથના રો,
એક મારો દીવડો ડોલે રે.

હે દૂર દૂર મારો દીવડો ઘડી ઝલાય ના,
અજવાળાં ઓછેરાં ઝીલ્યાં ઝીલાય ના,
મને ઝીલવા દો એક ઝબકારો હો!
એક મારો દીવડો ડોલે રે.

નન્દકુમાર પાઠક



## ૧૦૩. ઝરમરિયા મેહ

ઝરમરિયા મેહ, મીઠા ઝરમરિયા મેહ,
સીંચે શ્રાવણ ધીરા ઝરમરિયા મેહ. ઝરમરિયા૦

ધરણીનું હૈયું લસે, હરિયાળી પુલકે,
ફૂલડાં ધરતીની ગુંજ સૌરભથી મલકે,
આવે રમંત લહેર વાયુતણી મલકે, મલકે: સીંચે૦

હૈયે મારે અનન્ત ઝરમરતું એકદા,
મીઠી સુગંધને સ્ફૂરાવ ઓ! અનેકધા,
ફૂલડાંને ભાવે એને દેને તું મહેકવા, મહેકવા: સીંચે૦

ફૂલડાંના ભાવે, નાથ! દેને કંઈ મહેકવા,
તારી કૃપાની લ્હેર દેને કંઈ ટેકવા,
ને સૌ જ એક સાથ ચરણે તુજ લેટવા, લેટવા: સીંચે૦

સુંદરજી બેટાઈ



## ૧૦૪. ચાંપો મ્હોરિયો

મેઘતણી વાડીમાં વીજલ-વેલ,
 મારી રે વાડીમાં ચાંપો મ્હોરિયો!
છલકાતી છંટાતી આભલ-હેલ,
 છાંટે રે છંટાતો ચાંપો મ્હોરિયો!

આભે રે અંકાઈ સોનલ સેર,
 મારી રે વાડીમાં ચાંપો મ્હોરિયો!
છો આભે સોનેરી ઝાકઝમેર;
 મારી તો વાડીમાં ચાંપો મ્હોરિયો!

આભતણા આઘેરા સોનલ મેર,
 મારે તે મન્દિરિયે ચાંપો મ્હોરિયો!
એ આઘા સોનામાં ગન્ધ ન સેર,
 મારો તો સોનેરી ચાંપો મ્હોરિયો!

સુંદરજી બેટાઈ



## ૧૦૫. રાજચંપો

આજ મારી આંખડીએ અજંપો
 કે ઊગ્યો રાજચંપો;
આજ મારી કીકીએ પાંપણપંખો,
 કે ખીલ્યો રાજચંપો.

પાંચ પાંચ પાંખડીમાં વાસભરી હેલી,
વર્ષાકન્યાની જાણે ઊઘડી હાથેલી;

હાં રે એનો ક્યાં રે ગયો દેવમાલી?
કે ઊગ્યો રાજચંપો;
હાં રે કોણ પૂરે ખાલી ફૂલડાલી?
કે ખીલ્યો રાજચંપો.

અંગનાં અનંગ-ઘેન ચાંપલિયે નીતરે,
ચંપાનો દેવ જ્યોતિ લોચનિયે ઊતરે:

આજ મારી આંખડીએ અજંપો,
કે ઊગ્યો રાજચંપો;
આજ મારી કીકીએ પાંપણપંખો,
કે ખીલ્યો રાજચંપો.

દેશળજી પરમાર



## ૧૦૬. મોરલાને

મોરલા! મોરલા રે! જરી કરજે ને તારા ટહુકાર.

તારા એ નાદ જઈ ગગને ઘૂમરાશે,
જ્યાં રે હશે મેઘ ત્યાં એ સુણાશે;
ભુલાયાં યાદ એને આવશે: મોરલા રે!૦

કે'જે એને સૂના ડુંગરાની વાતો,
કેવા અજંપે જાય ધરતીની રાતો;
હવે ના તાપ એ સહેવાતો: મોરલા રે!૦

મૂગી આ ધરતીની થઈને તું વાણી,
એવું ટહુકજે કે લે એ પિછાણી;
એને હૈયે શી વેદના સમાણી? મોરલા રે!૦

ક્યાં રે સુધી સ્હેવાં હૈયે આ ઝાંઝવાં?
ધરતીને સૂકાં વેરાનો આ વેઠવાં?
કે'જે મેહુલિયાને વેગે આવવા: મોરલા રે!૦

**પ્રહ્‌લાદ પારેખ**



## ૧૦૭. જાય મેહુલો!

પેલો જાય મેહુલો!
મનને મારા લઈ ગયેલો!
એની વીજનટીએ કામણ કીધું,
ઠમકો એવો એક દીધેલો! પેલો૦

એનાં નીરની ધારા,
સુણાવે ગીત એ પ્યારાં;
એનાં મેઘમૃદંગના તાલમાં વાયુ
દોડતો જાણે ભાન ભૂલેલો! પેલો૦

એનાં શ્યામલ રૂપે
ભર્યું છે શું ય જાદુ તે?
નહિ મન ક્યાંય રોકાયે, દોડતું જાયે,
મોહિત તેણે આજ કરેલો! પેલો૦

પ્રહ્‌લાદ પારેખ



## ૧૦૮. પાવા

પેલા ખેતર કેરે શેઢે રે,
ખેતર કેરે શેઢે કોઈ પાવા બજાવતું જાય.
એના સૂર કેરી તાણે રે,
સૂર કેરી તાણે એક મનડું તણાય.

પેલા શ્રાવણના સરવડે રે,
શ્રાવણના સરવડે મોલ ડોલી જાય;
એવા સૂર કેરે ફોરે રે,
સૂર કેરે ફોરે એક દિલ ડોળી જાય.

જેવું સીમ કેરી કાયે રે,
સીમ કેરી કાયે તેજ સોનેરી સોહાય;
એવું એક મન માંહે રે,
એક મન માંહે સુખ સૂરનું છવાય.

આવી મેહુલે બનાવી રે,
    મેહુલે બનાવી જેવી ભૂમિ હરિયાળી:
એવી દિલ કેરી ભોમે રે,
    દિલ કેરી ભોમે સૂરે શોભા જનમાવી.

અલ્યા! પૂછું હું, અજાણ્યા રે!
    પૂછું હું, અજાણ્યા! મેં જે ગીત ગાયાં છાનાં,
એ તો કેમ કરીને આજે રે?
    કેમ કરીને આજે તારા પાવામાં ઝીલાણાં?

પ્રહ્‌લાદ પારેખ



## ૧૦૯. સમીરનું ગીત

દરિયાના બેટમાં બેઠી નીંદરડી,
    અવનિને અંચળા ઓઢાડે જી રે!
મંદમંદ, મંદમંદ ગાતી હાલરડાં
    પ્રાણી ત્રિલોકનાં પોઢાડે જી રે!

ઊંઘમાં મીઠી પોઢ્યાં પંખીડલાં,
    પારણે - વડલાની ડાળે જી રે!
અણદીઠ હીરલાની દોરી અમે તો,
    તાણી નીંદરડી ઝુલાવે જી રે!

ગાજે ગભીરગાન મીઠો મહેરામણ
એ તો નીંદરની સિતારી જી રે !
આંગળી ફરફર વાયુ નીંદરની,
સ્પર્શે ત્યાં ઊઠતી ધ્રૂજારી જી રે !

કૃષ્ણલાલ શ્રીધરાણી



## ૧૧૦. પંખીગણની સંધ્યા આરતી

મોતીની મૂઠથાં ડુંડા હિલોળતાં,
ખેતરો કૈં કૈં દીઠાં જી રે !
હેતે છલોછલ હૈયાં ઉછાળતી
નદીઓનાં નીર લાગે મીઠાં જી રે !

રાતે પંખીડલાંને સૂવાને ઢોલિયા,
વન વન વડલા ઊભા જી રે
આભની અટારીએ ચોકી કરંતા,
નવલખ તારલા સૂબા જી રે !

પંખીને આમ રોજ પ્રેમથી પાળતી,
કુદરત-પંખિણી કોઈ મોટી જી રે !
ભોળાં વિહંગડાંની, મોટી પંખિણીમાતા,
વંદન સ્વીકારજે કોટિ જી રે !

કૃષ્ણલાલ શ્રીધરાણી



# ૧૧૧. અનંતની પંખિણી

સો સો સંગાથે હું તો એકલી રે, બેન !
કોઈ ન મારે અંતરે સમાય જો ! સો૦

આવે અનેક વટેમારગુ રે, બેન !
આવી આવીને પાછા જાય જો ! સો૦

સૂંઘ્યાં ફૂલો ને સુણ્યાં પંખીડા રે, બેન !
સૂંઘું સુણું ત્યાં ઊડી જાય જો ! સો૦

રંગો અનેક પેખું આભમાં રે, બેન !
ઝબકે ઝબકે ને ઝાંખા થાય જો ! સો૦

દરિયાને ઉર ખૂબ નાચતી રે, બેન !
હૈયાં ન એકગીત થાય જો ! સો૦

આછા એ ઘંટનાદ સાંભળું રે, બેન !
હૈયે હરખ ના સમાય જો ! સો૦

ઊડતી પંખિણી હું અનંતની રે, બેન !
ઊડું ઊડું પાર ના પમાય જો ! સો૦

કૃષ્ણલાલ શ્રીધરાણી



## ૧૧૨. પૂનમને કહેજો

પૂનમને કહેજો કે પાછી ના જાય,
ઊગી ઊગીને આમ આછી ના થાય!

આંખોનાં અજવાળાં ઘેરીને ઘૂમટે,
ઝૂકેલી બીજને ઝરૂખડે,
ઉઘાડે છોગ આજ છલકંતા ઊમટે
રૂપના અંબાર એને મુખડે.

સોળે કળાએ એની પ્રગટી છે કાય!
પૂનમને કહેજો કે પાછી ના જાય!

માને ના એક મારી આટલી શી વાતને?
તો યે ભલે, આજે તો નીતરે!
આવતી અમાસની અંધારી રાતને
ચાંદનીથી ચારેકોર ચીતરે!
આંખડીને એવા અજવાળિયાં પાય.

ઊગી ઊગીને ભલે આછી તો થાય,
પૂનમને કહેજો કે પાછી છો જાય!

નિરંજન ભગત



# ૧૧૩. મિલન મોરલી

વૃન્દાવનની વાટે રે, કોઇ મિલન મોરલી વાય,
જમુનાજલને ઘાટે રે, કોઇ ગોપી ઘેલી થાય!

મોરલી એ મનડાંની વાણી,
સુણ્યા વિણ રહેવાય ?
કાલિન્દીનાં કાળાં પાણી
અંગે શીદ સ્હેવાય ?

વનને કાંટે કાંટે રે, કોઇ બિછાત ફૂલની છાય,
ફૂલ મારગને કાંટે રે, એનો જીવ વીંધાતો જાય!

કુંજગલીને દ્વારે દ્વારે
ઢૂંઢી વળ્યાં બે નેણ,
કંદબ વનને ક્યારે ક્યારે
વણ ઉત્તરનાં વેણ.

શીતલની સૂરની છાંટે રે, કોઇ વરસી રહ્યું છે લ્હાય,
નેહ નદીને ઘાટે રે, એનું અંગ અગનમાં ન્હાય.

છલ છલ એનાં અસુવન નીરે
વિરહાનલ શીદ ઠારે ?
મન્દ્ર મંદીર ને મંદ સમીરે
ભીતર ભરતું ભારે !

મોરલીધરને માટે રે, એ તો નિજમાં આજ ન માય,
હૈયા કેરે હાટે રે, વણમૂલ વેચાવા ચ્હાય!

નિરંજન ભગ



# ૧૧૪. ઘડુલિયો

જોને, તારો ઘડુલિયો વહી જાય,
દૂર એ તો જમુનાનાં જળમાં લ્હેરાય!
ઘેલી! તું તો ઘાટે રહી જાય,
દૂર એ તો જમુનાનાં જળમાં લ્હેરાય!

પાંપણ ઢળી ન, તો યે નીંદરની રમણા;
આ તે શી આષાઢે ફાગણની ભ્રમણા?
કાજળમાં જુવે તું કેસરનાં શમણાં!
અષાઢી સાંજ જોને, મેહુલે ઘેરાય!

તારો તે જીવ જડયો રૂપાને બેડલે,
માયા મેલીને વહ્યો દૂર એને કેડલે;
નીતરે છો રંગ હવે ચૂંદડીને છેડલે,
વેણીનાં ફૂલ છોને વાટે વેરાય!

ઘેલી! તું તો ઘાટે રહી જાય,
દૂર એ તો જમુનાનાં જળમાં લ્હેરાય!
જો ને, તારો ઘડુલિયો વહી જાય,
દૂર એ તો જમુનાનાં જળમાં લ્હેરાય!

નિરંજન ભગત



# ૧૧૫. કોયલડી

હીંચે હુલરતી હીંચે કોયલડી
આંબાની કુંજમાં, આંબાની કુંજમાં.

રસભરી મંજરીઓ ચાંચેથી ચૂગતી,
ટુહૂ ટુહૂ ટહુકા કરતી કોયલડી,
આંબાની કુંજમાં: હીંચે૦

કુંળી કુંપળીઓને વસંત ચૂમે,
જોઈ જોઈ ઘેલી એ ઘૂમે કોયલડી,
આંબાની કુંજમાં: હીંચે૦

ભમરાની પાંખપર સારંગી ગુંજે,
એમાં વસંતગીત કૂજે કોયલડી,
આંબાની કુંજમાં: હીંચે૦

વનમાં વસંત જેમ ફૂલે ને ફાલે,
તેમ તેમ મસ્તાની! મહાલે કોયલડી,
આંબાની કુંજમાં: હીંચે૦

ત્રિભુવન ગો. વ્યાસ



# ૧૧૬. મેઉલો

(ઢાળ: ભેટે ઝૂલે છે તલવાર, વીરાજી કેરી ભેટે ઝૂલે રે)

આવે રે, મેઉલા! આવ,
મેઉલા અષાડના રે!

ઘેરી ઘેરી વાદળી જળે ભરી રે, (૨)
વરસી ઝરમર જાય,
મેઉલા અષાડના રે! આવે રે૦

ઝબકે ઝબ ઝબ વીજળી રે, (૨)
વાદળ ધમમમ થાય,
મેઉલા અષાડના રે! આવે રે૦

નદીએ પાણી રેલશે રે, (૨)
ધરતી ડૂબ ડૂબ થાય,
મેઉલા અષાડના રે! આવે રે૦

ખેતર ખેડુત વાવશે રે, (૨)
કપાસ ને કણ થાય,
મેઉલા અષાડના રે! આવે રે૦

ત્રિભુવન ગો. વ્યાસ



# ૧૨૮. વૃંદાવન નહીં આવું!

ગોકુળથી ગોવર્ધન જાવું
ને, શ્યામ! તો યે વચ્ચે વૃંદાવન નહીં આવું!

દાણતણો લેશ નથી ડર રે, ઓ કહાન!
એમ અમથા ફુલાતા નહીં મનમાં,
બંસરીનો નાદ હવે ભૂલવે ના રાહ,
હવે સુણતી એ સૂર ક્ષણેક્ષણમાં;
સંતાશો તો ય નહીં શોધું, ઓ કહાન!
તમે કહો તો માન પણ મૂકાવું:
હવે વચ્ચે વૃંદાવન નહીં આવું!

ફોગટ ના પોરસાઓ, નહીં રે, ઓ કહાન!
હવે ભૂલી પડું ના કુંજ ગલીએ,
સામે આવીને તમે રસ્તો રોકો તો યે,
આ ડ બી ડ મા ર ગે ઉપડીએ,
કોઈની ય રોક કે ન કોઈની ય ટોક,
હવે મારગ મળે એમ જાવું;
હવે વચ્ચે વૃંદાવન નહીં આવું!

અમને મિલન કેરો આવડિયો મંતર રે!
ખોવાયું હોય એ જ ખોળે.
દીધું'તું એથી તો કૈંક ઘણું પામિયા રે!
આપ્યું રતન કોણ રોળે?
જેને ગરજ હોય આવે ને સ્હાય હાથ,
મારે તે શીદને મૂંઝાવું?
હવે વચ્ચે વૃંદાવન નહીં આવું!

હરીન્દ્ર દવે



## ૧૨૯. વાદળીને

સૂના દરિયાના ઊંડા ઉરેથી નીકળી
ઊડે કૈં આભ કેરી વાટરે!
હો વાદળી! ક્યાંના ઉતારા?

ધરતીનાં બાળ! ત્હમે આભની અટારીએ,
ફરતાં ફૂલાશો ના ઉર રે! હો વાદળી!
ભરતી ને ઓટ કેરા ખેલો ખલકના,
દીઠાં ત્હેં સાગરનાં ઉર રે? હો વાદળી!

મઘમઘતાં ફૂલનાં, ચમકંતાં તેજનાં,
ફોકટ જીવન શીદ ગાળે? હો વાદળી!
મોંઘાં સન્માન ત્હારાં અવનીને ઓટલે,
નભને મારગ શીદ ચાલે? હો વાદળી!

ધીરાં ચાલો ને, કહો ઉરના ઉચાટ જે,
હૈયું ઠારોને વદી વાત રે! હો વાદળી!
ખેડુ બિચારા ત્હારી જુએ છે વાટડી,
આંહી સન્માન કેરી વાટ રે! હો વાદળી!

થંભોને થાક લાગ્યા વાટના, વિરામ લે,
આંહી ઉતાર જળહેલ રે! હો વાદળી!
પાશે પીયૂષ ત્હારૂં પાણીનું પોટલું,
સાચું જીવન અહીં ખેલ રે! હો વાદળી!

છોટાલાલ ધ. થેકડી



# ૧૩૦. ગામ કેરાં ઢોલડાં

વાગે રે, વાગે રે, ધનાધન ગામ કેરાં ઢોલડાં.

ગોકુળના કહાન કેરી વેણુ વાગે છે વેરી,
ગોપગોપી એના સૂરે ઘર છોડીને,
ભાન ભૂલે છે ઘેલડાં: વાગે રે૦

દૂર સીમાડે થાય હરિરંગ, બંસી કેરી ધૂન;
ઘંટ, ઝાલર, પાયલે ઝાંઝર, સાથ દે છુન છુન;
વ્રજનો પેલો કામણગારો નન્દકુંવર,
કામ ભૂલાવે દુ:ખડાં: વાગે રે૦

શ્યામ ગોપાળા, છેલ છોગાળા, કૃષ્ણતણું નામ;
ઝીલે તાળી દેતાં ગાન, નાચે રાધિકા રે;
ધા કી ટ તા થૈ, ધા કી ટ તા થૈ, કહાન દે સંગાથ:
મસ્ત બની વિશ્વ ઝૂલે,
પ્રેમ કેરી તાન ઝૂલાવે ઝૂલણાં: વાગે રે૦

તાલ લાગે છે, ધૂન જાગે છે, રાસ કેરા રંગ;
દેહ ભૂલીને, ભાન ભૂલીને, હળેમળે સૌ સંગ;
ઘટઘટમાં વ્યાપી રહેલો, અહીં આવી ભગવાન
રમે છે રાસડા: વાગે રે૦

નિનુ મઝુમદા



# ૧૩૧. ઓ માડી !

ઓ માડી! તારાં મંદિર ઝાકઝમાળ,
કે નવલખ દીવડા રે લોલ.
ઓ માડી! સહુ જય જય અંબે ગાય,
કે અગણિત જીવડાં રે લોલ.

ચોરાસી લાખ વળની વાટ કરી,
કે અમને જોડિયાં રે લોલ.
અખૂટ તારાં અંબારે ભરિયાં,
કે ભવનાં કોડિયાં રે લોલ.

અમર તારા બાગે જીવનિયાં,
કે અમૂલખ ફોરતાં રે લોલ.
ચઢાવી તારી ડોકે ફૂલની માળ,
કે આવ્યાં તારાં નોરતાં રે લોલ.

જગત કરી સર્જન ને વિનાશ,
કે ફરતી ફૂદડી રે લોલ.
અસત સંહારે તુ જ લહેરાય,
કે રાતીચોળ ચૂંદડી રે લોલ.

નિનુ મઝુમદાર



# ૧૩૨. વિરાટનો ગરબો

સાચી રે મારી સત રે ભવાની મા! અંબા ભવાની મા!
હું તો તારી સેવા કરીશ, મૈયા લાલ!

નવ નવ રાતનાં નોરતાં કરીશ, મા! પૂજાઓ કરીશ, મા!
વિરાટનો ગરબો તારો ઝીલીશ, મૈયા લાલ!

સારા જગમાં ખૂણા ખૂણાએ, મા! અવતાર રે,
તો યે તુજથી જુદાં પડેલાં દુ:ખીઆંનો નહીં પાર રે.
એ સૌની સેવા એ તારી સેવા હું ગણીશ, મા!
પૂજાઓ ગણીશ, મા!
વિરાટનો ગરબો તારો ઝીલીશ, મૈયા લાલ!

જગતજનની! મા જગદમ્બે! તું સર્વ કોઈની માત રે,
સંસારે સંભારીએ સન્તાન અમે દિન રાત રે.
તારા જેવી માત થવાને આશિષો હું લઈશ, મા!
એજ સ્વરૂપે થઈશ, મા!
વિરાટનો ગરબો તારો ઝીલીશ, મૈયા લાલ!

તુજને ભૂલી ભાન ભૂલેલાં ખેલે જંગ અનેક રે,
એ વિનાશમાંથી અવિનાશી સત્ય નિરંજન એક રે.
તારો એ સંદેશ અમારાં જીવનમાં વણીશ, મા!
સહુને સુણાવીશ, મા!
વિરાટનો ગરબો તારો ઝીલીશ, મૈયા લાલ!

નિનુ મઝુમદાર



# ૧૩૩. કેવો રંગ તારા વીરનો?

કેવો રંગ માણેકનો? કેવો રંગ મોતીડાંનો?
કેવો રંગ, હો મારી નણદી! તારા વીરનો?

લાલ રંગ માણેકનો, દૂધ રંગ મોતીડાંનો,
શ્યામ રંગ, ભાભલડી હો! મારા વીરનો.

શ્યામ રંગ જોઈ બીજા રંગો પરખાય નહિ,
એવો નફ્ફટ છેક, નણદી! તારો વીરલો.

વિશ્વરૂપી વાદળીમાં ધારે સકળ રંગ ફરે,
જાણે ગંભીર મેઘ, ભાભી! મારો વીરલો.

કેવો ઢંગ મેઘતણો? કેવો ઢંગ વીજનો?
કેવો ઢંગ, હો મારી નણદી! તારા વીરનો?

રાજ ઢંગ મેઘ તણો, તેજ ઢંગ વીજનો,
અજબ ઢંગ, ભાભલડી હો! મારા વીરનો.

શ્યામ ભમે કુંજમાં ને ગોપીઓનાં વૃંદમાં,
સહુનાં ચિત્તડાંનો ચોર, નણદી! તારો વીરલો.

મોહ વેણુ અધર ધરે, મત્ત બની નૃત્ય કરે,
જાણે રસિક મોર! ભાભી! મારો વીરલો.

કેવો સૂર મોરતણો? કેવો સૂર કોયલનો?
કેવો સૂર, હો મારી નણદી! તારા વીરનો?

ખરજ સૂર મોરનો, પંચમ સૂર કોયલનો,
અગમ સૂર, ભાભલડી હો! મારા વીરનો.

નિનુ મઝુમદાર



# ૧૩૨. વિરાટનો ગરબો

મારી સત રે ભવાની મા! અંબા ભવાની મા!
હું તો તારી સેવા કરીશ, મૈયા લાલ!

રાતનાં નોરતાં કરીશ, મા! પૂજાઓ કરીશ, મા!
રાટનો ગરબો તારો ઝીલીશ, મૈયા લાલ!

જગમાં ખૂણા ખૂણાએ, મા! અવતાર રે,
તુજથી જુદાં પડેલાં દુઃખીઆંનો નહીં પાર રે.
.ની સેવા એ તારી સેવા હું ગણીશ, મા!
પૂજાઓ ગણીશ, મા!
રાટનો ગરબો તારો ઝીલીશ, મૈયા લાલ!

.ની! મા જગદમ્બે! તું સર્વ કોઈની માત રે,
સંભારીએ સન્તાન અમે દિન રાત રે.
જેવી માત થવાને આશિષો હું લઈશ, મા!
એજ સ્વરૂપે થઈશ, મા!
રાટનો ગરબો તારો ઝીલીશ, મૈયા લાલ!

ભૂલી ભાન ભૂલેલાં ખેલે જંગ અનેક રે,
નાશમાંથી અવિનાશી સત્ય નિરંજન એક રે.
એ સંદેશ અમારાં જીવનમાં વણીશ, મા!
સહુને સુણાવીશ, મા!
રાટનો ગરબો તારો ઝીલીશ, મૈયા લાલ!

નિનુ મઝુમદાર

## ૧૩૩. કેવો રંગ તારા વીરનો?

કેવો રંગ માણેકનો? કેવો રંગ મોતીડાંનો?
કેવો રંગ, હો મારી નણદી! તારા વીરનો?

લાલ રંગ માણેકનો, દૂધ રંગ મોતીડાંનો,
શ્યામ રંગ, ભાભલડી હો! મારા વીરનો.

શ્યામ રંગ જોઈ બીજા રંગો પરખાય નહિ,
એવો નફ્ફટ છેક, નણદી! તારો વીરલો.

વિશ્વરૂપી વાદળીમાં ધારે સકળ રંગ ફરે,
જાણે ગંભીર મેઘ, ભાભી! મારો વીરલો.

કેવો ઢંગ મેઘતણો? કેવો ઢંગ વીજનો?
કેવો ઢંગ, હો મારી નણદી! તારા વીરનો?

રાજ ઢંગ મેઘ તણો, તેજ ઢંગ વીજનો,
અજબ ઢંગ, ભાભલડી હો! મારા વીરનો.

શ્યામ ભમે કુંજમાં ને ગોપીઓનાં વૃંદમાં,
સહુનાં ચિત્તડાંનો ચોર, નણદી! તારો વીરલો.

મોહ વેણુ અધર ધરે, મત્ત બની નૃત્ય કરે,
જાણે રસિક મોર! ભાભી! મારો વીરલો.

કેવો સૂર મોરતણો? કેવો સૂર કોયલનો?
કેવો સૂર, હો મારી નણદી! તારા વીરનો?

ખરજ સૂર મોરનો, પંચમ સૂર કોયલનો,
અગમ સૂર, ભાભલડી હો! મારા વીરનો.

નિનુ મઝુમદાર



# ૧૩૪. કુમ કુમ પગલે

મેં તો જવારા ને માટીનાં જતન કર્યાં,
મેં તો લીલુડી ધરતીનાં રતન ધર્યાં;
મેં તો કંકુને ફૂલડાંના ચોક સજ્યા:
હવે આવ રે, માડી! કુમકુમ પગલે.

મેં તો લોચનમાં તારાં તેઝ ઝીલ્યાં,
મેં તો અંતરમાં તારાં હેત ભર્યાં,
મુજ કંઠપાળેથી આજ ગીત વછૂટયાં:
હવે આવરે, માડી! કુમકુમ પગલે.

મેં તો ગોરજ ટાણે ધૂપ દીવા કર્યા,
મેં તો આજ માડીનાં મીઠડાં લીધાં;
મેં તો નવ નવ રાતનાં વરત લીધાં:
હવે આવ રે, માડી! કુમકુમ પગલે.

મેં તો નભના તારલિયાને માથે લીધા,
મેં તો દીવડા વતી એને તાલ દીધા,
મેં તો વેગ હારે, ભારે લાડ કીધાં:
–હવે આવ રે, માડી! કુમકુમ પગલે.

જિતુભાઈ પ્ર. મહેતા



# ૧૩૫. માતનાં વધામણાં

કાળી રાતની કયારીમાં
ચમકયાં સોનલ ફૂલડાં;
રાત માલણની છાબમાં
મહેકયાં માતાનાં શમણાં,
મારી માતનાં વધામણાં.

રાત્યું હતી તો યે નહોતા દીવડા,
સખીઓ હતી તો યે નહોતા રાસડા;
માડી આવીને ઊછળ્યાં મનડાં,
વાંત થંભીને વરસ્યાં ગીતડાં:
મારી માતનાં વધામણાં.

હીરા જડિત રજની હીરા અક્ષર રાખે,
માવડીનાં નેણલાં હીરા-તેજ કાઢે;
નભની નિશાની આજ આઘી ભાગે
ધરતીની પાટે માવડી બિરાજે:
મારી માતનાં વધામણાં.

માડીની છાંયમાં છોરૂં દીસે રૂડાં,
છત્તારની ઓથે જીવન લાગે મીઠાં;
હથેલીને પાની ગતિનાં તરસ્યાં,
કંઠ ને કંકણ તાલનાં રે રસિયાં:
મારી માતનાં વધામણાં.

જિતુભાઈ પ્ર. મહેતા

# ૧૩૬. માડીની રાત

ઉર તણી અકળામણમાં,
તું વ્હાલનો વીંઝણો ઢોળે,
સૂર તણી ગીત પાલખીમાં,
તું શ્વાસ થઈને ડોલે.

આજ આવી છે રાત,
રઢયાળી રાત,
મારી માડીની રાત.
રઢિયાળી રાત.

મેઘરાજની માંગી વીજળી,
અંગે અંગમાં ઉતારી ઊજળી.
એ ઈ! હાલ્ય, હાલ્ય, હાલ્ય, સૈયર!
હાલ્ય હાલ્ય હાલ્ય.
દઈ દે તું આજ મને તાળી!
રે તાળી!

તેજના પરોણા આ દીવડા!
એની અજવાળાની ખેપ,
સાથ માતનો સંદેશ.
એ ઈ! હાલ્ય, હાલ્ય હાલ્ય, સૈયર!
હાલ્ય હાલ્ય હાલ્ય,
જાવું એ સોનેરી દેશ,
રે દેશ!

પોંખે આ પાંપણ,
તેજનાં તોરણ,
આજે અમરત અમીરાતનું.
એ ઈ! હાલ્ય, હાલ્ય, હાલ્ય, સૈયર!
હાલ્ય હાલ્ય હાલ્ય,
વેળા રૂડી વહી જાય ના,
રે જાય ના!

જિતુભાઈ પ્ર. મહેતા



## ૧૩૭. ફૂલડે અને

ફૂલડે મુને ફોરીને ફોસલાવી,
આંખ્યુંમાં આકળ હું ચોરી લાવી.

તારલે મુને ચમકીને ટટળાવી,
શમણું હું શેરીમાં વેરી આવી.

મોરલે મુને ગહેકીને ગભરાવી.
પડઘો મારો પવનને દઈ આવી.

બંસીએ મને રણકીને રોવડાવી,
આંસુડાં ઉરમાં હું સંતાડી આવી.

સૈયરે મુને બોલીને બીવરાવી,
કાચમાં કિરણો હું ઢોળી આવી.

પૂનમે મુને ઊગીને અકળાવી,
ગરબો હું એકલડી ગાવા લાગી.

સંધ્યાએ મુને ઢળીને ધ્રૂજાવી,
મેંદી રંગ પાનીએ મૂકી આવી.

જિતુભાઈ પ્ર. મહેતા



## ૧૩૮. ઘૂમતા ઘેરૈયા

નવા રંગ ઝીલો !
હો ! અંગ અંગ ખીલો !
કે ઘૂમતા ઘેરૈયા !

જુઓ, હિમભર્યાં જડતાનાં જાળાં ભાગે,
જુઓ, વાયરે વસંતની વેણુ વાગે,
જુઓ, સૃષ્ટિનાં રૂપરંગ સૂતાં જાગે.

નવા રંગ ઘોળો !
હો ! અમૃતની છોળો !
કે ઘૂમતા ઘેરૈયા !

જુઓ, વન વન કેસૂડાંના વાઘા ધરે,
જુઓ, ભમરાઓ મદમાતા ગાતા ફરે,
જુઓ, કોયલ તો ટૌકા ને ટૌકા કરે.

નવા રંગ રેલો !
ખુમારીથી ખેલો !
કે ઘૂમતા ઘેરૈયા !

હવે નવતર ખુશાલીની ખલે ઝોળી,
હવે કાળી નિરાશાની કરજે હોળી,
હવે નાખો મળે તેને રંગે રોળી.

નવા રંગ રાગે !
અહો ! દેશ જાગે !
બઢો આગે આગે !
કે ધૂમતા ઘેરૈયા !

મકરન્દ દવે



## ૧૩૯. માલણી

માલણી ઊભી ઝૂરે રે એના બાગમાં !
ફાગણનાં ફૂલ ખીલ્યાં,
ધરણીએ રંગ ઝીલ્યા,
તોય એનું હૈયું શેકાય ઊની આગમાં.

માલણી મૂંગી તપે રે એના તાપમાં,
ગજરા ને હાર ધરે,
વેણીના તાર ભરે,
તોય કાંઈ માતું ન હોય ! એની છાબમાં

માલણી ચૌકે બેઠી રે શેરી હાટમાં.
સંધ્યાના રંગ સર્યા,
અંધારાં જાય તર્યાં,
તોય એની આંખો રૂવે રે સૂની વાટમાં.

માલણી ઊભી ઝૂરે રે એના બાગમાં!
ફાગણના પુંજ પરે,
ભમરા ગુંજાર કરે,
તોય એની મઘમઘતી કુંજ મરે આગમાં!

મકરન્દ દવે



## ૧૪૦. લીમડા મ્હોર્યા

લીમડા મ્હોર્યા આ ચૈતરને માસ.

વહેલી પરોઢે આ ભીના પવનમાં,
તારાઓ પોઢે જ્યાં છાના ગગનમાં,
ગુલાબી રંગના કોના ઉમંગથી?

મ્હેક મ્હેક મ્હેકે આ આખો આવાસ!
લીમડા મ્હોર્યા આ ચૈતરને માસ.

બળતે બપોર મારા સૂના જીવનમાં,
શેકાતું ઘોર બધું ઊંડી અગનમાં,
મીઠા અદીઠા કોના આ વીંઝણે?

મ્હેક મ્હેક મ્હેકે આ શીળી સુવાસ!
લીમડા મ્હોર્યા આ ચૈતરને માસ.

અંધકાર તણી વળે હેલી ગગનમાં,
પ્રાણ નીંદ ભણી વળે છેલ્લી લગનમાં,
ગુલાબી સોણલે હોજો હીંચોળતી.

મ્હેક મ્હેક મ્હેકે આ મારી ચોપાસ!
લીમડા મ્હોર્યા આ ચૈતરને માસ.

મકરન્દ દવે



## ૧૪૧. વા'લમને મોકલો વહેલો

ગોકુળને ગોંદરે ગોંધાયું ગોધણ,
જોતું કનૈયાની વાટ;
જશોદા મા! વા'લમને મોકલો વહેલો!

ઊંચી છે ડોક ને આતુર છે આંખડી,
ઉરમાં ઊંડો ઉચાટ,
જશોદા મા! વા'લમને મોકલો વહેલો!

ટળવળતી ભૂખડી ગાયો ગરીબડી,
ભાંભરતી ઘોઘરે સૂરે ઘડી ઘડી,
'કા'ન! કા'ન!' પ્રાણે પોકાર:
જશોદા મા! વા'લમને મોકલો વહેલો!

મૂગાં મૂગાં રહ્યાં બેસી વિહંગડાં,
ઝૂરી રહ્યાં છે રે! કાનન-કુરંગડાં,
વાયુ વ્યાકુલ વલોવાય;
જશોદા મા! વા'લમને મોકલો વહેલો!

વૃંદાવન વાટ વાટ રાધા રૂએ છે,
રોતી ગોપીઓ આંસુ અંચલે લુએ છે,
જમનાની ઊંડી ગઈ આય:
જશોદા મા! વા'લમને મોકલો વહેલો!

નયનો નચાવતો ને બંસી બજાવતો,
કામણગારો કામકોટિક લજાવતો,
પ્રેમપીયૂષ પારાવાર:
જશોદા મા! વા'લમને મોકલો વહેલો!

એક એ જ છે અમારો આધાર,
જશોદા મા! વા'લમને મોકલો વહેલો!

પૂજાલાલ



## ૧૪૨. ગગન ગોચરે

રંગે રૂપેરી ને રૂપે રૂપાળી
ગાયો ચરે ગગન ગોચરે રે લોલ!
ગોરી ગોરી ગાભલા શી ગોદડીઓ ઝૂલે,
ધમકારા થાય ધમ ઘૂઘરે રે લોલ!

ડોલંતી ડોક વાંકી ઊંચે ઉછાળ લે,
વ્યોમને વિષાણથી વીંધતી રે લોલ!
ગેબીના ગર્ભમાંથી રત્નો રહસ્યનાં,
રળવાં રઢિયાળાં મન માગતી રે લોલ!

રંગ રંગ તારાની ટમકે ટીલડીઓ,
શોભંતી શુભ્ર શુભ્ર ભાલે રે લોલ!
આંખોએ ઓજ કૈં ઓપે અનંતનાં,
મુખડાંએ મંગળો મહાલે રે લોલ!

ચીલા ચિદંબરી ચકવંતી ચાલતી,
તણખા ખરીઓથી ખરતા રે લોલ!
દેવોના દિવ્ય માર્ગ અંકાયે આભમાં,
સતના સ્હેલાણીઓ ત્યાં સરતા રે લોલ!

નીલમ ને લીલમના ચારા ચરે છે એ,
આકાશે અધ્ધર ઊગેલા રે લોલ!
પીએ છે ઝળહળતાં ઝરણાંનાં પાણી,
અલખે કરંત લખ ખેલા રે લોલ!

સોનલ સરોવરો ને સરિતાઓ સોનલ,
ગોધણ ત્યાં પાર પાર પળતાં રે લોલ!
ગોલોકી ગોરધને પગલાંઓ પાડતાં,
મોહનની મોરલી સાંભળતાં રે લોલ!

ઉષા ઓવારણાંઓ લેતી લળી લળી,
સૂર્યદેવ આશિષ આપતા રે લોલ!
ધામે અગમ ધણ ગાયોનું ગેલતું,
અમરતના ઊભરાઓ આવતા રે લોલ!

ઊંચે અગોચર ગોચરે ચરંતી,
ગાયોનું ધણ તો છે પૂરું રે લોલ!
એકલડું કેમ પણ? ક્યાં છે ગોપાળ પેલો?
એના વિના બધું અધૂરું રે લોલ!

પૂજાલાલ



## ૧૪૩. ગોરી! તારા ગરબામાં

રૂપ અવનિ ને આભનાં આવ્યાં;
હો ગોરી! તારા ગરબામાં;
તેં તો કામણ સોહામણાં સમાવ્યાં;
હો ગોરી! તારા ગરબામાં.

તારે લોચનિયે ચાંદલિયો ઝૂલ્યો,
ઝીણે ઓઢણિયે વાવલિયો હૂલ્યો,
તારે ઠમકે ભુવંન બધાં નાચ્યાં,
રમણે અનંત રાચ્યાં;
હો ગોરી! તારા ગરબામાં.

તારે હિંડોળે ડુંગરડો ડોલ્યો,
તારે કિલ્લોલે વગડો યે બોલ્યો,
તારી ધમકે બ્રહ્માંડ બધાં જાગ્યાં,
જડ ઘેન જગે ત્યાગ્યાં:
હો ગોરી! તારા ગરબામાં.

તારી તાળી ને ચપટીએ, હલકે,
મીઠું મુખડું આ ગુર્જરીનું મલકે,
તારી ચમકે શિવ–સત્ય–રમ્ય સાધ્યાં,
જગદમ્બા આરાધ્યાં:
હો ગોરી! તારા ગરબામાં.

હસિત બૂચ



## ૧૪૪. સખીરી મોરી

સખીરી મોરી! પાયલ ઝાંઝર સોહે,
ઘૂઘરી મોરી રણકે ના, રણકે ના, રણકે ના.
સખીરી મોરી! પાયલ મેંદી મ્હેંકે,
ઝાંઝર મોરાં ઠમકે ના, ઠમકે ના, ઠમકે ના.

સખીરી મોરી! કેડ-કંદોરો વીંઝે,
ઘૂઘરી એની રણકે ના, રણકે ના, રણકે ના.
સખીરી મોરી! કર-કંકણ મન રીઝે,
આનન્દ મોરો છલકે ના, છલકે ના, છલકે ના.

સખીરી મોરી! કંઠ કોયલ સમ કૂજે,
ઉમંગ ઉર ભરશો ના, ભરશો ના, ભરશો ના.
સખીરી મોરી! તનમન હૈડું ખૂવે,
અંતર-રસ ઝરશો ના, ઝરશો ના, ઝરશો ના.

ચૈતન્યબહેન જ. દિવેટિયા



# ૧૪૫. મોરલો

ટહુકે ઝીણા મોર, ટહુકે રૂડા મોર,
સાદ સુણીને ઘેલી બનું;
વનવગડે રૂડા મોર, વનવગડે બોલે મોર,
સાદ સુણીને ઘેલી બનું.

એની થનગનતી પગલીઓ સોહી રહે,
એનાં પીંછાંના ગુચ્છે રૂડા ચંદ્ર શોભે,
સંધ્યાનાં કિરણે એના રંગ રમે: ટહુકે૦

મેઘ ગગને ગાજે ને એનું મનડું ભમે,
વર્ષાને ટહુકતો મોરલો હસે,
કળા ધરી મોરલો નૃત્ય કરે: ટહુકે૦

મોર ધરતીએ, મેઘ રૂડો ગગને ગાજે,
ઐક્ય હૃદયનું, એ અંતર કેમ પ્રીછે?
આત્માનું અદ્વૈત અમૂલ બને: ટહુકે૦

મારો આતમ-મોરલો ઝંખી રહ્યો;
દેહભાન ભૂલી બ્રહ્મઘેલો બન્યો;
પરમ આનન્દ કાજે તલસી રહ્યો: ટહુકે૦

ચૈતન્યબહેન જ. દિવેટિયા



## ૧૪૬. આવી અવની ઘાટ

આભતણી આભાએ વસતી
આવી અવની ઘાટ,
શરદ! શેં આવી અવની ઘાટ?
સ્વર્ગભવન સુન્દર ને સુખકર,
શીદ ત્યજ્યો વસવાટ?
શાને આવી અવની ઘાટ?

શરદ સુન્દરી! શું ઊતરી તું
વર્ષા મળવા માટ?
કે સખી-સરજ્યો જોવા આવી
મુખડાંનો મલકાટ?
શાને આવી અવની ઘાટ?

અંબા અર્ચન કાજે જોયો,
ભક્ત તણો તલસાટ;
ને નવ દિવસ તું નવદુર્ગાને
લાવી પૃથ્વી પાટ,
શાને આવી અવની ઘાટ?
શરદ! તું આવી અવની ઘાટ.

સુરેશાબહેન મજમુદાર



# ૧૪૭. શરદ પૂનમ રઢિયાળી રાતે

જમુના તટપર નાગર નટવર
  બંસી મીઠી બજાવે હો!
શરદ પૂનમ રઢિયાળી રાતે
  બંસી-સૂર વહાવે હો!

ડોલે તરુવર, ડોલે સરવર,
  જમુનાનાં નીર નાચે હો!
કોકિલ જાણે પંચમ નાદે
  વસંત રાગે રાચે હો!

ચાલ, સખિ! જમુનાતટ જઈએ
  સાંવરિયો રાસ રચાવે હો!
જલને, થલને, જડ-ચેતનને
  રસને રંગ ઝુલાવે હો!

અબોલડા હજી આજ લીધા ત્યાં
  કહાને બંસી બજાવી હો!
શરદ પૂનમ રઢિયાળી રાતે
  સૂર સરિત વહાવી હો!

એનીબહેન સરૈયા



## ૧૪૯. નાચે છે મોર

નાચે ઘન ગંજવીને મોર,
 આંગણીએ નાચે છે મોર.
જામ્યો છે કોકિલનો શોર,
 આંગણીએ નાચે છે મોર.

કાયાની વીણાના સૂના ઉરતાર મહીં
આત્માની અંગુલીએ જામ્યું સંગીત ત્યહીં,
 મહેરામણ ગાજે છે ઘોર,
 આંગણીએ નાચે છે મોર.

આછેરી નીર ભરી વાદળીઓ જાય દોડી,
સંધ્યાનાં રૂપરંગ ખેલે ગુલાલ હોરી,
 રેલી ત્યાં કૌમુદીની છોળ,
 આંગણીએ નાચે છે મોર.

ખેલે છે સુન્દરીઓ તાલબદ્ધ રાસરંગ,
ઝબકે છે આંખડીમાં મોર ને મીઠા મયંક,
 વીંધે છે કાળજની કોર,
 આંગણીએ નાચે છે મોર.

રમણ કોઠારી



# ૧૪૯. મને જાવા દ્યો

મને જાવા દ્યો આભને ઓવારે,
એ અણદીઠી ભોમના માનવી બોલાવે,
મને આછેરી નીંદરા હો આવે!
એ સોનેરી ભોમનાં સોણલાં સતાવે.

હાં રે મને બોલાવે અણદીઠા તારા,
દૂર દૂર બેસીને ઝીણેરું ઝબકંતા
આષાઢી આભના ઝગારા;
ઓ! મને બોલાવે અણદીઠા તારા!

હાં રે મને બોલાવે સાગરના આરા,
ધરતીની કેડને ચોગમથી ઘેરતા,
ગૂંથી શી મેખલાની માળા;
ઓ! મને બોલાવે સાગરના આરા!

હાં રે મને બોલાવે ગિરિઓની માળા,
હરિયાળી કુંજો ને લાંબાં મેદાનો ને
ફૂટંતી ઝરણાંની ધારા,
ઓ! મને બોલાવે ગિરિઓની માળા!

મને આછેરી નીંદરા હો આવે,
હું કહું રે કેમ? મને શું શું બોલાવે?
મને જાવા દ્યો આભને ઓવારે,
એ અણદીઠી ભોમના માનવી બોલાવે.

રમણ કોઠારી



## ૧૫૦. આજ મારૂં મન બોલે!

આજ મારૂં મન બોલે!
સાંજને ટાણે, નીરવ ગાણે
પોથી કો પ્રેમની ખોલે!

આછી આછી નીરભરી જાણે
વાદળીઓ વહી જાય,
રંગબેરંગી રંગ ફુવારા
ઊડી ઊડી રહી જાય;
કોણ ઝૂલી રહ્યું ઝોલે? આજ૦

મોરલો ગાજે, ઝાંઝર સાજે,
ગોપ ને ગોપી નાચે;
કૃષ્ણ કનૈયાની બંસરી બાજે,
સૂતેલાં સોણલાં કાજે;
કોણ આ રંગમાં રોળે? આજ૦

સોણલાં મારાં! આજ જાગો, ભેરુ!
જમનાને કાંઠે જાવું,
આભના ચાંદની સાથમાં બેસી
પ્રેમનું ગાણું ગાવું;
નાહી રહ્યું મન છોળે: આજ૦

આજ ભલે ઊગ્યું સાંજનું ટાણું,
મનમાં જે ન સમાણું.
ગાઈ લે, અલ્યા! ગાઈ લે તારૂં
ઉરે ટટળતું ગાણું,
સ્નેહ વિજોગીને કોરે: આજ૦

રમણ કોઠારી



## ૧૫૧. એને નોણુલે નાચે નન્દકિશોર

એને નોણુલે નાચે નન્દકિશોર.

વનમાં રૂમઝૂમ હરિવર નાચે,
નાચે બ્રિજના મોર;
કુમકુમ પગલે ગોપી નાચે,
નાચે જીવન દોર;
નાચે નન્દકિશોર: એને૦

અનંતની એક બંસી બાજે,
બાજે ઘનઘટ શોર;
ભીતરની ઊંડાણો ઊઘડે,
ઊઘડે દિલના મોર;
નાચે નન્દકિશોર: એને૦

યમુનાની જલલહરી નાચે;
અનિલ કરે કલશોર;
રજનિને પાલવડે નાચે,
આભલિયે ચિત્તચોર;
નાચે નન્દકિશોર: એને૦

"જનાર્દન"



## ૧૫૨. સાંધ્ય ગીત

(ઢાળ: પાલવડો મારો મેલો, મોહનજી!)

સંધ્યાને ટાણે અહીં આવી તું, મોરલા!
ઝીણાં બુલંદ ગાન ગાઈ જજે!
પીછાંના ચાંદ વેરી સરતી રજનીના
અંતરમાં તેજ તારાં છાઈ જજે! સંધ્યાને૦

ગાશે કંઈ ગાન કવિ હૈયાની હૂંફનાં,
તેનો એકાદ સૂર ઉઠાવી જજે!
પર્વતની પોળ મૂકી સાગરસીમ ઊતરી,
ક્ષિતિજના દેશમાં જગાવી જજે! સંધ્યાને૦

મીઠા મયૂર! મારા જીવનની કુંજના!
તારું યે ઉર કંઈ ખોલી જજે!
મારા જીવનકેરી રંગભરી સાંજના,
મોંઘા મયૂર! કંઈ બોલી જજે! સંધ્યાને૦

'કોલક'



## ૧૫૩. કેસરિયો વર

આવ્યો મલપતો માંડવે, વાગે શરણાઈ, વાગે ઢોલ;
કેસરિયો વર કેસૂડો.
વેશ ધર્યો વરણાગિયો, પધરામણી ઝાકમ ઝોળ;
છેલ છબીલો રંગે રૂડો.

પગે તે પ્રથમીની મોજડી, એણે ચોર્યાં ચાલે ચિત્ત: કેસરિયો૦
બંધવો બબ્બે જોડ ઘૂઘરા, નટખટને નચવો નિત: છેલ૦

પ્હેર્યું પાનીઢક ધોતિયું, એની ઝૂલતી જાય રે કોર: કેસરિયો૦
કોરે તે ચીતરાવો કાંગરી, એ કાંગરીએ મેલજો મોર: છેલ૦

લીલુડે કેડિયે લટકાળો, ભેટ બાંધી કસી છે કેડ: કેસરિયો૦
પાતળિયો નીરખે પાછું વળી, એવી છાની કૈં કરજો છેડ; છેલ૦

કેસરવરણી પાઘડી, એને ફૂમતાં બાંધ્યાં બાર: કેસરિયો૦
પાઘડીએ તોરો ગૂથજો, વળી ત્રીસ ત્રીસ ફૂલની હાર: છેલ૦

ઓઢી ખભે પીળી પામરી, ચાર કોરે તે ઊડતી જાય: કેસરિયો૦
પામરીને પાલવ પરાગની, મ્હેક મ્હેકતી લ્હેકતી વાય: છેલ૦

આંખોએ કાજળ આંજિયાં, એના કાન કને ટપકી મેલ: કેસરિયો૦
એનો રંગ છવાયો આભલે, રૂપ ધરતીએ રેલમ છેલ: છેલ૦

પિનાકિન્ ઠાકોર



## ૧૫૪. રંગ લાયો

હે! રંગ લાયો, રંગ લાયો, રંગ લાયો રે!
ફાગણ મહિનો ફરી ફરીને આયો રે:
હે! રંગ લાયો૦

લીલાં પટકૂળ પહેરિયાં ને કેસરિયાળી ભાત,
પવને લેતાં લહેરિયાં ને શોભા શી રળીઆત!
ફૂલને રે ફૂમતે છોરા પાઘડિયાં શોભાઈ રે,
રૂપની રે રમતે છોરી આંખડિયાં લોભાઈ રે;
ધરતી કેરે અંગે અંગે વસંત-વેણુ વાયો રે:
હે! રંગ લાયો૦

છલકે પૂનમ-ચાંદની શી મલકે શ્યામ રાત,
છેટા રે'જો છેલ હો! મોરા કંપે કોમલ ગાત;
નેનનકી પિચકારી, રાધા! સંભલ સંભલકર છોડો રી,
કુંજ ગલનમેં હમરો, કાના! ડગર ડગર મત મોડો રી;
પલમેં પાગલ ચંદન-રંગે શ્યામવરણ લપટાયો રી:
હે! રંગ લાયો૦

પિનાકિન્ ઠાકોર



## ૧૫૫. અમે રે વણઝારાં રે!

અમે રે વણઝારાં રે! અમે ધરતીનાં છોરાં,
ભમીએ ખંડ ખંડ આથડીએ, ના કોઈ મોરાં તોરાં,
અમે ધરતીનાં છોરાં રે,
અમે રે વણઝારાં રે.

અમારે મકાન કેવાં? કેવા મુલક નાના?
ચોખુટ આ ધરતીના એવા દેશ મહીં મસ્તાનાં,
ચાર દિશા ને ચારે ખૂણા અમે અજાણ્યાં નહીં, ના ઊણાં,
ના કોઈ મોરાં તોરાં, અમે ધરતીનાં છોરાં:
અમે રે વણઝારાં રે.

આકાશી આ છત્તર છાયા સૂરજ ચાંદો તારા,
જનની ખોળી શા પથરાયા ભૂમિમાંના આરા,
એમની મમતાની આ ભરતી ક્યારે ના ઓટે ઓસરતી,
ના કોઈ ગોરાં કાળાં, અમે ધરતીનાં છોરાં:
અમે રે વણઝારાં રે.

સોળે સોળ કળાથી શોભે સુંદર સાથમાં રે,
સાહી કુમુદકિશોરી કંચન મરકત કાય,
પાતો પીતો પીયૂષ પદ્મિની પાંખ પ્રફુલ્લતો રે,

ભોગી ભૃંગ ભમી ભમી, કલરવ કરતા કુંજ,
ઉન્માદિત આલિંગને, ધન્ય કરે સુમનપુંજ,

વેલી ફળફૂલભારે વન ઉપવનમાં લ્હેકતી રે,
હસતાં નવલ કુસુમો કામણકારી હાસ્ય;
સત્કારે સુરભિથી મલયપવન ઋતુરાજને રે.

નાજુક નમણી નારીઓ, નાજુક નમણા નાથ,
રસમાં રસબસ થઈ રહ્યાં તે નીરખે સુરસાથ.

મુગ્ધા મદનભરી મદઘેને મનમાં મોહતી રે,
ચિત્તડું ચોરે ચતુરા ચંચળ ચાલી ચાલ,
સારે કેસૂડાંની પિચકારી નિજ નાથને રે.

ઐહિક એ અનુરાગમાં, અનુપમ દીધો ઓપ,
વર્ચસ્ વદને વાધીયું, ગોવાલણમાં ગોપ!

ફરતી સૈયર સાથે સૂર મિલાવે સુંદરી રે,
લીલી લતિકા જેવી શોભે લલના લોલ,
કરનાં કંકણ—કલથી બાંધે રતિરૂપ પાશમાં રે.

કુમકુમ પિયળ લલાટ ને, અંજિત લોચન લોલ,
અંગ અમોલું મ્હેકતું, ઓષ્ઠ વિષે જયમ ચોળ.

કેસરવરણો કમનિય સાળુ કામિની અંગ છે રે,
ગોકણી ઝાંઝરના ઝણકારે વધતું તાન,
વીણા તાલ મૃદંગ પખાજ વધાવે સૂરને રે.

કેસૂડાં જળ છાંટિયાં, છાંટયાં લાલ-ગુલાલ,
રસિયા શું ખેલી ફાગ, ધરી નૈસર્ગિક વ્હાલ.

અંતરનો આહ્‌લાદ અનુપમ આજે ઓપતો રે,
નવલાં નર્ત્તન નાચી રાખ્યો સખીએ નેક,
રમણી રસિક નવોઢા જગને તો અભિનંદતી રે.

ધન્ય હોલિકોત્સવ ત્હને! ધન્ય વળી ઋતુરાજ!
ધન્ય સુધાતુર સુંદરી! અદકો તુજ અનુરાગ!

હોજો ધન્ય અમારી રાસલીલાના રાજને રે,
હોજો રાધાવરની અકલ કળાને ધન્ય,
હોજો ધન્ય અમારી રંગભૂમિ રસ રેલતી રે.

હર્ષદરાય દેસાઈ



## ૧૫૯. શ્રાવણ

શ્રાવણ આવ્યો, હો મોરાર!
વાતા ભીના વાયરા લઈ સૌરભ કેરા ભાર,
શ્રાવણ આવ્યો, હો મોરાર!

વાદળીઓ રમવા નીસરી કાંઈ છૂટા મેલી કેશ,
ધરતી સજતી હોંશથી હરિયાળા નવલા વેશ:
શ્રાવણ આવ્યો, હો મોરાર!
ગોપ વગાડે વાંસળી, નદીએ છલકાતાં નીર,
સહિયરો ગરબે રમે પ્હેરી રંગીલાં ચીર:
શ્રાવણ આવ્યો, હો મોરાર!

ડોલે તરુવર ડાળિયો, ડુંગરપર નાચે મોર,
શાને સાજન નાવિયા? મારા હૈયાના ચોર:
શ્રાવણ આવ્યો, હો મોરાર!

વનવન કેરા, વાયરા! વાલમને કે'જો વાત,
હૈયું ઝરે એકલું, તે હવે રહે ના હાથ:
શ્રાવણ આવ્યો, હો મોરાર!

નાથાલાલ દવે



## ૧૬૦. ધરતીના સાદ

એવા આવે છે ધરતીના સાદ રે, હાલો, ભેરુ! ગામડે.
ભીની માટીની ગંધ આવે યાદ રે, હાલો, ભેરુ! ગામડે.
બોલાવે આજ એનાં ખુલ્લાં આકાશ,
મીઠા પરોઢના અલબેલા ઉજાશ,
ઘેરા ઘમ્મર વલોણાંના નાદ રે:
હાલો, ભેરુ! ગામડે.

ચારીશું ગાવલડી ડુંગરાના ઢાળે,
બાંધીશું હીંચકો વડલાની ડાળે,
મોર ગહેકે જ્યાં સરવરની પાળે:
હાલો, ભેરુ! ગામડે.

ગાઓ રે, બંધવા! ગામડાંનાં ગીત,
યાદ કરો ભોળુડા માનવીની પ્રીત,
જાણે જિંદગીનાં મીઠાં નવનીત રે:
હાલો, ભેરુ! ગામડે.

ખૂંદવાને સીમ, ભાઈ! ખેડવાંને ખેતરો,
ભારતના ભાવિનાં કરવાં વાવેતરો,
હે જી! કરવા મા ભોમને આબાદ રે:
હાલો, ભેરૂ! ગામડે.
આવે છે ધરતીના સાદ રે, હાલો, ભેરૂ! ગામડે.

નાથાલાલ દવે



## ૧૬૧. ફાગણ આયો

હે! ઝુમઝુમકે, ઝુમઝુમકે
ફાગણ આયો રે, ફાગણ આયો.
હે! વગડે વગડે વનરા વનમાં રમતો ભમતો
ફાગણ આયો રે, ફાગણ આયો,
ફાગણ આયો રે: હે! ઝુમઝુમકે૦

હે! વસંતનાં એ ગીતડાં ગાતો, આનંદે મલકાતો માતો,
હે! રસના ઘૂંટડા પાતો પાતો ફાગણ આયો રે.
રંગીલો ફાગણ આયો રે: હે! ઝુમઝુમકે૦

હો! ઢોલીડાનાં ઢોલ ગાજ્યાં,
શરણાઈઓના સૂર વાજ્યા,
ઝાંઝરના ઝણકાર જાગ્યા રે,
હે! હોળી ખેલે છે કિરતાર,
ભરી રંગ પિચકારી માર,

રંગે સારો એ સંસાર.
હે! મંગલ ગીત ગવાયાં રે,
ને માનવમન મલકાયાં રે,
ઘર ઘરમાં આનંદ છવાયો,
ફાગણ આવ્યો રે,
હો જી ફાગણ આયો રે: હે! ઝુમઝુમકે૦

ઈન્દુકુમાર પારેખ



## ૧૬૨. મેહુલા વરસ્યા રે

મેહુલા વરસ્યા રે,
હો! મોરલા બોલ્યા,
ને ડુંગરા ડોલ્યા,
ને ઝરમર મેહુલા વરસ્યા રે.
હો! મોરલા બોલ્યા
ને ડુંગરા ડોલ્યા.

હે! પંખીએ ગાન મહીં વાયરા ને વાત કરી,
વાયરાએ વાદળને જઈને એ કરી ફરી,
ધરતી ઝૂરે છે તરસે, વિચાર જરી.
હે! શરમાયો વાત સુણી,
યાદ આવી પ્રીત જૂની,
બહાવરો બન્યો છે ધૂની.

હો! બંધ દરવાજા દિલના ખોલ્યા,
ને મોરલા બોલ્યા
ને ડુંગરા ડોલ્યા,
ને ઝરમર મેહુલા વરસ્યા રે.
હો! મોરલા બોલ્યા
ને ડુંગરા ડોલ્યા.

હો! ધરતી તો હસી ઊઠી,
મેઘથી જે ગઈ'તી રૂઠી,
તજી એણે રીસ જૂઠી.

હો! પીયુના પગ એણે ચૂમ્યા,
ને મોરલા બોલ્યા
ને ડુંગરા ડોલ્યા,
ને ઝરમર મેહુલા વરસ્યા રે.
હો! મોરલા બોલ્યા
ને ડુંગરા ડોલ્યા.

ઈન્દુકુમાર પારેખ



## ૧૬૩. વણઝારા

વણઝારા રે! વણઝારા!
અમે વણઝારા રે! વણઝારા!

ના રહેવા ઘરબાર, અમારે ના રહેવા કોઈ સ્થાન,
ઉપર અનંત આકાશ, નીચે ધરતી પર રહેઠાણ.

આજ અહીં ને કાલ તહીં,
અમે વન વગડે ઘૂમનારા રે,
અમે દિશદિશના ભમનારા રે.
વણઝારા રે ઓ! અમે વણઝારા!

આલમ ભરના વેપારી અમે ઘૂમીએ દુનિયા સારી,
હીરા માણેક અણમોલ ખજાનાના કરીએ વેપાર.
કરીએ જીવન બેડો પાર,
અમારો હર્યો ભર્યો સંસાર,
વણઝારા રે ઓ! અમે વણઝારા!

નાતજાતના ભેદ નહિ ને અંતરમાં જરી કલેશ નહિ,
અમી નીતરતાં દિલડાં ઝરતાં રંગ દ્રૂષના ભેદ નહિ.
અમે મસ્ત મગનમાં રહેનારા,
વણઝારા રે ઓ! અમે વણઝારા!

ઈન્દુકુમાર પારેખ



## ૧૬૪. ફાંકડો ફાગણ આયો!

ફાંકડો ફાગણ આયો!
કિ રસિયા! રંગ ડાલો! રંગ ડાલો! રંગ ડાલો!
બાંકડો સાજન આયો!
કિ રસિયા! રંગ ડાલો! રંગ ડાલો! રંગ ડાલો!

રંગ ડાલો રી! સજન! રંગ ડાલો રી!
મને મારવા દો પિચકારી મત ઝાલો રી!
તમે જાઓ ના દૂર, પિયા! સંગ મ્હાલો રી!
હો પિયા! રંગ ડાલો રી!
કિ રસિયા! રંગ ડાલો! રંગ ડાલો! રંગ ડાલો!

ફાંકડો ફાગણ આયો!
કિ રસિયા! રંગ ડાલો! રંગ ડાલો! રંગ ડાલો!
ડાળી-ડાળીએ, સજન! ડોલે ફૂલદોલિયા,
ફૂટયા પલાશ, સજન! મ્હોર્યાં ગુલમ્હોરિયાં,
બુલબુલ બપૈયા, કયહીં કોકિલ રે બોલિયા,
હો પિયા! અંતર ત્યાં ખૂલિયાં.
કિ રસિયા! રંગ ડાલો! રંગ ડાલો! રંગ ડાલો!

ફાંકડો ફાગણ આયો!
કિ રસિયા! રંગ ડાલો! રંગ ડાલો! રંગ ડાલો!
છલછલ છલકાય મોરી રંગે ગગરિયા,
તાકીને મારો, સજન! ન્હની કંકરિયા,
ફોડો કિ ભીંજે મોરી ચોરી ચુનરિયા.
હો પિયા! કાન્હા કનરિયા!
કિ રસિયા! રંગ ડાલો! રંગ ડાલો! રંગ ડાલો!
ફાંકડો ફાગણ આયો!
કિ રસિયા! રંગ ડાલો! રંગ ડાલો! રંગ ડાલો!

ચન્દ્રકાન્ત ટોપીવાળા



# ૧૬૫. ખૂલી ગયાં નેન

આભભરી ટહુકો કંઈ નાંખ્યો રે મોરલે,
હો! એને ટહુકારે ખોયાં મેં ચેન,
સખીરી! મોરાં અધરાતે ખૂલી ગયાં નેન!

ડુંગરિયે ડુંગરિયે પડઘા પડયા તે, સખિ!
વન વનને મારગે વેરાય!
ઓચિંતા કયાંકથી વાદળ આવ્યાં તે, સખિ!
ચારે દિશાઓ ઘેરાય.

વીજે ઉલેચ્યાં અંધાર—તેજ ખોબલે,
હો એને ઝબકારે મલકી રે રેન.
સખીરી! મોરાં અધરાતે ખૂલી ગયાં નેન!

ઝરમરઝર ધરણી પર આવી વરસ્યા તે, સખિ!
બુંદે બુંદે ચેતન છલકાય.
ચારે ગમ હરિયાળી લ્હેકી ઊઠી તે, સખિ!
જયાં ને ત્યાં જીવન લહેરાય.

આતમ સળવળિયો કંઈ મારે આ સોડલે,
હો! મને ભીતરથી આવ્યાં કંઈ ક્હેણ!
સખીરી! મોરાં અધરાતે ખૂલી ગયાં નેન!

ચન્દ્રકાન્ત ટોપીવાળા



# ૧૬૬. શરદને વધામણે

વર્ષાના મેઘ, બેન! રેલ્યા
 કે અવનિને અમૃતે ભીંજવી.
કૈંક ચાતકની તરસો છિપાવી
 કે સાગરમાં મોતીડાં સિંચવી: વર્ષાના મેઘ૦

વનવનના સોહાગ આજ ખીલ્યા
 કે વનદેવી આપે વધામણી,
નદી-સરનાં તે નીર થયાં નમણાં
 કે શરદ બેન આવે સોહામણી! વર્ષાના મેઘ૦

વને પુષ્પો ને પાન ખૂબ ખીલ્યાં
 કે પંખીઓ મીઠેરું ગાય છે,
નવલ જાગે ઉલ્લાસ, બેન! હૈયે,
 કે આનંદે ઉરો છલકાય છે: વર્ષાના મેઘ૦

શીળી શરદને વધાવવા આભે
 કે વાળીને અજવાળ્યાં આંગણાં,
શાંત સાગરનાં નીરમાં એનાં
 કે બિંબ શાં શોભે સોહામણાં! વર્ષાના મેઘ૦

સખિ! લાવો કંકાવટી, આવો,
 કે શરદદેવી આવે સોહામણાં!
સખિ! દીપકની માળા સોહાવો
 કે ઉજાળો હૈયાનાં આંગણાં: વર્ષાના મેઘ૦

જેઠાલાલ ત્રિવેદી



# ૧૬૫. ખૂલી ગયાં નેન

આભભરી ટહુકો કંઈ નાંખ્યો રે મોરલે,
હો! એને ટહુકારે ખોયાં મેં ચેન,
સખીરી! મોરાં અધરાતે ખૂલી ગયાં નેન!

ડુંગરિયે ડુંગરિયે પડઘા પડયા તે, સખિ!
વન વનને મારગે વેરાય!
ઓચિંતા કયાંકથી વાદળ આવ્યાં તે, સખિ!
ચારે દિશાઓ ઘેરાય.

વીજે ઉલેચ્યાં અંધાર—તેજ ખોબલે,
હો એને ઝબકારે મલકી રે રેન.
સખીરી! મોરાં અધરાતે ખૂલી ગયાં નેન!

ઝરમરઝર ધરણી પર આવી વરસ્યા તે, સખિ!
બુંદે બુંદે ચેતન છલકાય.
ચારે ગમ હરિયાળી લ્હેકી ઊઠી તે, સખિ!
જ્યાં ને ત્યાં જીવન લહેરાય.

આતમ સળવળિયો કંઈ મારે આ સોડલે,
હો! મને ભીતરથી આવ્યાં કંઈ ક્હેણ!
સખીરી! મોરાં અધરાતે ખૂલી ગયાં નેન!

ચન્દ્રકાન્ત ટોપીવાળા



# ૧૬૬. શરદને વધામણે

વર્ષાના મેઘ, બેન! રેલ્યા
　　કે અવનિને અમૃતે ભીંજવી.
કૈંક ચાતકની તરસો છિપાવી
　　કે સાગરમાં મોતીડાં સિંચવી: વર્ષાના મેઘ૦

વનવનના સોહાગ આજ ખીલ્યા
　　કે વનદેવી આપે વધામણી,
નદી-સરનાં તે નીર થયાં નમણાં
　　કે શરદ બેન આવે સોહામણી! વર્ષાના મેઘ૦

વને પુષ્પો ને પાન ખૂબ ખીલ્યાં
　　કે પંખીઓ મીઠેરું ગાય છે,
નવલ જાગે ઉલ્લાસ, બેન! હૈયે,
　　કે આનંદે ઉરો છલકાય છે: વર્ષાના મેઘ૦

શીળી શરદને વધાવવા આભે
　　કે વાળીને અજવાળ્યાં આંગણાં,
શાંત સાગરનાં નીરમાં એનાં
　　કે બિંબ શાં શોભે સોહામણાં! વર્ષાના મેઘ૦

સખિ! લાવો કંકાવટી, આવો,
　　કે શરદદેવી આવે સોહામણાં!
સખિ! દીપકની માળા સોહાવો
　　કે ઉજાળો હૈયાનાં આંગણાં: વર્ષાના મેઘ૦

જેઠાલાલ ત્રિવેદી



# ૧૬૭. વિનવણી

રાધાનું નામ તમે વાંસળીના સુરમહીં વ્હેતું ના મેલો, ઘનશ્યામ!
સાંજ ને સવાર નિત નિંદા કરે છે ઘેલું ઘેલું રે ગોકુળિયું ગામ!

વણ ગૂંથ્યા કેશ અને અણઆંજી આંખડી,
કે ખાલી બેડાંની કરે વાત;
લોકો કરે છે શાને દિવસ ને રાતડી,
મારા મોહનની પંચાત?

વળી વળી નીરખે છે કુંજગલી: પૂછે છે કેમ, અલી! ક્યાં ગઈ'તી આમ?
રાધાનું નામ તમે વાંસળીના સૂરમહીં વ્હેતું ના મેલો, ઘનશ્યામ!

કોણે મૂક્યું રે તારે અંબોડે ફૂલ?
એની પૂછી પૂછીને લિયે ગંધ,
વહે અંતરની વાત એ તો આંખ્યુંની ભૂલ,
જો કે હોઠોની પાંખડીઓ બંધ.

મારે મોંએથી ચહે સાંભળવા સાહેલી, માધવનું મધમીઠું નામ;
રાધાનું નામ તમે વાંસળીના સૂરમહીં વ્હેતું ના મેલો, ઘનશ્યામ!

સુરેશ દલાલ



# ૧૬૮. ફાગણમાં ફૂલ પેલું

ફાગણમાં ફૂલ પેલું ફોર્યું પલાશનું,
ડોલે ડોલે મસ્તાનું,
ફાગણમાં ફૂલ પેલું ફોર્યું પલાશનું.

મીઠી સુગંધ ને કેસરિયો રંગ છે,
હૈયે સમાય નહીં એટલો ઉમંગ છે,
લાગે સોહામણું જાણે અનંગ છે,
વગડાના વાયરાના તાલે એ નાચતું,
ઝૂમે ઝૂમે મસ્તાનું! ફાગણમાં ૦

લાવ્યો રંગ કેસરી ભરીને ઝોળી,
ખેલે છે રંગની અનંગ અહીં હોળી,
રંગી દીધી એણે ધરતી આ ભોળી,
ફાગણના ફેંટાનું ફોરેલું ફૂમતું,
ઊડે ઊડે મસ્તાનું! ફાગણમાં ૦

ફેલાવી વગડામાં એણે શી માયા!
તાતી તરવાર જેમ બાંકી છે કાયા,
વસંત-બહાર મીઠા રાગો છે ગાયા,
ફાગણમાં રંગરાગ રેલાવી રાચતું,
ફોરે ફોરે મસ્તાનું! ફાગણમાં ૦

સુધીર દેસાઈ



## ૧૬૯. ઘેલી બનીને આજ

ઘેલી બનીને આજ, બેનડિયો ઘૂમતી,
સખીઓને દેતી તાળી.
પેટાવ્યો દીવડો ગરબાની મધ્યમાં,
હોંસે હોંસે ઘૂમતી ભાળી.

મીઠા મીઠા સૂરોના પડછંદા પાડતી,
રૂપેરી ઝાંઝરને સાથે ગવડાવતી;
તાનમાં ઓતપ્રોત થાતી,
સખીઓને દેતી તાળી.

ગોરી ગોરી કાયાને લાલ મુખડું,
લાલ લાલ પાલવને પીળું લૂગડું;
નવાં નવાં ગીતડાં ગાતી,
સખીઓને દેતી તાળી.

નીતરે છે ચાંદની ને વરસે છે રાગણી,
છલકાતું હૈયું ને ઉભરાતી લાગણી;
માતાના રંગે રંગાતી,
સખીઓને દેતી તાળી.

ભૂલી છે થાક આજ, ભૂલી છે ભાન આજ,
ગાવાને ગીતડાં, ભેગી મળી છે આજ;
ગાતાં ના ગીત એ ધરાતી,
સખીઓને દેતી તાળી,

ગરબાને હિંડોળે બેસીને ઝૂલતી,
નોરતાંની રાતોમાં મસ્ત બની ઝૂમતી;
મૂગી ના પળભર થાતી,
સખીઓને દેતી તાળી.

સુધીર દેસાઈ



## ૧૭૦. હોડી ઘુમ્મરીઉં ખાય

ઘુમ્મરીઉં ખાય, હોડી ઘુમ્મરીઉં ખાય,
સાઝમ રાતે ભેદી વાગરાઓ વાય;
હોડી ઘુમ્મરીઉં ખાય.

ચાંદરણું આશાનું ચમકે અંધારે,
આનમ દીવો ઝોલા ખાય,
લાખ લાખ મોજાંની આવે અસવારી,
ઘૂઘવતો સાગર છેડાય;
હોડી ઘુમ્મરીઉં ખાય: ઘુમ્મરીઉં૦

શઢ જો! ફાટયા, ધીંગી થાંભલીયું તૂટી,
સપનાં જો! રણમાં રોળાય,
દૂરે દૂરે બેઠી ઓલી પ્રમદાનાં નયણે,
ઘેરી ઘેરી નીંદરૂં ઘેરાય;
હોડી ઘુમ્મરીઉં ખાય: ઘુમ્મરીઉં૦

સુરેશ ગાંધી



## ૧૭૧. પામરી લહેરે જાય

પામરી લહેરે જાય રે એની
પામરી લહેરે જાય,
મોરલીઆને માથે જાણે
કલગી ઝોલા ખાય રે,
એની પામરી લહેરે જાય.

કરથી ઉછાળે અબીલ ગુલાલ,
લખલખ શોભે લાલમલાલ,
ગરવાં લાગ્યાં રે, નયણાં મોહ્યાં, મોરી માત!
દઈએ વધામણાં!

મુખડે હાસ્ય તણા અંબાર,
કોટી વરસે અમીની ધાર,
જગ જન જાગ્યાં રે, ખમ્મા! કરતાં, મોરી માત!
દઈએ વધામણાં!

શીતળ છાંય ભરી સુખકંદ,
પગલે તિમિર હણી નવખંડ,
પ્રાણે પ્રકટયાં રે, ભકિત ભાવે, મોરી માત!
દઈએ વધામણાં!

મૂળસુખલાલ દિવાન



## ૧૭૪. તારી વાટે રે

તારી વાટે રે, મારી આંખડી મંડાણી,
જુગ જુગથી હૈડે તારી આશા બંધાણી,
તો યે તારી ન વેલડી દેખાણી,
તારી વાટે રે, મારી આંખડી મંડાણી!

જો, જો, ઊભરાયાં મારા આતમનાં પાણી,
પેલી જન્મો જૂની ન રહી પ્રીતડી અજાણી,
તો યે તારી ન વેલડી દેખાણી: તારી૦

સંધ્યા યે સૂરજની સોડમાં સંતાણી,
મેહુલીએ ધરતીની છાતડી ભીંજાણી,
તો યે તારી ન વેલડી દેખાણી: તારી૦

સૂની મ્હોલાત ઓ રે! જીવનની આપણી,
બાજે ન બીન મારી, મૂગી મૂગી રાગણી,
ઓ રે! તારી ન વેલડી દેખાણી: તારી૦

રમેશ જાની



## ૧૭૫. લે તાળી! લે તાળી!

નભને માંડવડે ચગી રૂપાની થાળી,
લે તાળી! લે તાળી!
ગોરી પૂનમની રાત આજે રઢિયાળી,
લે તાળી! લે તાળી! નભ૦

સાગરહૈયે લપાય સરિતા ઘેલી બની,
વનરાજી ડોલી રહી માણે છે ચાંદની,
સહિયર! તું તે શી આવી શરમાળી?
લે તાળી! લે તાળી! નભ૦

નાહોલિયા સંગસંગ થૈ થૈ થૈ નાચવું,
અંતરિયે પ્રીત ધરી આનંદે રાચવું,
આછેરૂં મલકાવું લોચનિયાં ઢાળી,
લે તાળી! લે તાળી! નભ૦

આજે વસાવિયું નવલું ગોકુળિયું,
બંસીના નાદે બની ઘેલી આ ગોપીયું,
લીલી ધરતીએ રાસલીલા નિહાળી,
લે તાળી! લે તાળી! નભ૦

તારક ને તારલી ઘૂમે આકાશમાં,
ચાંદો ઘૂમે, ઘૂમે ધરતી અવકાશમાં,
ઘૂમી લે ચાંદનીમાં તું યે, રૂપાળી!
લે તાળી! લે તાળી! નભ૦

કિસ્મત કુરેશી



## ૧૭૬. ઈર્ષા

વાયરો મસ્તીભર્યો રે વાય,
તારી લટ શું રમી જાય, તારે હૈયે ચંપાય,
ઈર્ષાની આગ મારે અંતરે પેટાય.

વાદળીનાં અશ્રુસમી વર્ષા ઝરમર રચાય,
ચૂંદડીના રંગ સહે રૂપ તારૂં ઢળી જાય;
મારી આંખ લાલ થાય: વાયરો૦

તારૂં ઉરગીત માંડ કંઠે રેલાય,
કોકિલના ત્યાં તો જાગે ટહુકાર,
ઊર્મિપ્રેરી તારી ઝાંઝરી સુણાય,
નાચે ત્યાં ઢેલનો ઘેલો ભરથાર;
મારૂં હૈયું વળ ખાય: વાયરો૦

તું રે ગુલાબ, જાય ચૂંટવા ગુલાબ,
કંટક ડંખે ને રહે ખાલી ફૂલછાબ,
તારી ચીસ સરી જાય,
મારૂં હાસ્ય ના રોકાય: વાયરો૦

કિસ્મત કુરેશી



## ૧૭૭. સોયરો

નેહભીનાં નયણે રે,
કે સોયરો આંજ્યો રે, વાલમ્મિયા!

સોયરો વહી વહી જાય રે,
કે આંસુડે ભીંજ્યો રે, વાલમ્મિયા!

સાચાં મોતીડાં લાવી વાટિયાં,
દિલડાના રંગ મેં તો હોંશે રે છાંટિયા,
કે સોયરો ગોત્યો રે, વાલમ્મિયા!

નેણભરી સોયરાનો આવ્યો નીરખનાર,
મોંઘેરા સોયરાના સાચા મોલનો કરનાર,
કે સોયરો જીત્યો રે, વાલમ્મિયા!

નયણાંનાં કામણ ભેળા સોયરાના રંગ,
જોઈ જોઈ તારા જાગ્યા સૂતા રે ઉમંગ;
નયણાં નચાવતો નાચ્યો રે, વાલમ્મિયા!
કે સોયરો મલક્યો રે, વાલમ્મિયા!

કિસ્મત કુરેશી



# ૧૭૮. ગરબે ગુર્જરનાર

(ઢાળ: આંખલડી શરદ સરોજ રસીલા લાલની)

રાતલડી શરદ સુહાય રસીલી ચાંદની,
ગર્વીલી ગુર્જરનાર ગરબે ઘૂમન્તી.

એના કંઠે તે કોયલ ટહુકન્તી,
એના ઠેકે તે ધરતી ધમધમતી,
રસવંતી રમતી રાસ, ગરબે ઘૂમન્તી.

એના મુખની ચાંદની ચમકન્તી,
એની આંખની વીજળી દમકન્તી,
અલબેલી ચતુર સુજાણ ગરબે ઘૂમન્તી.

એનાં ગરબે ગુર્જર માતા છે,
એના ગરબે ગૌરવ ગાથા છે,
ગુણવંતી લેતી તાલ, ગરબે ઘૂમન્તી.

એનો ગરબો શકિતમાતા છે,
એનો ગરબો ભકિતદાતા છે,
બલિહારી પરમ પ્રકાશ, ગરબે રેલન્તી.

રાતલડી શરદ સુહાય રસીલી ચાંદની,
ગર્વીલી ગુર્જરનાર ગરબે ઘૂમન્તી.

મહિપત શાહ



# ૧૭૯. ભારતમાનો ગરબો

ગરબો રે, માનો ગરબો રે, માનો ગરબો સોહાય.

આવે આબાલવૃદ્ધ આંગણે રે, માને આંગણે રે:
માનો ગરબો સોહાય.

અહિંસા વરસન્તો માનો ગરબો રે, માનો ગરબો રે:
માનો ગરબો સોહાય.

ગાતાં અંબા મા પાતળાં રે, મા પાતળાં રે:
માનો ગરબો સોહાય.

એ તો ભારતમા પાતળાં રે, મા પાતળાં રે:
માનો ગરબો સોહાય.

ઝીલે જગત-દેશ સઘળા રે, દેશ સઘળા રે:
માનો ગરબો સોહાય.

કંકુ વેરાણાં માનાં પગલે રે, માનાં પગલે રે:
માનો ગરબો સોહાય.

એ તો જીવનધન આપતાં રે, મા આપતાં રે:
માનો ગરબો સોહાય.

જો જો વિલાય ના પગલાં રે, કંકુ પગલાં રે:
માનો ગરબો સોહાય.

"યુનો" નાં આંગણાં સોહ્યાં રે, માએ સોહ્યાં રે:
માનો ગરબો સોહાય.

સહિપત શાહ



# ૧૮૦. ભારત માતા

(ઢાળ: ધૂતારા ધરણીધર! તારી વાંસળી રે લોલ)

ભારત સ્નેહલતી માતા આંખડી રે લોલ,
આંખડીએ કંઈ અમી ઊભરાય જો: ભારત૦

શાન્તિ સર્જનની તારી વાતડી રે લોલ,
વાતડીએ કંઈ જગ લહેરાય જો: ભારત૦

અહિંસા વરસન્તી વિશ્વ ચાંદની રે લોલ,
ચાંદનીએ શું અગ્ન્યસ્ત્ર ઓલવાય જો: ભારત૦

સત્ય પરિમલતી પુષ્પ-પાંદડી રે લોલ,
પાંદડીએ પરબ્રહ્મકેરાં તેજ જો: ભારત૦

ભારત ઝળહળતી વિશ્વ દીવડી રે લોલ,
દીવડીએ કંઈ જગ લેતું રાહ જો: ભારત૦

ભારત નિર્ઝરતી માતા વાદળી રે લોલ,
વાદળીએ શું વરસે અમીધાર જો: ભારત૦

મહિપત શાહ



## ૧૮૧. ઝંખના

માણીગર મોરલીવાળા મીત! ગિરધર! ઘેલડી કીધી રે.

ઘેલડી કીધી રે, બાજીગરે બાવરી કીધી રે;
છેડી સૂરમોહિની વેણુ રે,
કીધી મને ઘેલડી ક્‌હાને રે: માણીગર૰

મોરલી વાગી રે, શામળિયાલાલની વાગી રે;
ભવોભવ પ્રીતની છેડી રે,
ઘેલી કીધી વ્રજની નારી રે: માણીગર૰

ગાવડી છોડી રે, દો'તાં મેં તો ગાવડી છોડી રે;
નાનકડાં મુજ બાળને છોડી રે,
ઘેલી દોડી ઘેલડે વેશે રે: માણીગર૰

કામણગારે રે, બેની! મને ઘેલડી કીધી રે;
રૂપકડા નન્દકુંવર! તારી
અંગેઅંગ ઝંખના જાગી રે: માણીગર૰

શ્યામલ સુન્દર મુખડું તારૂં, નીરખવા મીન પ્યાસી રે;
ગોપી બની ગોકુળ ગામની રે,
ઝંખું તને કુંજબિહારી રે: માણીગર૰

મહિપત શાહ



# ૧૮૨. ફૂલને

ફૂલડાં! ઝૂલ, ઝૂલ રે! ઝૂલ!
જીવન છે હસવાને કાજે, રડવું એ છે ભૂલ!
ફૂલડાં ઝૂલ, ઝૂલ રે! ઝૂલ!

જાણું છું, છે હૃદય સુંવાળું,
કંટક તાપ મહીં જીવવાનું,
પીડનારને સુખ દેવાનું છે અદકેરું મૂલ!
ફૂલડાં! ઝૂલ, ઝૂલ રે! ઝૂલ!

સહ્યા ન જાયે ડંખ ભ્રમરના,
પીંખાવું વંટોળ—વમળમાં,
ઉર સૌરભનાં દાન દઈને જીવન કરી દે ડૂલ!
ફૂલડાં! ઝૂલ, ઝૂલ રે! ઝૂલ!

નવલ પ્રભાતે સુવર્ણ રંગે,
ઉષા આવશે તુષાર સંગે,
દલ દલમાં સિંચી જાશે એ પ્રણયામૃતનાં પૂર,
ફૂલડાં! ઝૂલ, ઝૂલ રે! ઝૂલ!

જીવન છે હસવાને કાજે, રડવું એ છે ભૂલ,
ફૂલડાં! ઝૂલ, ઝૂલ રે! ઝૂલ!

'જટિલ'



## ૧૮૩. મોરલો નાચે છે

લીલા આશોપાલવની નીચે, હો! મોરલો નાચે છે;
દ્રાક્ષવેલાના માંડવા વચ્ચે, હો! મોરલો નાચે છે.

ધીમે ઊંચી એ ડોક ડોલાવતો, હો! મોરલો નાચે છે;
રૂડી નાજુક કલગી ઝુલાવતો, હો! મોરલો નાચે છે.

પાય ઘૂઘરીને રણકારે, હો! મોરલો નાચે છે;
પિચ્છ કળા તણા ઝણકારે, હો! મોરલો નાચે છે.

મુખે મીઠું ધીમું ઘૂઘવતો, હો! મોરલો નાચે છે;
આંખે અમી આંસુ ખેરવતો, હો! મોરલો નાચે છે.

સ્હામ સ્હામી પાંખો હલવતો, હો! મોરલો નાચે છે;
ઊભો નીચો ને ઢેલને ફરતો, હો! મોરલો નાચે છે.

'અશોક'



## ૧૮૪. નિષ્કામ પ્રેમ

મારી રે વાડીના ભમરા!
વાડી વેડીશ મા, ફૂલડાં તોડીશ મા,
મારી રે વાડીના ભમરા! વાડી વેડીશ મા.

મારી વાડીમાં ચંપો ને મરવો,
વાસના લેજે પણ ફૂલડાં તોડીશ મા: મારી રે૦

મારી વાડીમાં ગંગા ને યમુના,
ન્હાજે ધોજે પણ પાણીડાં ઢોળીશ મા: મારી રે૦

મારી વાડીમાં માનસરોવર,
*મોતીડાં લેજે પણ છીપલાં ફોડીશ મા: મારી રે૦

કવિ હંસરાજ



## ૧૮૫. ખેલો હોળી રે

ખેલો ખેલો હોળી રે, ખેલૈયા!
રંગે રોળાઓ, રસિયા ઘેરૈયા! ખેલો૦

ઘોળી કસૂંબા કેસર સાથે,
પીઓ પીઓ ખૂબ, ભૈયા!
હાં રે લાલા! પીઓ પીઓ ખૂબ, ભૈયા! રંગે૦

વસ્ત્ર પલાળો કેસૂડી રંગે,
અબીલ ગુલાલે, છવૈયા!
હાં રે લાલા! અબીલ ગુલાલે, છવૈયા! રંગે૦

ધામધૂમમાં બહુ ધૂમ મચાવો,
ગાઈ બજાવી, ગવૈયા!
હાં રે લાલા! ગાઈ બજાવી, ગવૈયા! રંગે૦

*સરખાવો—મીરાંબાઈના કાવ્ય સાથે—'વાડીના ભમરા! વાડી વેડીશ મા.' પૃ. ૨૦૭ અને 'રાસકુંજ' ની ત્રીજી આવૃત્તિમાંનું જીવણ ભકતનું કાવ્ય—'મ્હારી રે વાડીના ભમરા! વાડી વેડીશ મા'. પૃ. ૨૦૪.

ડાહ્યા તો યે ઘેલાં સહુ કહાડો,
રહો ન આજે રે લજૈયા!
હાં રે લાલા! રહો ન આજે રે લજૈયા! રંગે૦

નર્મદ કવિ પણ આજે બન્યા છે,
રંગીલા બાળ કનૈયા,
હાં રે લાલા! રંગીલા બાળ કનૈયા! રંગે૦

કવિ નર્મદાશંકર



## ૧૮૬. ગિરધારીજી રાસ રમે

ગિરધારીજી તત થૈ થૈ નાચે,
વ્રજનારી સંગ તત થૈ થૈ નાચે.

રાગ, તાલ, સ્વર, ગ્રામ, મૂર્છના, તાન, માન મેં લેઈ;
સરિગમપધનિ, નિધપમગરિસા;
ઉપજ અનોઠી દેઈ, તત થૈ થૈ નાચે: ગિરધારીજી૦

વીણા, વાંસળી, ઝાંઝ, ડફ, સારંગી કરતાલ મૃદંગ મેં લેઈ;
સંગીત, નૃત્ય, ગત અકલિત અનુપમ;
ઉપમા દેઉં કેઈ? તત થૈ થૈ નાચે: ગિરધારીજી૦

શેષ સરીખા જેનો ભેદ ન પામે, નેતિ નેતિ નિગમ વદેઈ;
દાસ દયાનો પ્રભુ રાસ રમે તે;
વ્રજવાસીના પ્રેમ સનેહી, તત થૈ થૈ નાચે: ગિરધારીજી૦

દયારામ



# ૧૮૭. વશકરણી વાંસળી

વશકરણી છે તારી વાંસળી, જેનાં વશ કરી છે વ્રજનારને;
હો જી રે! વશકરણી છે તારી વાંસળી.

સ્વર સુણતામાં હું તો શૂધબૂધ વીસરી,
દરદમાં ગરદ ગઈ છે મળી:
હો જી રે! વશકરણી છે તારી વાંસળી.

સુધાથકી સ્વાદ છે એનો અતિઘણો,
મુને લાગે છે સાકર કરતાં ઘણી ગળી:
હો જી રે! વશકરણી છે તારી વાંસળી.

ચટકો લાગ્યો તે ઝેરી ડંખથી ના ઊતરે,
ઝેરી આઝી છે તે કરતાં વળી:
હો જી રે! વશકરણી છે તારી વાંસળી.

ઘરકેરાં કામકાજ કાંઈ નવ સૂઝે,
લોક કહે છે, એ ચિત્તથી ગઈ ચળી:
હો જી રે! વશકરણી છે તારી વાંસળી.

દાસદયાનો પ્રીતમ પ્રેમનો પયોધિ મળ્યો,
પ્રીતડી એ પૂર્વતણી ફળી:
હો જી રે! વશકરણી છે તારી વાંસળી.

દયારામ



## ૧૮૮. કાળજ કોર્યું તે કોને કહિયે ?

કાળજ કોર્યું તે કોને કહિયે રે, ઓધવ! છેલછબીલડે.

વેરી જો હોય તો વઢતાં રે ફાવિયે,
પણ પ્રાણથી પ્યારો એને લહિયે રે,
ઓધવ! છેલછબીલડે: કાળજ૦

ધીકિયે ઢાંકયાં તે કહે નવ શોભિયે,
ડાહ્યાં શું વાહ્માં ન્હાને છઈએ રે?
ઓધવ! છેલછબીલડે: કાળજ૦

સોડનો ઘાવ માર્યો સ્નેહી શામળિયે,
કિયા રાજાને રાવે જઈએ રે?
ઓધવ! છેલછબીલડે: કાળજ૦

કળ ન પડે, કાંઈ પેર ન સૂઝે,
રાતદિવસ ઘેલાં રહિયે રે,
ઓધવ! છેલછબીલડે: કાળજ૦

કોઈ વસ્તુમાં ક્ષણ ચિત્ત ન ચોંટે,
અલબેલો આવી બેઠો હઈયે રે!
ઓધવ! છેલછબીલડે: કાળજ૦

દયાના પ્રીતમજીને એટલું જઈ કહેજો,
કયાં સુધી આવાં દુ:ખ સહિયે રે?
ઓધવ! છેલછબીલડે: કાળજ૦

દયારામ



# ૧૮૭. વશકરણી વાંસળી

વશકરણી છે તારી વાંસળી, જોતાં વશ કરી છે વ્રજનારને;
હો જી રે! વશકરણી છે તારી વાંસળી.

સ્વર સુણતામાં હું તો શૂધબૂધ વીસરી,
દરદમાં ગરદ ગઈ છે મળી:
હો જી રે! વશકરણી છે તારી વાંસળી.

સુધાથકી સ્વાદ છે એનો અતિઘણો,
મુને લાગે છે સાકર કરતાં ઘણી ગળી:
હો જી રે! વશકરણી છે તારી વાંસળી.

ચટકો લાગ્યો તે ઝેરી ડંખથી ના ઊતરે,
ઝેરી ઝાઝી છે તે કરતાં વળી:
હો જી રે! વશકરણી છે તારી વાંસળી.

ઘરકેરાં કામકાજ કાંઈ નવ સૂઝે,
લોક કહે છે, એ ચિત્તાથી ગઈ ચળી:
હો જી રે! વશકરણી છે તારી વાંસળી.

દાસદયાનો પ્રીતમ પ્રેમનો પયોધિ મળ્યો,
પ્રીતડી એ પૂર્વતણી ફળી:
હો જી રે! વશકરણી છે તારી વાંસળી.

દયારામ



# ૧૮૮. કાળજ કોર્યું તે કોને કહિયે ?

કાળજ કોર્યું તે કોને કહિયે રે, ઓધવ! છેલછબીલડે.

વેરી જો હોય તો વઢતાં રે ફાવિયે,
પણ પ્રાણથી પ્યારો એને લહિયે રે,
ઓધવ! છેલછબીલડે: કાળજ૦

ધીકિયે ઢાંક્યાં તે કહે નવ શોભિયે,
ડાહ્યાં શું વાહ્યાં ન્હાને છઈએ રે?
ઓધવ! છેલછબીલડે: કાળજ૦

સોડનો ઘાવ માર્યો સ્નેહી શામળિયે,
કિયા રાજાને રાવે જઈએ રે?
ઓધવ! છેલછબીલડે: કાળજ૦

કળ ન પડે, કાંઈ પેર ન સૂઝે,
રાતદિવસ ઘેલાં રહિયે રે,
ઓધવ! છેલછબીલડે: કાળજ૦

કોઈ વસ્તુમાં ક્ષણ ચિત્ત ન ચોંટે,
અલબેલો આવી બેઠો હઈયે રે!
ઓધવ! છેલછબીલડે: કાળજ૦

દયાના પ્રીતમજીને એટલું જઈ કહેજો,
ક્યાં સુધી આવાં દુઃખ સહિયે રે?
ઓધવ! છેલછબીલડે: કાળજ૦

દયારામ



## ૧૮૯. કાલિંદીને તીરે

કાલિંદીને તીરે રે ભરવાને પાણી રે,
ભરવાને પાણી રે.

આજ ગઈ'તી કાલિંદીને તીરે રે ભરવાને પાણી રે,
તીરે ઊભા શ્રી હલધરવીર રે, સારંગપાણી રે: કાલિંદીને૦

શોભે ફૂલડાંનો તોરો શીશ રે, કસૂંબલ ફેંટો રે;
ઊભો ડોલરિયો દિલદાર રે, રંગીલે ઓઢ્યો રેંટો રે: કાલિંદીને૦

કર્યાં તિલક કેસરનાં ભાલ રે, ફૂલડાંની માળા રે;
વ્હાલો ચાલે છે હંસગતિ ચાલ રે, લાગે રૂપાળા રે; કાલિંદીને૦

શોભે સર્વે ગોવાળિયાની સાથ રે, ઊભો અલબેલો રે;
જેણે જોયો દયાનો નાથ રે, રસરૂપ રેલો રે: કાલિંદીને૦

દયારામ



## ૧૯૦. નંદકુંવર કેડે પડયો

કયમ ભરિયે રે? કયમ ભરિયે?
જળ જમનાનાં નીર?
નંદકુંવર કેડે પડયો, કયમ ભરિયે રે?

હું તો ઓથાં લઈ આઘી રહું,
સામો આવે, સામો આવે રે,
સામો આવે નંદજીનો લાલ,
નંદકુંવર કેડે પડયો, કયમ ભરિયે રે? જળ૦

હાં રે! વ્હાલો તાકી મારે પિચકારીઓ,
આવી વાગે, આવી વાગે રે,
આવી વાગે, મારા તનડામાં તીર,
નંદકુંવર કેડે પડયો, કયમ ભરિયે રે? જળ૦

કે મુને રોળીચોળી ગુલાલમાં,
વણસાડયાં, વણસાડયાં રે,
વણસાડયાં, મારાં ચોળી ને ચીર,
નંદકુંવર કેડે પડયો, કયમ ભરિયે રે? જળ૦

હાવાં હરાયા તે દિન હોળી તણા,
એ હરાયા, એ હરાયા રે,
એ હરાયા, નંદજીનો રે લાલ,
નંદકુંવર કેડે પડયો, કયમ ભરિયે રે? જળ૦

કે મુને દાસ દયાના સ્વામી મળ્યા,
તેણે દીધાં; તેણે દીધાં રે,
તેણે દીધાં, મુને ધારણ ધીર,
*નંદકુંવર કેડે પડયો, કયમ ભરિયે રે? જળ૦

દયારામ



## ૧૯૧. રૂપાળી રાધા

રાધે રૂપાળી! રસીલી તારી આંખડી જો!
જોડી કૃષ્ણસમાન છબિ ફાંકડી જો!
રાધે રૂપાળી!૦

*સરખાવો–ભોવન ભકતના આ કાવ્ય સાથે–'કેમ ભરિયે રે? કયમ ભરિયે? જળ જમનાકો નીર?' જુઓ પૃ. ૨૩૦.

# ૧૯૩. મધુવ્રત! કહેજો રે મોહનને

મધુવ્રત! કહેજો રે, મોહનને એટલું,
સુણ્યું તે દિવસનો હરખ ન માય;
ભાગ્ય મોટું, કન્યા પામ્યા કંસની કિંકરી,
પૂર્ણ પુણ્ય વિના એવું કોને નવ થાય! મધુવ્રત!૦

રે! મથુરાનાં વાસી સહુ કુબજાનાં સગાં,
કિંકરીનું કુળ મ્હોટું કહેવાય;
પરણ્યા પહેલાં ધોબીએ પહેરાવી પહેરામણી,
દરજી માળી ફૂલ્યા તે સંબંધી એના થાય: મધુવ્રત!૦

બેનું મન માન્યું ત્યાં તો વેદવિધિ થઈ રે,
સાસરિયે પધાર્યા રે સુન્દર શ્યામ;
ઉદ્ધવજી અણવરિયું થઈ પૂંઠે રે ગયા,
રસિયોજી રીઝયા જોઈ રૂપનું ધામ! મધુવ્રત!૦

એ શું? વ્હાલે રે હમને ન લખી કંકોતરી રે!
ભલું એક ગામ વસ્યાનો વહેવાર;
દયાપ્રભુને કરવો ઘટે અમારે ચાંદલો,
તે મોકલવાને પ્રાણ કર્યા છે તૈયાર! મધુવ્રત!૦

દયારામ



## ૧૯૪. મેં ઘનશ્યામ દીઠો

મેં ઘનશ્યામ દીઠો, લાગ્યો મને મીઠો,
રસીલો મહારૂપાળો રે.
મેઘની પેરે શ્યામળો સારો,
વીજવસ્ત્ર ધરે છોગાળો રે: મેં૦

કર્ણ ભૂષણ ગુંજાનાં ધાર્યાં,
મોરપિચ્છ મુકુટાળો રે;
વનમાળા વનમાળી પેરે,
ભાળો, દુઃખને ટાળો રે: મેં૦

કોમળ કમળ ચરણ છે મનહર,
જોઈ જોઈને મન વાળો રે;
ઉચ્છિષ્ટભાવ પરો કરી, પ્રભુજી!
આહીર ભેગા મા'લો રે: મેં૦

જેષ્ટિકા શીંગડી વેણુ ઝાલી,
હરિ! દુષ્ટનાં દુઃખ ટાળો રે;
એવાં રૂપને નમન કરું હું,
અઘ મારાં પરજાળો રે: મેં૦

દાસ દયાના પ્રીતમ કા'વ્યા,
અઘના ઓઘને ખાળો રે;
હું પાપ પુણ્ય ના પારખી જાણું,
નરતું, નાથ! નિવારો રે: મેં૦

દયારામ



## ૧૯૫. વૈકુંઠ નહિ આવું

વ્રજ વ્હાલું રે વૈકુંઠ નહિ આવું,
મને ન ગમે ચતુર્ભુજ થાવું;
ત્યાં શ્રીનંદકુંવર ક્યાંથી લાવું?
વ્રજ વ્હાલું રે વૈકુંઠ નહિ આવું.

જોઈએ લલિતત્રિભંગી મારે ગિરધારી,
સંગે જોઈએ શ્રીરાધે પ્યારી;
તે વિના નવ આંખ ઠરે મારી: વ્રજ૦

ત્યાં શ્રીજમુના ગિરિવર છે નહિ,
મુને આસક્તિ છે ઘણી એ બેની;
તે વિના મારો પ્રાણ પ્રસન્ન રહે નહિ: વ્રજ૦

ત્યાં શ્રીવૃંદાવન રાસ નથી,
વ્રજ વનિતા સંગ વિલાસ નથી;
વિષ્ણુ વેણુ વાયાનો અભ્યાસ નથી: વ્રજ૦

જ્યાં વૃક્ષે વૃક્ષે વેણુકા ધારી,
પત્રે પત્રે છે હરિ ભુજચારી;
એક વ્રજરજ ચોમુક્તિ વારી: વ્રજ૦

સુખ સ્વર્ગનું કૃષ્ણ વિના કડવું,
મુને ન ગમે બ્રહ્મસદન અડવું;
ધિક સુખ! જેને પામી પાછું પડવું: વ્રજ૦

ગુરૂબળે ગોકુળવાસી થાશું,
શ્રી વલ્લભશરણે નિત્ય જાશું;
દયાપ્રીતમ સેવી રસજશ ગાશું: વ્રજ૦

દયારામ



## ૧૯૬. વૃંદાવનમાં રાસ

વાંસળી વાહે રે, વાહે રે મધુર ગાયે કહાન.

સપ્ત સુર ને શબ્દ નાનાવિધ, રાગરાગણીને તાન;
ઈહાં તતતા થેઈ રે, ઈહાં તનનન નહીં રે: વાંસળી૦

ઈહાં માંહો માંહે રે માનની રાખે રંગ;
ગુણુણુણ ગુણુણુણ ઉપાંગ વાગે,
દે તાળી, વગાડે શંખ મૃદંગ: વાંસળી૦

ઈહાં રમઝમ રમઝમ રે, ઈહાં ઝાંઝર ઝમકે રે;
ઈહાં ઠમઠમ ઠમકે રે, ઈહાં વીછુવા ચમકે રે: વાંસળી૦

ઈહાં ધમધમ ધમકે રે, કર્ણ ઝબૂકે ઝાલ;
હરખે આવ્યાં રાધાહરિ, ચાલે મધુરી ચાલ: વાંસળી૦

અનિ હાં રે વૃંદાવન રાસ રચ્યો રે, રાસ રચ્યો રે,
મરકલડાં કરે બાળી, કોટિ કળા શશિયરની શોભા,
ઊગો આજુ, આલિ! વાંસળી૦

અનિ હાં રે સુરપતિ મોહી રહ્યા, મોહી રહ્યા,
ચકિત થઈ રહ્યા દેવ વિમાન;
નૃત્ય, નાટારંભ, પુષ્પ વૃષ્ટિ હોયે,
જય જય જગત નિધાન! વાંસળી૦

અનિ હાં રે રેણુ અધિક થઈ, અધિક થઈ,
પ્રગટ ન હોયે ભાણુ, નરસૈંયાનો સ્વામી રાસ રમે,
ત્યાં મુનિ જને મેલ્યાં ધ્યાન: વાંસળી

નરસિં



# ૧૯૭. શરદ નિશાએ રાસ

(ઢાળ: વ્હાલા મ્હારા! વૃન્દાવનને ચોક કે, વ્હેલા પધારજો રે લોલ)

શરદ નિશાએ શ્રી મહારાજ, કે વનમાં આવિયા રે લોલ;
મધ્ય નિશાએ વજાડી વેણ, કે ગોપિકા ચાલિયાં રે લોલ.
શ્રાવણે સુણી મોરલીનો નાદ, કે સહુ વ્યાકુળ થયાં રે લોલ;
જે જેમ હુતું પોતાને ધામ, તે તેમ નિસર્યાં રે લોલ.

જોયે પૂરણ ચંદ પરિબ્રહ્મ, કે શૂધબૂધ સર્વે ટળી રે લોલ;
જુએ નયણાં ભરી ભરી નાર, કે ગોપિકા સહુ મળી રે લોલ.
વચન બોલ્યા શ્રી મા'રાજ, કે કહો કેમ આવિયાં? રે લોલ;
વળતી બોલી વ્રજની નાર, કે તમ આશ્રયે આવિયાં રે લોલ.

રંગભર રાસ રમાડો, નાથ! કે શરદ સોહામણી રે લોલ;
ઊગ્યો સોળ કળાનો ચંદ્ર, કે હાલડી રળિયામણી રે લોલ.
પૂરણ પ્રીત જોઈ પરિબ્રહ્મ, કે રૂદિયા ભીડિયાં રે લોલ;
રંગભર રમવા માંડયો રાસ, કે કારજ સીઝિયાં રે લોલ.

વાજે તાલ પખાજ ને ઝાંઝ, કે વીણા વાંસળી રે લોલ;
નાચે નરસિંહ નંદકુમાર, કે ગોપિકા સહુ મળી રે લોલ.
ચોકમાં ફરતી વ્રજની નાર; કે વચ્ચે રાધાહરિ રે લોલ;
નવ સત સજ્યા શણગાર, કે પાવલે ઘૂઘરી રે લોલ.

હમચી લે હરજીની સાથ, કે તાલી લે હાથમાં રે લોલ;
નાચે નટવર મદન ગોપાળ, કે જુવતીના સાથમાં રે લોલ.
અંતરિક્ષ દેવતા રહીને જુએ, કે પુષ્પે વધાવતા રે લોલ;
રૂપે રૂડો નરસૈંનો નાથ, કે મનમાં ભાવતા રે લોલ.

નરસિંહ મહેતા



## ૧૯૮. વસન્ત ઋતુ

આ રત રૂડી રૂડી, મારા વહાલા!
રૂડો તે માસ વસન્ત,
તન રૂડા ને વનમાં કેસૂડાં ફુલ્યાં;
રૂડો રાધાજીનો કંથ: આ રત૦

આ રત રૂડી વૃન્દાવન સોહિયે,
રૂડું તે જમુનાનું તીર;
રૂડી ગોપી-ગોવાળની સંઙળી,
રૂડા તે હળધર વીર: આ રત૦

રૂડી રંગભેર વાજે વાંસલડી,
તારૂણી તે લે કરતાલ;
ચતુરા નાચી રંગ વજાડે,
મોરલી વજાડે મદનગોપાળ: આ રત૦

રૂડા રંગ કુમકુમ કેસર ઘોળ્યાં,
રૂડાં તે મુખ તંબોળ;
અતિ રૂડો નરસૈંયાનો સ્વામી,
નિત્ય નિત્ય ઝાકમઝોળ: આ રત૦

નરસિંહ મહેતા



## ૧૯૯. ગોપીનાથનું પૂજન

લાવ, લાવ રે, માલણ! વેલ મરવો,
મારે પૂજવો છે ગોપીનો નાથ ગરવો: લાવ૦

જાઈ, જુઈ, કેતકી ને કમળ સાર,
લાવ ફૂલ ગુલાબ ચાર ગૂંથીએ હાર: લાવ૦

આવી છે માલણ ભાવ જાણી,
પ્રેમે પૂજવા સમરથ સારંગપાણી: લાવ૦

આવી છે માલણ લટકાળી,
મહેતા નરસૈંયાનો સ્વામી વનમાળી: લાવ૦

**નરસિંહ મહેતા**



## ૨૦૦. તુમસે લાગી તાળી રે

તુમસે લાગી તાળી, વ્હાલા! તુમસે લાગી તાળી રે;
ગિરિધારી! ગોપાળલાલ! તુમસે લાગી તાળી રે.

તુમસે લાલા! તુમસે કાના! તુમસે લાગી તાળી રે;
નન્દના કુંવર કા'ન! મુને તુમસે લાગી તાળી રે: ગિરિધારી!૦

રણછોડરાયને નોતરૂં દેવા હું તો વ્હેલી ચાલી રે;
કંકાવટીમાં કેસર ઘોળ્યાં, વીસરી ગઈ થાળી રે: ગિરિધારી!૦

ચોળી પહેરી, ચણિયો પહેર્યો, ભૂલ ગઈ સાડી રે;
નાક કેરી નથની મેં તો આંગળીએ વળગાડી રે: ગિરિધારી !૦

ખીચડીમાં ખાંડ નાંખી, ખીર થઈ ખારી રે,
નરસૈંયાના સ્વામી! મને બહાવરી બનાવી રે: ગિરિધારી!૦

નરસિંહ મહેતા



## ૨૦૧. ઊભો રહેની, ગોવાળિયા રે!

ઊભો રહેની, ગોવાળિયા રે!
  તારી મોરલી મીઠી વાય;
અલ્યા છેલ છબીલા નંદના રે!
  તું ગીત મધુરાં ગાય: ઊભો૦

કહાના રે! મારે જવું મહી વેચવા,
  તારે જવું ગોકુળગામ;
વૃંદાવનના મારગે તમે
  શેનું માગો છો દાણ? ઊભો૦

પાલવ મેલની, પાતળા રે!
  લોક સાથે શાં લાડ?
કહું છું, કહાનજી! તમને રે,
  ખાંશો મારા મુખડાની ગાળ: ઊભો૦

## ૧૯૯. ગોપીનાથનું પૂજન

લાવ, લાવ રે, માલણ! વેલ મરવો,
મારે પૂજવો છે ગોપીનો નાથ ગરવો: લાવ૦

જાઈ, જુઈ, કેતકી ને કમળ સાર,
લાવ ફૂલ ગુલાબ ચાર ગૂંથીએ હાર: લાવ૦

આવી છે માલણ ભાવ જાણી,
પ્રેમે પૂજવા સમરથ સારંગપાણી: લાવ૦

આવી છે માલણ લટકાળી,
મહેતા નરસૈંયાનો સ્વામી વનમાળી: લાવ૦

નરસિંહ મહેતા



## ૨૦૦. તુમસે લાગી તાળી રે

તુમસે લાગી તાળી, વ્હાલા! તુમસે લાગી તાળી રે;
ગિરિધારી! ગોપાળલાલ! તુમસે લાગી તાળી રે.

તુમસે લાલા! તુમસે કાના! તુમસે લાગી તાળી રે;
નન્દના કુંવર કા'ન! મુને તુમસે લાગી તાળી રે: ગિરિધારી!૦

રણછોડરાયને નોતરું દેવા હું તો વ્હેલી ચાલી રે;
કંકાવટીમાં કેસર ઘોળ્યાં, વીસરી ગઈ થાળી રે: ગિરિધારી!૦

ચોળી પહેરી, ચણિયો પહેર્યો, ભૂલ ગઈ સાડી રે;
નાક કેરી નથની મેં તો આંગળીએ વળગાડી રે: ગિરિધારી !૦

ખીચડીમાં ખાંડ નાંખી, ખીર થઈ ખારી રે,
નરસૈંયાના સ્વામી! મને બહાવરી બનાવી રે: ગિરિધારી !૦

નરસિંહ મહેતા



## ૨૦૧. ઊભો રહેની, ગોવાળિયા રે!

ઊભો રહેની, ગોવાળિયા રે!
તારી મોરલી મીઠી વાય;
અલ્યા છેલ છબીલા નંદના રે!
તું ગીત મધુરાં ગાય: ઊભો૦

કહાના રે! મારે જાવું મહી વેચવા,
તારે જાવું ગોકુળગામ;
વૃંદાવનના મારગે તમે
શેનું માગો છો દાણ? ઊભો૦

પાલવ મેલની, પાતળા રે!
લોક સાથે શાં લાડ?
કહું છું, કહાનજી! તમને રે,
ખાશો મારા મુખડાની ગાળ: ઊભો૦

કામણ ટુમણ તારી વેણમાં રે,
તારી આંખલડીમાં છે જંત્ર;
વશ કીધી વ્રજનારને રે,
તું ક્યાં શીખ્યો એ મંત્ર? ઊભો૦

પીળાં પીતાંબર પહેરિયાં રે,
મોર મુગટ ધરિયો શીશ;
વૃંદાવનની કુંજગલનમાં,
રાસ રમીએ, જુગદીશ! ઊભો૦

ગોપી સહુ ટોળે મળી રે,
હીંડે છે મોડા મોડ;
નરસૈંયાના પ્રભુ પાતળા રે!
મારા ભવનાં બંધન છોડ: ઊભો૦

નરસિંહ મહેતા



## ૨૦૨. નન્દના છોરા!

લગારેક, નન્દના છોરા રે!
આવને મારી ગાવડી દોવા રે!

ગાવડી મારી તુજને હળી, તુજને દોવા દે;
રોજનો પૈસો રોકડો, કાના! મુખથી માગી લે: લગારેક૦

આવડું કહેવું ન પડે, પોતાના જાણી જોઈ;
ગામમાં મારે સહું સગું છે, તુજ સરખું નહીં કોઈ: લગારેક૦

આવડી વાર શું કરે વસમી? વસવું ગોકુળગામ;
આજ મારે એટલું પડયું, તુજ સરીખડું કામ: લગારેક૦

ખડ પૂળો ને ખાણ નીરૂ, આડી ઊભી રહું;
કાનજી રે! મારી આળ કરો તો જશોદા માને કહું: લગારેક૦

હાં કરે, હીંહોરા કરે, ખડ પૂળો નો ખાય;
પ્રેમ કરૂં તો ય પાટું મારે, એને કોણ દોવાને જાય? લગારેક૦

હીરને છેડે નોંઝણું, કાના! વાછરૂં વાળીશ હું;
ગાવડી પાસે ઊભી રહીશને, ગાવડી દોજે તું: લગારેક૦

નરસિંહ મહેતા



## ૨૦૩. ગોવિંદા રે! ગાવડી ક્યાં ચરાવી?

ગોવિંદા રે! ગાવડી મારી, કાલે ક્યાં ચરાવી વન?

શામળા રે! મારી સાસુડી તેડે, આવજે મારે ઘેર;
માખણ ચોરી, પય પાન કીધાં,
તેની હવે શી પેર? ગોવિંદા રે!૦

સવા ઘડો મારી ગાવડી દૂઝે, ઓછું નહીં એક ટાંક;
રખેવાળી તને રજ નહીં આપું,
કાંઈ છે તારો વાંક? ગોવિંદા રે!૦

ગોવાળામાં રમતો હીંડે, તહારૂં તે શું કંઈ જાય?
શાને કાજે, શામળા રે!
મારે હૈડે ચઢાવી હાય? ગોવિંદા રે!૦

કામણ ટ્રુમણ તારી વેણુમાં રે,
તારી આંખલડીમાં છે જંત્ર;
વશ કીધી વ્રજનારને રે,
તું ક્યાં શીખ્યો એ મંત્ર? ઊભો૦

પીળાં પીતાંબર પહેરિયાં રે,
મોર મુગટ ધરિયો શીશ;
વૃંદાવનની કુંજગલનમાં,
રાસ રમીએ, જુગદીશ! ઊભો૦

ગોપી સહુ ટોળે મળી રે,
હીંડે છે મોડા મોડ;
નરસૈંયાના પ્રભુ પાતળા રે!
મારા ભવનાં બંધન છોડ: ઊભો૦

**નરસિંહ મહેતા**



## ૨૦૨. નન્દના છોરા!

લગારેક, નન્દના છોરા રે!
આવને મારી ગાવડી દોવા રે!

ગાવડી મારી તુજને હળી, તુજને દોવા દે;
રોજનો પૈસો રોકડો, કાના! મુખથી માગી લે: લગારેક૦

આવડું કહેવું ન પડે, પોતાના જાણી જોઈ;
ગામમાં મારે સહું સગું છે, તુજ સરખું નહીં કોઈ: લગારેક૦

આવડી વાર શું કરે વસમી? વસવું ગોકુળગામ;
આજ મારે એટલું પડ્યું, તુજ સરીખડું કામ: લગારેક૦

ખડ પૂળો ને ખાણ નીરૂ, આડી ઊભી રહું;
કાનજી રે! મારી આળ કરો તો જશોદા માને કહું: લગારેક૦

હાં કરે, હીંહોરા કરે, ખડ પૂળો નો ખાય;
પ્રેમ કરૂં તો ય પાટું મારે, એને કોણ દોવાને જાય? લગારેક૦

હીરને છેડે નોંઝણું, કાના! વાછરૂં વાળીશ હું;
ગાવડી પાસે ઊભી રહીશને, ગાવડી દોજે તું: લગારેક૦

નરસિંહ મહેતા



## ૨૦૩. ગોવિંદા રે! ગાવડી ક્યાં ચરાવી?

ગોવિંદા રે! ગાવડી મારી, કાલે ક્યાં ચરાવી વન?

શામળા રે! મારી સાસુડી તેડે, આવજે મારે ઘેર;
માખણ ચોરી, પય પાન કીધાં,
તેની હવે શી પેર? ગોવિંદા રે!૦

સવા ઘડો મારી ગાવડી દૂઝે, ઓછું નહીં એક ટાંક;
રખેવાળી તને રજ નહીં આપું,
કાંઈ છે તારો વાંક? ગોવિંદા રે!૦

ગોવાળામાં રમતો હીંડે, તહારૂં તે શું કંઈ જાય?
શાને કાજે, શામળા રે!
મારે હૈડે ચઢાવી હાય? ગોવિંદા રે!૦

કામણ ટુમણ તારી વેણુમાં રે,
તારી આંખલડીમાં છે જંત્ર;
વશ કીધી વ્રજનારને રે,
તું ક્યાં શીખ્યો એ મંત્ર? ઊભો૦

પીળાં પીતાંબર પહેરિયાં રે,
મોર મુગટ ધરિયો શીશ;
વૃંદાવનની કુંજગલનમાં,
રાસ રમીએ, જુગદીશ! ઊભો૦

ગોપી સહુ ટોળે મળી રે,
હીંડે છે મોડા મોડ;
નરસૈંયાના પ્રભુ પાતળા રે!
મારા ભવનાં બંધન છોડ: ઊભો૦

નરસિંહ મહેતા



## ૨૦૨. નન્દના છોરા!

લગારેક, નન્દના છોરા રે!
આવને મારી ગાવડી દોવા રે!

ગાવડી મારી તુજને હળી, તુજને દોવા દે;
રોજનો પૈસો રોકડો, કાના! મુખથી માગી લે: લગારેક૦

આવડું કહેવું ન પડે, પોતાના જાણી જોઈ;
ગામમાં મારે સહુ સગું છે, તુજ સરખું નહીં કોઈ: લગારેક૦

આવડી વાર શું કરે વસમી? વસવું ગોકુળગામ;
આજ મારે એટલું પડ્યું, તુજ સરીખડું કામ: લગારેક૦

ખડ પૂળો ને ખાણ નીરૂ, આડી ઊભી રહું;
કાનજી રે! મારી આળ કરો તો જશોદા માને કહું: લગારેક૦

હાં કરે, હીંહોરા કરે, ખડ પૂળો નો ખાય;
પ્રેમ કરૂં તો ય પાટું મારે, એને કોણ દોવાને જાય? લગારેક૦

હીરને છેડે નોંઝણું, કાના! વાછરૂં વાળીશ હું;
ગાવડી પાસે ઊભી રહીશને, ગાવડી દોજે તું: લગારેક૦

નરસિંહ મહેતા



## ૨૦૩. ગોવિંદા રે! ગાવડી ક્યાં ચરાવી?

ગોવિંદા રે! ગાવડી મારી, કાલે ક્યાં ચરાવી વન?

શામળા રે! મારી સાસુડી તેડે, આવજે મારે ઘેર;
માખણ ચોરી, પય પાન કીધાં,
તેની હવે શી પેર? ગોવિંદા રે!૦

સવા ઘડો મારી ગાવડી દૂઝે, ઓછું નહીં એક ટાંક;
રખેવાળી તને રજ નહીં આપું,
કાંઈ છે તારો વાંક? ગોવિંદા રે!૦

ગોવાળામાં રમતો હીંડે, તહારૂં તે શું કંઈ જાય?
શાને કાજે, શામળા રે!
મારે હૈડે ચઢાવી હાય? ગોવિંદા રે!૦

કામણ ટુમણ તારી વેણુમાં રે,
તારી આંખલડીમાં છે જંત્ર;
વશ કીધી વ્રજનારને રે,
તું ક્યાં શીખ્યો એ મંત્ર? ઊભો૦

પીળાં પીતાંબર પહેરિયાં રે,
મોર મુગટ ધરિયો શીશ;
વૃંદાવનની કુંજગલનમાં,
રાસ રમીએ, જુગદીશ! ઊભો૦

ગોપી સહુ ટોળે મળી રે,
હીંડે છે મોડા મોડ;
નરસૈંયાના પ્રભુ પાતળા રે!
મારા ભવનાં બંધન છોડ: ઊભો૦

નરસિંહ મહેતા



## ૨૦૨. નન્દના છોરા!

લગારેક, નન્દના છોરા રે!
આવને મારી ગાવડી દોવા રે!

ગાવડી મારી તુજને હળી, તુજને દોવા દે;
રોજનો પૈસો રોકડો, કાના! મુખથી માગી લે: લગારેક૦

આવડું કહેવું ન પડે, પોતાના જાણી જોઈ;
ગામમાં મારે સહું સગું છે, તુજ સરખું નહીં કોઈ: લગારેક૦

આવડી વાર શું કરે વસમી? વસવું ગોકુળગામ;
આજ મારે એટલું પડ્યું, તુજ સરીખડું કામ: લગારેક૦

ખડ પૂળો ને ખાણ નીરૂ, આડી ઊભી રહું;
કાનજી રે! મારી આળ કરો તો જશોદા માને કહું: લગારેક૦

હાં કરે, હીંહોરા કરે, ખડ પૂળો નો ખાય;
પ્રેમ કરૂં તો ય પાટું મારે, એને કોણ દોવાને જાય? લગારેક૦

હીરને છેડે નોંઝણું, કાના! વાછરૂં વાળીશ હું;
ગાવડી પાસે ઊભી રહીશને, ગાવડી દોજે તું: લગારેક૦

નરસિંહ મહેતા



## ૨૦૩. ગોવિંદા રે! ગાવડી ક્યાં ચરાવી?

ગોવિંદા રે! ગાવડી મારી, કાલે ક્યાં ચરાવી વન?

શામળા રે! મારી સાસુડી તેડે, આવજે મારે ઘેર;
માખણ ચોરી, પય પાન કીધાં,
તેની હવે શી પેર? ગોવિંદા રે!૦

સવા ઘડો મારી ગાવડી દૂઝે, ઓછું નહીં એક ટાંક;
રખેવાળી તને રજ નહીં આપું,
કાંઈ છે તારો વાંક? ગોવિંદા રે!૦

ગોવાળામાં રમતો હીંડે, તહાંરૂં તે શું કંઈ જાય?
શાને કાજે, શામળા રે!
મારે હૈડે ચઢાવી હાય? ગોવિંદા રે!૦

કામણ ટુમણ તારી વેણુમાં રે,
તારી આંખલડીમાં છે જંત્ર;
વશ કીધી વ્રજનારને રે,
તું ક્યાં શીખ્યો એ મંત્ર? ઊભો૦

પીળાં પીતાંબર પહેરિયાં રે,
મોર મુગટ ધરિયો શીશ;
વૃંદાવનની કુંજગલનમાં,
રાસ રમીએ, જુગદીશ! ઊભો૦

ગોપી સહુ ટોળે મળી રે,
હીંડે છે મોડા મોડ;
નરસૈંયાના પ્રભુ પાતળા રે!
મારા ભવનાં બંધન છોડ: ઊભો૦

નરસિંહ મહેતા



## ૨૦૨. નન્દના છોરા!

લગારેક, નન્દના છોરા રે!
આવને મારી ગાવડી દોવા રે!

ગાવડી મારી તુજને હળી, તુજને દોવા દે;
રોજનો પૈસો રોકડો, કાના! મુખથી માગી લે: લગારેક૦

આવડું કહેવું ન પડે, પોતાના જાણી જોઈ;
ગામમાં મારે સહું સગું છે, તુજ સરખું નહીં કોઈ: લગારેક૦

આવડી વાર શું કરે વસમી? વસવું ગોકુળગામ;
આજ મારે એટલું પડ્યું, તુજ સરીખડું કામ: લગારેક૦

ખડ પૂળો ને ખાણ નીરૂ, આડી ઊભી રહું;
કાનજી રે! મારી આળ કરો તો જશોદા માને કહું: લગારેક૦

હાં કરે, હીંહોરા કરે, ખડ પૂળો નો ખાય;
પ્રેમ કરૂં તો ય પાટું મારે, એને કોણ દોવાને જાય? લગારેક૦

હીરને છેડે નોંઝણું, કાના! વાછરૂં વાળીશ હું;
ગાવડી પાસે ઊભી રહીશને, ગાવડી દોજે તું: લગારેક૦

નરસિંહ મહેતા



## ૨૦૩. ગોવિંદા રે! ગાવડી ક્યાં ચરાવી?

ગોવિંદા રે! ગાવડી મારી, કાલે ક્યાં ચરાવી વન?

શામળા રે! મારી સાસુડી તેડે, આવજે મારે ઘેર;
માખણ ચોરી, પય પાન કીધાં,
તેની હવે શી પેર? ગોવિંદા રે!૦

સવા ઘડો મારી ગાવડી દૂઝે, ઓછું નહીં એક ટાંક;
રખેવાળી તને રજ નહીં આપું,
કાંઈ છે તારો વાંક? ગોવિંદા રે!૦

ગોવાળામાં રમતો હીંડે, તહારૂં તે શું કંઈ જાય?
શાને કાજે, શામળા રે!
મારે હૈડે ચઢાવી હાય? ગોવિંદા રે!૦

કામણ ટુમણ તારી વેણમાં રે,
તારી આંખલડીમાં છે જંત્ર;
વશ કીધી વ્રજનારને રે,
તું ક્યાં શીખ્યો એ મંત્ર? ઊભો૦

પીળાં પીતાંબર પહેરિયાં રે,
મોર મુગટ ધરિયો શીશ;
વૃંદાવનની કુંજગલનમાં,
રાસ રમીએ, જુગદીશ! ઊભો૦

ગોપી સહુ ટોળે મળી રે,
હીંડે છે મોડા મોડ;
નરસૈંયાના પ્રભુ પાતળા રે!
મારા ભવનાં બંધન છોડ: ઊભો૦

નરસિંહ મહેતા



## ૨૦૨. નન્દના છોરા!

લગારેક, નન્દના છોરા રે!
આવને મારી ગાવડી દોવા રે!

ગાવડી મારી તુજને હળી, તુજને દોવા દે;
રોજનો પૈસો રોકડો, કાના! મુખથી માગી લે: લગારેક૦

આવડું કહેવું ન પડે, પોતાના જાણી જોઈ;
ગામમાં મારે સહુ સગું છે, તુજ સરખું નહીં કોઈ: લગારેક૦

આવડી વાર શું કરે વસમી? વસવું ગોકુળગામ;
આજ મારે એટલું પડ્યું, તુજ સરીખડું કામ: લગારેક૦

ખડ પૂળો ને ખાણ નીરૂ, આડી ઊભી રહું;
કાનજી રે! મારી આળ કરો તો જશોદા માને કહું: લગારેક૦

હાં કરે, હીંહોરા કરે, ખડ પૂળો નો ખાય;
પ્રેમ કરૂં તો ય પાટું મારે, એને કોણ દોવાને જાય? લગારેક૦

હીરને છેડે નોંઝણું, કાના! વાછરૂં વાળીશ હું;
ગાવડી પાસે ઊભી રહીશને, ગાવડી દોજે તું: લગારેક૦

નરસિંહ મહેતા



## ૨૦૩. ગોવિંદારે! ગાવડી ક્યાં ચરાવી?

ગોવિંદા રે! ગાવડી મારી, કાલે ક્યાં ચરાવી વન?

શામળા રે! મારી સાસુડી તેડે, આવજે મારે ઘેર;
માખણ ચોરી, પય પાન કીધાં,
તેની હવે શી પેર? ગોવિંદા રે!૦

સવા ઘડો મારી ગાવડી દૂઝે, ઓછું નહીં એક ટાંક;
રખેવાળી તને રજ નહીં આપું,
કાંઈ છે તારો વાંક? ગોવિંદા રે!૦

ગોવાળામાં રમતો હીંડે, તહારૂં તે શું કંઈ જાય?
શાને કાજે, શામળા રે!
મારે હૈડે ચઢાવી હાય? ગોવિંદા રે!૦

એ વલોણું તારા હાથમાં આપું, મુઠ્ઠી ભરીને, માવ!
ગળ્યું મોઢું, કહાન! કરાવું,
ભૂધર! રાખજે ભાવ: ગોવિંદા રે!૦

સારૂં સારૂં વનડું જોઈને, શામળા! ચારજે ગાય;
નરસૈંયાના સ્વામી વિના,
મારો જન્મારો કેમ જાય? ગોવિંદા રે!૦

નરસિંહ મહેતા



## ૨૦૪. આજની ઘડી રળિયામણી

જી રે આજની ઘડી તે રળિયામણી રે,
મારો વાલોજી આવ્યાની વધામણી રે:
જી રે આજની ઘડી તે રળિયામણી રે.

જી રે તરિયા તોરણ તે બંધાવિયાં રે,
મારા વા'લાજીને મોતીડે વધાવિયા રે: જી રે૦

જી રે કંકુ કેસરની ગાર કરાવિયે રે,
ઝીણી કસ્તૂરીની ઓકળી પડાવિયે રે: જી રે૦

જી રે લીલા પીળા તે વાંસ વઢાવિયે રે,
મારા વા'લાજીનો મંડપ રચાવિયે રે: જી રે૦

જી રે પૂર પૂર, સુહાગણ! સાથિયો રે,
વા'લો આવે મલપતો હાથિયો રે: જી રે૦

જી રે ગંગા જમુનાનાં નીર મંગાવિયે રે,
મારા વા'લાજીના ચરણ પખાળિયે રે: જી રે૦

## ૨૦૯. વાડી વેડીશ મા!*

મારી વાડીના, ભમરા! વાડી મારી વેડીશ મા;
　　વાડી વેડીશ મા, ફૂલડાં તોડીશ મા: મારી૦

મારી વાડીમાં, વહાલા! પવન પાંદડીઓ;
　　ધીરજ ધરજે, મન! તું દોડીશ મા: મારી૦

મારી વાડીમાં, વહાલા! ચંપો ને મરવો;
　　વાસ લેજે તું, ફૂલ તોડીશ મા: મારી૦

મારી વાડીમાં, વહાલા! આંબો રે મોર્યો;
　　પાકાં લેજે, કાચાં તોડીશ મા: મારી૦

મારી વાડીમાં, વહાલા! ત્રિકમ ટોયો;
　　ગોફણ લેજે, ગોળો છોડીશ મા: મારી૦

બાઈ મીરાં કહે, પ્રભુ ગિરિધર નાગર;
　　ચરણકમલ ચિત્ત છોડીશ મા: મારી૦

મીરાંબાઈ



---

* સરખાવો કવિ હંસરાજના કાવ્ય સાથે—
'મારી રે વાડીના ભમરા! વાડી, વેડીશ મા.' પૃ. ૧૮૪, અને
'રાસકુંજ'ની ત્રીજી આવૃત્તિમાંનું જીવણ ભકતનું કાવ્ય—
'મ્હારી રે વાડીના ભમરા! વાડી વેડીશ મા!' પૃ. ૨૦૪.

# ૨૧૦. અમૂલખ વસ્તુ જડી

નહીં રે વિસારૂં હરિ, અંતરમાંથી નહીં રે વિસારૂં હરિ.
જળ જમુનાનાં પાણી રે જાતાં,
શિર પર મટકી ધરી: અંતર૦

આવતાં ને જાતાં મારગ વચ્ચે,
અમૂલખ વસ્તુ જડી: અંતર૦

આવતાં ને જાતાં વૃંદા રે વનમાં,
ચરણ તમારે પડી: અંતર૦

પીળાં પીતાંબર, જરકસી જામા,
કેસર આડ કરી: અંતર૦

મોર મુગટ ને કાને રે કુંડળ,
મુખપર મોરલી ધરી: અંતર૦

બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,
વિઠ્ઠલ વરને વરી; અંતર૦

**મીરાંબાઈ**



## ૨૧૧. રંગતાળી

રંગતાળી, રંગતાળી રે, રંગમાં રંગતાળી.
માંહે અત્રીશ બત્રીશ જાળી રે, રંગમાં રંગતાળી.

માથે કનકનો ગરબો લીધો રે, રંગમાં રંગતાળી.
માંહે રત્નનો દીવડો કીધો રે, રંગમાં રંગતાળી.

માની ઓઢણી કસૂંબા ચોળે રે, રંગમાં રંગતાળી.
મા કરે કંકુડાં ઘોળે રે, રંગમાં રંગતાળી.

માંહે નાના તે વિધની ભાત રે, રંગમાં રંગતાળી.
ભટ્ટ વલ્લભને જોયાની ઘણી ખાંત રે, રંગમાં રંગતાળી.

વલ્લભ ભટ્ટ



## ૨૧૨. મા ગરબે રમે

મા! તું પાવાની પટરાણી કે, કાળી કાળિકા રે લોલ;
મા! તારો ડુંગરડે છે વાસ કે, ચડવું દોહ્યલું રે લોલ.
મા! તારા મંડપની શોભાય કે, મુખથી શી કહું રે લોલ?
આવી નોરતાંની નવરાત્ર કે, મા ગરબે રમે રે લોલ.

માએ છૂટા મેહેલ્યા કેશ કે, ફૂદડી બહુ ફરે રે લોલ;
માજીએ કીધો શુભ શણગાર કે, રમે રંગમાં રે લોલ.
ઓઢી અંબર કેરી જોડ કે, ચરણાં ચૂંદડી રે લોલ;
માએ કરી કેસરની આડ કે, વચમાં ટીલડી રે લોલ.

સેંથે ભરિયો છે સિંદૂર કે, વેણ કાળી નાગણી રે લોલ;
માને દાંતે સોનાની રેખ કે, ટીલીની શોભા ઘણી રે લોલ.
પાયે ઝાંઝરનો ઝમકાર કે, વાગે ઘૂઘરા રે લોલ;
ચોસઠ બહેની મળી છે ત્યાંય કે, શણગાર શોભા ઘણી રે લોલ.

. . . . . .

રાજાની ચતુરા ચંચલ નાર કે, કાળિકાને બેનપણાં રે લોલ
બેની મારી! ગરબે રમવા આવો કે, ભવાની મા કાળિકા! રે લોલ;
ખેલે મંડપની માંહ્ય કે, ફેર ફરે ફૂદડી રે લોલ
જોવા મળિયા તેત્રીસક્રોડ દેવ કે, ફૂલડાં વેરિયાં રે લોલ.*

વલ્લભ ભટ્ટ



## ૨૧૩. બાળી મા બહુચરા રે!

પાટણવાડું માનું પરગણું રે, મા!
વસિયાં ચુંવાળ ચોક રે;
બાળી મા બહુચરા રે!

. . .

ફૂલ ફગરનો, અંબે હો! ઘાઘરો રે, મા!
માને સાળુડે કસબી કોર રે: બાળી મા૦

લીલા તે ગજનું, અંબે હો! કાપડું રે, મા!
માને ગળે મોતીનો હાર રે: બાળી મા૦

---

*નોંધ:— 'મહાકાલીનો ગરબો' એ ઐતિહાસિક ગરબામાંની થોડી પંક્તિઓ લીધી છે.

બાંહે બાજૂબંધ, અંબે હો! બેરખા રે, મા!
માને કંકણ રતન-જડાવ રે: બાળી મા૦

લીલવટ ટીલડી, અંબે હો! શોભતી રે, મા!
માને હૈયે હીરાનો હાર રે: બાળી મા૦

પગે તે કડલાં, અંબે હો! શોભતાં રે, મા!
માને કાંબીઓ રતન-જડાવ રે: બાળી મા૦

માથાં ગૂંથ્યાં રે, અંબે હો! મીણિયાં રે, મા!
માને સેંથામાં શોભે સિંદૂર રે: બાળી મા૦

ઓઢી પહેરીને, અંબે હો! સિધાવિયાં રે, મા!
માએ ભકતોની કીધી વહાર રે: બાળી મા૦

ભટ્ટ રે વલ્લભની, અંબે હો! વિનતી રે, મા!
માજી! ઉતારોની ભવપાર રે: બાળી મા૦

વલ્લભ ભટ્ટ



## ૨૧૪. ગાગરનો ગરબો

ગગન મંડળ કરી ગાગરી રે, મા!
સુંદર સકલ શોભા ભરી રે, મા!
આંપે ભવાની ઉમંગ શું રે, મા!
રાસ રમે મધ્ય રંગ શું રે, મા!

નવ ગ્રહમાં સહુથી વડો રે, મા!
  આદિત્ય અખંડ કર્યો દીવડો રે, મા!
ઝળહળ જ્યોત બિંબ ગોળશું રે, મા!
  ઊગ્યો શશી તે કલા સોળ શું રે, મા!

કોણ કળા ભગવતીના ભેદની રે? મા!
  કોડિયું કર્યું તે માયે મેદની રે, મા!
વાતી વિશાળ મધ્ય મેરની રે, મા!
  યોજન પચાસ લક્ષ ફેરની રે, મા!

સાત સાગર ભર્યા ઘી તણા રે, મા!
  એવા બહુ ખેલ બહુચરાતણા રે, મા!
જોતાં જુગત જુગતી મળી રે, મા!
  ચોહોદિશે ચારૂ મુક્તાવલી રે, મા!

સ્થાવર જંગમ અનુરાગ શું રે, મા!
  ખાંતે બિરાજે વિભાગ શું રે, મા!
કચ્છપની ગાદી કરી રે, મા!
  મહામાયાએ માથે ધરી રે, મા!

માને મળી તે મન લાગની રે, મા!
  ઉપર ઊઢાણી શેષનાગની રે, મા!
અકલ આકાશની આંકણી રે, મા!
  ગાગર ઉપર ધરી ઢાંકણી રે, મા!

તેત્રીશ કરોડ વસ્મિ઼ે થયા રે, મા!
  આપે આપ ભૂલી ગયા રે, મા!
ઊચર્યા અમર એકઠા મથી રે, મા!
  ગાગરનાં તેજ તુલ્ય કો નથી રે, મા!

ત્રણ ભૂમાં કો ન શકે કથી રે, મા!
ગુણવંતી થઈ તે તે થકી રે, મા!
આઠે પહોર તે અમી ઝરે રે, મા!
જગત પાન તો બધાં કરે રે, મા!*

વલ્લભ ભટ્ટ



## ૨૧૫. ગરબે ઘૂમતાં જોગમાયા

આજ બહુચરાજી માત ગરબે રમે રે લોલ;
સુરીનર, મુનિવર, સહુને ગમે રે લોલ.
માજી રૂપ રાધિકા થકી ઘણું બણી રે લોલ;
કોટિ કામ, શશી સૂર્યની છબિ હણી રે લોલ.

ઠઠી ઠાઠ આઠ આઠ સખી સંગમાં રે લોલ;
બાળી બહુચરા કરે કલ્લોલ રંગમાં રે લોલ.
કરે ગાન તાન, પાન-પાત્ર હાથમાં રે લોલ;
ફરે રમક ઝમક ઠમક સખી સાથમાં રે લોલ.

દંત ઘૂંઘટ ગ્રહી રહી રસાલીઓ રે લોલ;
એક-એક શું લે હાથો હાથ તાલીઓ રે લોલ.
કેશ પાશ કસી વાળિયા અંબોડલા રે લોલ;
ફેર ફૂદડી ફરે ને લે હંબોડલા રે લોલ.

*નોંધ:—વલ્લભ ભટ્ટનો પ્રસિદ્ધ 'ગાગરનો ગરબો' માંથી થોડી પંક્તિઓ લીધી છે.

એ અખંડ ખેલ ખેલે બાળી બહુચરી રે લોલ;
ત્રણે દેવ લે ઓવારણાં ફરી ફરી રે લોલ.
વિષ્ણુ વાંસળી વજાડે શબ્દ-નાદ શું રે લોલ;
ડાક વાય છે મહાદેવ મરજાદ શું રે લોલ.

ધરી પાણિ પોથીઓ તે મહામુન્યમાં રે લોલ;
બ્રહ્મા વેદ ભણે ચારે મુખ ધૂનમાં રે લોલ.
પુષ્પ ચંદન વરસાવે વળી દેવતા રે લોલ;
અઠ્યાશી સહસ્ર ઋષિ ચરણ સેવતા રે લોલ.

ગિરિશ્વેત તજી સેવક કાજે ધસી રે લોલ;
કળિકાળમાં ચુંવાળમાં આવી વસી રે લોલ.
મન મોહ્યું ગોખ ચાચર સોહામણે રે લોલ;
ભટ્ટ વલ્લભ મેવાડો માને ભામણે રે લોલ.*

**વલ્લભ ભટ્ટ**



## ૨૧૬. અલબેલી અંબેમાત!

અલબેલી અંબેમાત, જોવાને જઈએ;
બલિહારી બહુચરમાત, જોવાને જઈએ.

આરાસુરમાં અંબા બિરાજે, પાવાગઢે મહાકાળી રે;
દક્ષિણ દેશે તુલજા ભવાની, ચુંવાળ બહુચરબાળી: જોવાને૦

*નોંધ:—પ્રસિદ્ધ 'શણગારનો ગરબો' માંની થોડી પંક્તિઓ.

જોવા જઈએ ને દુ:ખડાં ખોઈએ, આરાસુરમાં રહીએ રે;
આપ આપના મનની વ્યથા સૌ, અંબા આગળ કહીએ: જોવાને૦

માજી આગળ હવન થાય છે, ચીર ચૂંદડી ચઢે છે રે;
માનુની મળી મંગળ ગાયે, બ્રાહ્મણ વેદ ભણે છે: જોવાને૦

આંધળાંને મા આંખો આપે, પાંગળાંને દે પાય રે;
પુત્રહીનને પુત્ર આપે તું, ધન્ય ધન્ય બહુચર માય! જોવાને૦

જે કોઈ તુજ શરણે આવે, મા! તેની પૂરે આશ રે;
કર જોડી ભટ્ટ વલ્લભ વીનવે, હું તારો દીન દાસ: જોવાને૦

વલ્લભ ભટ્ટ



## ૨૧૭. લૂંટે રે ચોર!

લૂંટે લૂંટે રે મારગમાં ચોર, વસ્તીની વાટે;
એ તો નાગર નંદકિશોર, જમુનાને ઘાટે.

ક્યમ જઈએ મથુરા નગરી?
બેઠો દાણી જમુના ઘાટે રે;
ગોપી જનને ખાળી રાખે,
દાણની કોડી માટે રે: લૂંટે૦

કંસરાયની આણ ન માને,
એને વાધ્યો ઘણો ઉન્માદ રે;
વ્રજનારીનાં દૂધ દહીંનો,
શામળિયો લે સ્વાદ રે: લૂંટે૦

એ અખંડ ખેલ ખેલે બાળી બહુચરી રે લોલ;
ત્રણે દેવ લે ઓવારણાં ફરી ફરી રે લોલ.
વિષ્ણુ વાંસળી વજાડે શબ્દ-નાદ શું રે લોલ;
ડાક વાય છે મહાદેવ મરજાદ શું રે લોલ.

ધરી પાણિ પોથીઓ તે મહામુન્યમાં રે લોલ;
બ્રહ્મા વેદ ભણે ચારે મુખ ધૂનમાં રે લોલ.
પુષ્પ ચંદન વરસાવે વળી દેવતા રે લોલ;
અઠ્યાશી સહસ્ર ઋષિ ચરણ સેવતા રે લોલ.

ગિરિશ્વેત તજી સેવક કાજે ધસી રે લોલ;
કળિકાળમાં ચુંવાળમાં આવી વસી રે લોલ.
મન મોહ્યું ગોખ ચાચર સોહામણે રે લોલ;
ભટ્ટ વલ્લભ મેવાડો માને ભામણે રે લોલ.*

**વલ્લભ ભટ્ટ**



## ૨૧૬. અલબેલી અંબેમાત!

અલબેલી અંબેમાત, જોવાને જઈએ;
બલિહારી બહુચરમાત, જોવાને જઈએ.

આરાસુરમાં અંબા બિરાજે, પાવાગઢે મહાકાળી રે;
દક્ષિણ દેશે તુલજા ભવાની, ચુંવાળ બહુચરબાળી: જોવાને૦

*નોંધ:—પ્રસિદ્ધ 'શણગારનો ગરબો' માંની થોડી પંક્તિઓ.

જોવા જઈએ ને દુઃખડાં ખોઈએ, આરાસુરમાં રહીએ રે;
આપ આપના મનની વ્યથા સૌ, અંબા આગળ કહીએ: જોવાને૦

માજી આગળ હવન થાય છે, ચીર ચૂંદડી ચઢે છે રે;
માનુની મળી મંગળ ગાયે, બ્રાહ્મણ વેદ ભણે છે: જોવાને૦

આંધળાંને મા આંખો આપે, પાંગળાંને દે પાય રે;
પુત્રહીનને પુત્ર આપે તું, ધન્ય ધન્ય બહુચર માય! જોવાને૦

જે કોઈ તુજ શરણે આવે, મા! તેની પૂરે આશ રે;
કર જોડી ભટ્ટ વલ્લભ વીનવે, હું તારો દીન દાસ: જોવાને૦

વલ્લભ ભટ્ટ



## ૨૧૭. લૂંટે રે ચોર!

લૂંટે લૂંટે રે મારગમાં ચોર, વસ્તીની વાટે;
એ તો નાગર નંદ કિશોર, જમુનાને ઘાટે.

ક્યમ જઈએ મથુરા નગરી?
બેઠો દાણી જમુના ઘાટે રે;
ગોપી જનને ખાળી રાખે,
દાણની કોડી માટે રે: લૂંટે૦

કંસરાયની આણ ન માને,
એને વાધ્યો ઘણો ઉન્માદ રે;
વ્રજનારીનાં દૂધ દહીંનો,
શામળિયો લે સ્વાદ રે: લૂંટે૦

એ અખંડ ખેલ ખેલે બાળી બહુચરી રે લોલ;
ત્રણે દેવ લે ઓવારણાં ફરી ફરી રે લોલ.
વિષ્ણુ વાંસળી વજાડે શબ્દ-નાદ શું રે લોલ;
ડાક વાય છે મહાદેવ મરજાદ શું રે લોલ.

ધરી પાણિ પોથીઓ તે મહામુન્યમાં રે લોલ;
બ્રહ્મા વેદ ભણે ચારે મુખ ધૂનમાં રે લોલ.
પુષ્પ ચંદન વરસાવે વળી દેવતા રે લોલ;
અઠ્યાશી સહસ્ર ઋષિ ચરણ સેવતા રે લોલ.

ગિરિશ્વેત તજી સેવક કાજે ધસી રે લોલ;
કળિકાળમાં ચુંવાળમાં આવી વસી રે લોલ.
મન મોહ્યું ગોખ ચાચર સોહામણે રે લોલ;
ભટ્ટ વલ્લભ મેવાડો માને ભામણે રે લોલ.*

**વલ્લભ ભટ્ટ**



## ૨૧૬. અલબેલી અંબેમાત!

અલબેલી અંબેમાત, જોવાને જઈએ;
બલિહારી બહુચરમાત, જોવાને જઈએ.

આરાસુરમાં અંબા બિરાજે, પાવાગઢે મહાકાળી રે;
દક્ષિણ દેશે તુલજા ભવાની, ચુંવાળ બહુચરબાળી: જોવાને૦

*નોંધ:—પ્રસિદ્ધ 'શણગારનો ગરબો' માંની થોડી પંક્તિઓ.

નંદ સાધુ ને સતી જશોદા,
આ કાનુડો કોણ સરખો રે?
સર્વાંગે ચંચળ ખોટા રે,
નખશિખ, બાઈ! એને નરખો રે: લૂંટે૦

એણે ઘેલાં કીધાં ગોપગોપીને
વળી વશ કર્યું વ્રજગ્રામ રે;
જમુના ઘાટે દાણ દધીનાં,
કાઢ્યું કુળમાં નામ રે: લૂંટે૦

ઘરમાંથી મહી માખણ ચોરે,
વળી માર્ગ માંહી મહી લૂંટે રે;
પ્રેમાનંદ પ્રભુએ મુખ માગ્યું,
દાણ આપે તે છૂટે રે: લૂંટે૦

**પ્રેમાનંદ ભટ્ટ**



## ૨૧૮. રાધાજીના મહિના

કહોને, સખિ! કારતક કેમ જાશે? કે વનમાં મોરલી કોણ વાશે?
કે મહીના દાણી કોણ થાશે?
કે જમુના જાવા દો પાણી.

માગશરે મન મારૂં મળિયું, કે વિખિયા ભાવ થકી ટળિયું;
જેમ લુણ પાણીમાં ભળિયું:
કે જમુના જાવા દો પાણી.

નંદ સાધુ ને સતી જશોદા,
આ કાનુડો કોણ સરખો રે?
સર્વાંગે ચંચળ ખોટા રે,
નખશિખ, બાઈ! એને નરખો રે: લૂંટે૦

એણે ઘેલાં કીધાં ગોપગોપીને
વળી વશ કર્યું વ્રજગ્રામ રે;
જમુના ઘાટે દાણ દધીનાં,
કાઢ્યું કુળમાં નામ રે: લૂંટે૦

ઘરમાંથી મહી માખણ ચોરે,
વળી માર્ગ માંહી મહી લૂંટે રે;
પ્રેમાનંદ પ્રભુએ મુખ માગ્યું,
દાણ આપે તે છૂટે રે: લૂંટે૦

પ્રેમાનંદ ભટ્ટ



## ૨૧૮. રાધાજીના મહિના

કહોને, સખિ! કારતક કેમ જાશે? કે વનમાં મોરલી કોણ વાશે?
કે મહીના દાણી કોણ થાશે?
કે જમુના જવા દો પાણી.

માગશરે મન મારૂં મળિયું, કે વિખિયા ભાવ થકી ટળિયું;
જેમ લુણ પાણીમાં ભળિયું:
કે જમુના જવા દો પાણી.

પોષે શોષ પડ્યા અમને, વા'લાજી મારા! શું કહિયે તમને?
દિલાસા દીધા છે અમને;
કે જમુના જાવા દો પાણી.

માહે મકર તણે માતે, કે ફૂલડિયાં વેરતી ખાંતે;
કે વા'લાજી મારા મથુરાની વાટે:
કે જમુના જાવા દો પાણી.

ફાગણે ફેર ફરે હોળી, કે આછાં ચરણાં ને ચોળી;
કે ચૂંદડી મારી કેસરમાં રોળી:
કે જમુના જાવા દો પાણી.

ચૈતરે ચતુરા ચિત્ત ધરતી, કે વા'લાજીના ગુણ ગાતી ફરતી;
તો યે મારે વાલે કીધી નરતી:
કે જમુના જાવા દો પાણી.

કે વૈશાખે વાયા વાવલિયા, કે ઘેર પધારો, નાવલિયા!
કે દૂધડે ધોઉં તારા પાવલિયા:
કે જમુના જાવા દો પાણી.

જેઠે જગજીવન આવ્યા, કે સૌ લોક વધામણી લાવ્યા;
વા'લાજી મારા કશું યે ના કાવ્યા:
કે જમુના જાવા દો પાણી.

અષાડે અબળા થઈ ઝાંખી, વાલે મારે ભર વિજોગે રાખી;
વિચારો હવે વાત થશે વાંકી:
કે જમુના જાવા દો પાણી.

ફાગણ માસે આવી હોળી,
લીધાં અબીલ-ગુલાલ ભરી ઝોળી;
સાથે લીધાં હો! કેસર ઘોળી રે: સાહેલી રે!૦

હરિવરને ઘેર્યા આજે,
ને કોઈ આંખ પ્રભુની આંજે;
જન નાના રે મુખડું માંજે રે: સાહેલી રે!૦

બ્રહ્માનંદ



## ૨૨૩. રંગભર જી વાંસળી રે!

હેલી! મારે વાલીડે રે ક્હાન,
વજાડી રે રંગભર જી વાંસળી રે, માણા રે રાજ!
પ્યારી બોલે રે વાંસળી, માણા રે રાજ!

ભાવે વજાડી હો જી મોરલી રે,
રંગભીને વ્રજરાજ;
શબ્દ સુણીને હો જી સુંદરી રે,
ભૂલી સર્વે ઘરડાંનું કાજ રે: હેલી૦

બેહદ વાગી હો જી વાંસળી રે,
તીખી જો નૌતમ તાન;
ચૌદ ભુવન ધૂન હો જી સાંભળી રે,
છૂટયું જો શંકર કેરું ધ્યાન રે; હેલી૦

મનમાંહે હરખી હો જી માનની રે,
રંગભર ગળતી રે રેણ;
બ્રહ્માનંદને હો જી વાલમે રે;
વાઈ રે અલૌકિક વેણ રે: હેલી૦

બ્રહ્માનંદ



## ૨૨૪. મોરલી જી હો!

મોરલીમાં મોહી છું વારી, ધીરી ધીરી વાજો હો!
માણીગર માવા!

મીઠી ને બોલે છે હો! તારી રે મોરલી જી હો!
માણીગર માવા!

ભણક પડી છે મારે કાન જી હો!
નટવર! તારી મોરલી જી હો!
માણીગર માવા!

મનડું ઘાયલ હો! થયું રે,
માહેરૂં જી હો! માણીગર માવા!
તનડું વેધાણું ઘેરી તાન જી હો!
કુંજવિહારી! મોરલી જી હો! માણીગર માવા!

દિલમાં દીવાની હો! જેવી રે,
હું થઈ જી હો! માણીગર માવા!
ઝંખના લાગી છે આઠે જામ જી હો!
પ્રીતમ પ્યારા! મોરલી જી હો! માણીગર માવા!

જો અતિ જીવાળા થાશો, બહારે જઈ દોરી કોઈને પાશો;
તો, ગિરિધરજી! ગાળ્યું ખાશો: ચારી૦

ઝાઝું ખડ નીલું ત્યાં જઈને, ચારી આવો પાણીડું પાઈને;
વહાલા બ્રહ્માનંદના સીધા થાઈને: ચારી૦

બ્રહ્માનં



## ૨૨૭. કહાનસેં નેડો

કહાનસેં નેડો, કહાનસેં નેડો, કહાનસેં નેડો,
લગો મુંજો કહાનસેં નેડો;
કિં છડિયાં હીનજો કેડો રે:
લગો મુંજો કહાનસેં નેડો.

મોરલી સુંણધેં મુંજો મનડો વીંધાઈ વયો;
ભરિદેનિ ભૂલી આઉં, જલજો બેડો;
લગો મુંજો કહાનસેં નેડો: કહાનસેં૦

હિનડે સંસારિયેમેં, વયો ન લગેડે સારો;
જોરાવર જગજેજીવન, જાદવ જેડો;
લગો મુંજો કહાનસેં નેડો: કહાનસેં૦

રૂપતાં નિહારી ચંગો, અંખિયેમેં રખી ગીડો;
ચિત્તાડેમેં ખૂંતો ઓ જો પાગજો છેડો;
લગો મુંજો કહાનસેં નેડો: કહાનસેં૦

બ્રહ્માનંદ જોડે વલો, જેતે હોય તેતે હલો;
ભલો ભલો આઉં રખંદી જીવજે ભેડો;
લગો મુંજો કહાનસેં નેડો: કહાનસેં૦

બ્રહ્માનંદ



## ૨૨૮. પાણી કિં ભરિયાં?

કિં ભરિયાં ડે? કિં ભરિયાં ડે? કિં ભરિયાં ડે? કિં ભરિયાં ડે?
હોડે ભેણુલ! પાણી કિં ભરિયાં?

આડો અચેથો જમુના આરે ડે, યેજે ટારેસેં ડરિયાં ડે;
કાનો ફોડે ગાગરિયાં: હોડે ભેણુલ!૦

ગાળ્યુંની કંદી ગોઠમેં ડે વંજી, નીઠી નિગરિયાં ડે;
કાનો ફોડે ગાગરિયાં: હોડે ભેણુલ!૦

વાંસે અચેથો મુજે વિઠલો ડે, આવું વનમેં જેત ફરિયાં ડે;
કાનો ફોડે ગાગરિયાં; હોડે ભેણુલ!૦

બ્રહ્માનંદ ચેની હીન કેડે હાણે, આઊં કોરો કરિયાં ડે?
કાનો ફોડે ગાગરિયાં: હોડે ભેણુલ!૦

બ્રહ્માનંદ



## ૨૨૯. કહાનુડાનાં કમડલાં

તમે જોવોને, જશોદા માત રે! કહાનુડાનાં કમડલાં;
મારે કેડે પડયો છે દિનરાત રે, કહાનુડાનાં કમડલાં.

આવી કટાંણે છોડી મેલે છે વાછરું,
હાં રે લાગે ચોરીનું મહી અતિ સ્વાદ રે: કહાનુડાનાં૦

સરખા સરખા રે લાવે બેક છોકરા,
હાં રે કરે ઘરમાં પેસીને ઉધમાત રે: કહાનુડાનાં૦

વાંસે ફરે છે એને માંકડાંની મંડળી,
હાં રે ખાય ખવરાવેને ફોડે ઠામ રે: કહાનુડાનાં૦

ક્રોધ કરિયે તો હસે ઊભો રહીને આંગણે,
હાં રે એણે ચાક ચડાવ્યું બધું ગામ રે: કહાનુડાનાં૦

પોતે થાય છે ધણી ચોર કરે અમને,
હાં રે બોલે મનમાં આવે તેમ ગાળ રે: કહાનુડાનાં૦

બ્રહ્માનંદના વહાલાની શી કહું વાતડી?
હાં રે લઈ ચૂંટી રોવરાવે નાનાં બાળ રે: કહાનુડાનાં૦

બ્રહ્માનંદ



## ૨૩૦. લાલ તમારો છે

જશોદા! કહીને સમજાવો, લાલ તમારો છે;
અમ સાથે બાંધ્યો દાવો, લાલ તમારો છે.

કેમ કીધો લાડકવાયો? લાલ તમારો છે;
અમારે મોહોલે આવ્યો, લાલ તમારો છે.

એ માટે ઝાલી આવ્યાં, લાલ તમારો છે;
એને છોરે ચાક ચડાવ્યાં, લાલ તમારો છે.

શું કહીએ ઝાઝું? માડી! લાલ તમારો છે;
રોળે છે દહાડી દહાડી, લાલ તમારો છે.

હવે કરવા શીખ્યો ચોરી, લાલ તમારો છે;
ઝાલ્યો છે જોરાં જોરી, લાલ તમારો છે.

બ્રહ્માનંદ કહે સમખાઈને, લાલ તમારો છે;
તમે જાયો તો શું ખાઈને? લાલ તમારો છે.

બ્રહ્માનંદ



## ૨૩૧. ગ્વાલણી જૂઠી છે

હીબકતા બોલ્યા બળિયો, ગ્વાલણી જૂઠી છે;
એણે મુજને નિર્બળ કરિયો, ગ્વાલણી જૂઠી છે.

હું ચોરીમાં શું જાણું? ગ્વાલણી જૂઠી છે;
હા, મેં કીધું ઘેંગાણું, ગ્વાલણી જૂઠી છે.

હું નાનો ને એ મોટી, ગ્વાલણી જૂઠી છે;
એક મારી મુજને સોટી, ગ્વાલણી જૂઠી છે.

મુને ઝાઝી ગાળી દીધી, ગ્વાલણી જૂઠી છે;
મારી મોરલી ખૂંચી લીધી, ગ્વાલણી જૂઠી છે.

મા! એ સાચું નવ બોલે, ગ્વાલણી જૂઠી છે;
મસ્તાની થઈને ડોલે, ગ્વાલણી જૂઠી છે.

બ્રહ્માનંદ કહે એમની વાણી, ગ્વાલણી જૂઠી છે;
ઘર જાવાની નિશાની, ગ્વાલણી જૂઠી છે.

બ્રહ્માનંદ



## ૨૩૨. નંદકુંવર કેડે પડ્યો

કેમ ભરિયે રે? કેમ ભરિયે
જળ જમુનાંકો નીર?
નંદકુંવર કેડે પડયો, કેમ ભરિયે રે?

વહાલો તાકી મારે પિચકારીઓ,
આવી વાગે, આવી વાગે રે,
આવી વાગે, તનડામાં તીર,
નંદકુંવર કેડે પડ્યો, કેમ ભરિયે રે? જળ૦

વહાલા હળવા દિવસ હોળી તણા,
હળવા એ, હળવા એ રે,
હળવા એ હળધરજીકો વીર,
નંદકુંવર કેડે પડ્યો, કેમ ભરિયે રે? જળ૦

વહાલે અબીલગુલાલે ઘેલાં કર્યાં,
વણસાડ્યાં, વણસાડ્યાં રે,
વણસાડ્યાં, ચોળી ને ચીર,
નંદકુંવર કેડે પડ્યો, કેમ ભરિયે રે? જળ૦

વહાલો જંત્ર વગાડે એના મંત્રમાં,
કોઈ ન જાણે, કોઈ ન જાણે રે,
કોઈ ન જાણે, એના ગુણગંભીર,
નંદકુંવર કેડે પડ્યો, કેમ ભરિયે રે? જળ૦

વહાલા ભક્ત ભોવન પ્રભુ! તમ વિના,
કોને ભાવે? કોને ભાવે રે?
કોને ભાવે જમુનાજીકો નીર?
*નંદકુંવર કેડે પડ્યો, કેમ ભરિયે રે? જળ૦

ભોવન ભક્ત

---

*સરખાવો દયારામના આ કાવ્ય સાથે—
'કેમ ભરિયે રે? ક્યમ ભરિયે? જળ જમુનાનાં નીર?' જુઓ પૃ. ૧૮૮.

## ૨૩૩. મધુર વાંસળી વાગે

મધુર મધુર ધૂની વાંસળી વાગે,
રાસ રચ્યો મહારાજ રે: મધુર૦

શરદ પૂનમ તણી રેણી ઝગારી,
ત્રટ જમુના સુખકારી રે: મધુર૦
સકળ સખી મળી વ્રજની વિહારી,
સાથે છે સાજ સમાજ રે: મધુર૦

અંગ ઉમંગ આનંદથી માતી,
મંજુલ મંજુલ ગાતી રે: મધુર૦
વાતી તરંગી સારંગી સિતારી,
ચંગ ઉપંગ પખવાજ રે: મધુર૦

ગત મત વિવિધ પ્રકારે વગાડે,
પાડે છે લળી લળી તાળી રે: મધુર૦
ધી ધી કટ ધા કટ ધુ ધુ કટ ધૈ યા,
ધા ધા ધી ની ધી ધી ની અવાજ રે: મધુર૦

નાચે મુરારિ, નચાવે પ્યારી,
અરસ પરસ કર ધારી રે: મધુર૦
થનક થનક થેઈ થેઈ તાતા થૈયા,
ખેલે કનૈયાજી આજ રે: મધુર૦

સુર મુનિવર ચઢી ગગન વિમાને,
ધ્યાન ધરી કરે ગાન રે: મધુર૦
છોટમદાસ સદા બલિહારી,
પંકજ પદ-રજ કાજ રે: મધુર૦

છોટમદાસ



## ૨૩૪. માડી ગરબે રમવા આવિયાં

આવી રૂડી શરદ પૂનમની રાત, ચળકી રહી ચાંદણી રે લોલ;
હળી મળી રમતો સહિયર સાથ, શોભા છે સોહામણી રે લોલ.

માડી મારી ગરબે રમવા કાજ, કૃપા કરી આવિયાં રે લોલ;
નથી નથી શોભાનો કાંઈ પાર, સેવક મન ભાવિયાં રે લોલ.

રૂપ જોઈ રોહિણી રનાદે રતિ શચિ રે, ઉમા ને રમા હારિયાં રે લોલ;
ગાંધર્વ કિન્નરી પન્નગી સહુ નારી, તે જાએ વારી વારિયાં રે લોલ.

શીશ વેણી વાસુકિ સમાણી ગૂંથી, માંહી માંગ મોતીડે ભરી રે લોલ;
રાજે રૂડી રાખડી ગોફણો ચાક, ચમરી, સિંદૂરની રેખા કરી રે લોલ.

શોભે કાને વાળીઓ જડાવ, ઝાલ ઝૂમખાં, દમકે ભાલે દામણી રે લોલ;
કોટે હાર ચંદનસરી ને હેમ સાંકળી, નાકે વાળી સોહામણી રે લોલ.

ટીલડી લલાટે રંગ ઝકોળ, ભ્રૂકુટિ ટપકી કરી રે લોલ,
મુખમાં ભરિયાં છે તંબોળ, જોઈને જાએ નજર ઠરી રે લોલ.

હાથે સાંકળાં કડાં ને બાજૂબંધ, ઘૂઘરી અને બેરખી રે લોલ;
ચળકતી સુવર્ણ ચૂડી રસાળ, ખળકતી એ નીરખી રે લોલ.

ઝાંઝર નેપુર ધરિયાં પાય, ઘૂઘરા જેને ઘમકતા રે લોલ
વાગે ઝાંઝરનો ઝમકાર, ધરંતા પાય ઠમકતા રે લો'

ઓઢી ચીર ચૂંદડી કસૂંબલ ઝકોળ, ચરણા ને ચોળી રાજતી રે લોલ
કૂદડીએ ફરતાં ઘૂઘરી ઘોર, ફૂમતડે વાજતી રે લોલ

લળી લળી તાલી લેતાં હાથ, કટિ તો ધરણી ઢળી રે લોલ
લોલ લોલ કહેતાં દમકે દંત, શોભે દાડમકળી રે લોલ

ગરબો જોવા બ્રહ્મા, મહેશ, નારાયણ આવિયા રે લોલ
જોઈ મારી માડીકેરૂં રૂપ, કે ભાન ભુલાવિયા રે લોલ.

નારદ વીણા તંબૂર વાય, મહેશ રહ્યા નાચતા રે લોલ;
વિષ્ણુ વાંસળી વગાડે ત્યાંય, દેવતા સહુ જાચતા રે લોલ.

જોઈ મારી માડીનો એ ઠાઠ, જાઉં છું વારણે રે લોલ;
બલિહારી હું છોટમદાસ, કરૂણાને કારણે રે લોલ.

**છોટમદા**



## ૨૩૫. જોગમાયા રે!

રમે તેવ તેવડી જોગમાયા રે, ગરબે ઘૂમે છે;
જેને નામે પાવન થાય કાયા રે, ગરબે ઘૂમે છે.
જોગમાયા રે, ગરબે ઘૂમે છે.

અંગે કીધા છે સોળ શણગાર રે, ગરબે ઘૂમે છે;
થાય રંગમાં થૈ થૈ કાર રે, ગરબે ઘૂમે છે: જોગમાયા૰

ઝાંઝર નેપુર ધરિયાં પાય, ઘૂઘરા જોને ઘમકતા રે લોલ
વાગે ઝાંઝરનો ઝમકાર, ધરંતા પાય ઠમકતા રે લો

ઓઢી ચીર ચૂંદડી કસૂંબલ ઝકોળ, ચરણા ને ચોળી રાજતી રે લોલ
ફૂદડીએ ફરતાં ઘૂઘરી ઘોર, ફૂમતડે વાજતી રે લોલ

લળી લળી તાલી લેતાં હાથ, કટિ તો ધરણી ઢળી રે લોલ
લોલ લોલ કહેતાં દમકે દંત, શોભે દાડમકળી રે લોલ

ગરબો જોવા બ્રહ્મા, મહેશ, નારાયણ આવિયા રે લોલ
જોઈ મારી માડીકેરું રૂપ, કે ભાન ભુલાવિયા રે લોલ.

નારદ વીણા તંબૂર વાય, મહેશ રહ્યા નાચતા રે લોલ;
વિષ્ણુ વાંસળી વગાડે ત્યાંય, દેવતા સહુ જાચતા રે લોલ.

જોઈ મારી માડીનો એ ઠાઠ, જાઉં છું વારણે રે લોલ;
બલિહારી હું છોટમદાસ, કરૂણાને કારણે રે લોલ.

**છોટમદા**



## ૨૩૫. જોગમાયા રે!

રમે તેવ તેવડી જોગમાયા રે, ગરબે ઘૂમે છે;
જેને નામે પાવન થાય કાયા રે, ગરબે ઘૂમે છે.
જોગમાયા રે, ગરબે ઘૂમે છે.

અંગે કીધા છે સોળ શણુગાર રે, ગરબે ઘૂમે છે;
થાય રંગમાં થૈ થૈ કાર રે, ગરબે ઘૂમે છે: જોગમાયા૦

નવ દહાડા રમે નવરાત રે, ગરબે ઘૂમે છે;
ભાવે ખેલીને બહુવિધ ભાત રે, ગરબે ઘૂમે છે: જગમાયા૦

રમે આનંદ વનમાં રાસ રે, ગરબે ઘૂમે છે;
માંહે નાચે બ્રહ્મા, અવિનાશ રે, ગરબે ઘૂમે છે: જગમાયા૦

શિવ ડમરૂ વગાડે ને ગાય રે, ગરબે ઘૂમે છે;
ત્યાં નવલા નાટારંભ થાય રે, ગરબે ઘૂમે છે: જગમાયા૦

નાચે વિષ્ણુને વેણુ વજાડે રે, ગરબે ઘૂમે છે;
મહાલક્ષ્મીજી તાળી પાડે રે, ગરબે ઘૂમે છે: જગમાયા૦

ચાર વેદનાં ગાન સંભળાય રે, ગરબે ઘૂમે છે;
માંહી નારદ તુંબરુ વાય રે, ગરબે ઘૂમે છે: જગમાયા૦

રમે ઉર્વશી, મેનકા મહાલે રે, ગરબે ઘૂમે છે;
ઘમકે ઘૂઘરી ને ઠમકે ચાલે રે, ગરબે ઘૂમે છે: જગમાયા૦

નવ દહાડા નવા રંગ થાય રે, ગરબે ઘૂમે છે;
દાસ શિવરામ વિનતિ ગાય રે, ગરબે ઘૂમે છે: જગમાયા૦

**શિવરામ**

## ૨૩૭. ગરબો ખેલું જ્ઞાનનો

હું તો ગરબો ખેલું જ્ઞાનનો રે,
આ તો જૂઠી માયા જાળ;
હું તો ગરબો ખેલું જ્ઞાનનો રે.

હમે પાંચ પચીશ મળી મંડળી રે,
ગોરી! ગરબે રમવા ચાલ: હું તો૦

તહાં તાળી પડે છે ત્રણ તાપની રે,
તું તો સુરતા રાખજે તાલ: હું તો૦

હું તો ફરતી રમતી ફૂદડી રે,
મને જમણે હાથે ઝાલ: હું તો૦

મેં તો ગરબો રમવા કારણે રે,
ઘેર રોતાં મેલ્યાં બાળ: હું તો૦

મને રમતાં સ્વામી સાંભર્યા રે,
મને પડી છે પેટમાં ફાળ: હું તો૦

મારી પાડોશણ પૂર પાપણી રે,
મને જૂઠાં ચડાવે આળ: હું તો૦

એ તો ગરબો ગુરૂજી નામનો રે,
હું તો ગરબો ગાઈને થઈ ન્યાલ: હું તો૦

એવો ગરબો અર્જુન ગાય છે રે,
તેને શું કરશે ક્રોધ કાળ? હું તો૦

અર્જુનદાસ



## ૨૩૮. બ્રહ્મમંડલમાં રાસ

(ઢાળ: ઓધવ! અલબેલાને કહેજો કે જેમ હમે કહાવિયે રે લોલ)

સૂરતી જઈને ચડી આકાશ,
કે હેઠી હવે નહીં ભમે રે લોલ;
રમવા બ્રહ્મમંડલમાં રાસ,
કે બીજું કંઈ નહીં ગમે રે લોલ.

ત્રિગુણ આદિ લેઈ સર્વે દેવ,
કે સુખડાં કોણ ગણે રે લોલ?
ધન્ય ધન્ય પુરૂષોત્તમનું ધામ,
કે વર્ણવ નવ બને રે લોલ.

જે કને અટલ અખંડ ધૂનીકાર,
કે વાજાં વાગે ઘણાં રે લોલ;
ગાવાં ત્યાં વેણુરસનાં એ ગીત,
કે સૌ તેવ તેવડાં રે લોલ.

સામાં ત્યાં સોળ પ્રકારનાં જૂથ,
દીસે એક એકમાં રે લોલ;
પુરૂષોત્તમ પૂરણ ભક્તિ પ્રતાપ,
કે જાય તે વિવેકમાં રે લોલ.

પુરૂષોત્તમદાસ



સર રે શુદ્ધ ભાવ માનની, કુંકુમ કમળા કંથ રે;
ાન ગુલાલ, અગરજા અનુભવ,
 ખેલ્યો અખંડ વસંત, રમિયે હોળી રે: આજ૦

પ્રેમ પુષ્પ, ચિત્ત ચંદન ચરચો, અરચો આનન્દકારી રે;
મહા મંગળમય વચન ઉચ્ચારો,
 નીરખો નવલ વિહારી, રમિયે હોળી રે: આજ૦

જ્યાં જેવો ત્યાં તેવો થઈને, રસિયે રંગ મચાવ્યો રે;
પ્રીતમનો સ્વામી સુન્દર વર,
 તે મારે મન ભાવ્યો, રમિયે હોળી રે: આજ૦

**પ્રીતમદાસ**



## ૨૪૧. શ્રીકૃષ્ણજન્મની વધાઈ

આનંદ સાગર ઉલટયો વ્રજમેં,
 વાગે રાત્રે વધાઈ, લાલ!
ગરગડે નોબત નંદજીને આંગણે,
 મધુરે મધુરે સ્વર શરણાઈ, લાલ!

કુંકુમ કેસર કેરાં છાંટણાં,
 ચતુરા ચોક પૂરાવ્યા મોતી, લાલ!
નવરંગ તોરણ બાંધ્યાં બારણે,
 [illegible] જ્યોતિ, લાલ!

સજતી આભ્રણ અંગ સુલોચના,
અંબર ઓપે અંગે એવાં, લાલ!
મંગળ ગાતી સર્વે માનુની,
તનમન રીઝે, ભીંજે અંગે, લાલ!

પ્રાણજીવન હરિ પ્રગટ્યા,
પ્રેમી જનનાં કારજ કરવાં, લાલ!
અસુરો અનેક સંહારવા,
સાધુ કેરાં સંકટ હરવાં, લાલ!

વ્રજ વૃંદાવન મન રેલી રહ્યું,
સૂરજસુતા મન હરખ ન માએ, લાલ!
સુરપતિ કુસુમતણી વૃષ્ટિ કરે,
પ્રીતમ પ્રેમ થકી ગુણ ગાએ, લાલ!

પ્રીતમદાસ



## ૨૪૨. હે વાંસલડી!

(ઢાળ: ઓ વાંસલડી! વેરણ થઈ લાગી રે વ્રજની નારને)

રાધા:

હે વાંસલડી! વેરણ થઈ લાગી રે વ્રજની નારને;
શું શોર કરે? જાતલડી તારી રે મન વિચારને.

તેં એવડાં કામણ શાં કીધાં?
શામળિયે મુખ ચુંબન દીધાં;
[illegible] લીધાં; હે વાંસલડી! ૦

તુને કોડ કરી કૃષ્ણે ઝાલી,
ગૌ નાદ સુણી આવે ચાલી;
તું વિશ્વંભરને બહુ વ્હાલી: હે વાંસલડી! ૦

પૂરતું તું કાંઈ નથી લાવી,
ઉઘાડે છોગે છે આવી;
ભગવાન તણે મન બહુ ભાવી: હે વાંસલડી! ૦

તેં વ્રત વ્રતાદિક શું કીધું?
રાધા થકી માન અધિક લીધું!
*તુંને આલિંગન પ્રભુએ દીધું; હે વાંસલડી! ૦

**પ્રીતમદાસ**



## ૨૪૩. રાધા પ્યારી!

(ઢાળ: ઓ વાંસલડી! વેરણ થઈ લાગી રે વ્રજની નારને)

**વાંસલડી:**

રાધા પ્યારી! પ્રેમી જનને દોષ ઘણો નવ દઈએ,
કપટી નવ થવું, જપ તપ કરિયે તો ભવસાગર તરિયે.

મારો મેઘ પિતા, પૃથ્વી માતા,
મારા લેખ લખી ગઈ વિધાતા;
સુન્દરશ્યામ મળે થઈ છે શાતા: રાધા પ્યારી!૦

---

*સરખાવો દયારામના આ કાવ્ય સાથે—
'ઓ વાંસલડી! વેરણ થઈ લાગી રે વ્રજની નારને.' "રાસકુંજ" ની ત્રીજી આવૃત્તિ, પૃ. ૧૬૬.

છે બંસીબટ જનમ મારો,
તેથી મુજ પર મોહ્યો કંથ તારો;
છે કોયલનાથી કંઠ સારો: રાધા પ્યારી!૦

હું ધર્મે ધોલે છઉં દીધી,
માબાપે પાણ નથી લીધી;
મુને માનીતી પ્રભુએ કીધી: રાધા પ્યારી!૦

મુને મોહન મુખપર માન ઘણું,
વૃન્દાવનમાં હરિસંગ હેરૂં;
હું ત્રિકમ તનમન માંહે ધરૂં: રાધા પ્યારી!૦

મારે પુણ્યના સૂત્ર બહુ પ્રગટયા,
મેં નટવર નાગર મુખથી રટયા;
*ભવસાગર જીવન ફંદ મટયા: રાધા પ્યારી!૦

પ્રીતમદાસ



## ૨૪૪. લાડકવાયો લાલ

(ઢાળ: ઓ વાંસલડી! વેરણ થઈ લાગી રે વ્રજની નારને)

**વ્રજનારી:**

હે યશોદાજી! આવડો લાડકવાયો લાલ ન કીજે;
ચાલો, ત્યાં સુધી, સુતનાં પ્રેમ ચરિત્ર દેખાડી દીજે.

---

*સરખાવો દયારામના આ કાવ્ય સાથે—
'ઓ વ્રજનારી! શા માટે તું અમને આળ ચઢાવે?' "રાસકુંજ" ની ત્રીજી આવૃત્તિ, પૃ. ૧૯૭.

વ્હાલે કૌતુક કીધું મન્દિરમાં,
માખણનો પીંડો લઈ કરમાં;
બહુ માકડલાં ઘાલ્યાં ઘરમાં: હે યશોદાજી!૦

વ્હાલો સૂતાં બાલકનાં અંગ મોડે,
બાંધ્યાં વાછરડાં જઈ છોડે;
દધી ભાંડ તે દૂર રહી ફોડે: હે યશોદાજી!૦

વ્હાલો સંતાડ્યું શોધી કહાડે,
ઊંચેથી હેઠું ઉતારે;
ખાય, ખવરાવે ને બીજું બગાડે: હે યશોદાજી!૦

વ્હાલો કોઈનું કીધું નવ માને,
મ્હારાં મહી ખાધાં છાને માને;
વ્રજનારીનો પાલવડો તાણે: હે યશોદાજી!૦

પ્રીતમનો સ્વામી છે રસિયો,
મહીમાખણ ખાવાને ધસિયો;
*ધન્ય ભાગ્ય અમારા વ્રજવસિયો: હે યશોદાજી!૦

**પ્રીતમદાસ**



---

*સરખાવો દયારામના આ કાવ્ય સાથે—
'ઓ જશોદાજી! એવડો લાડકવાયો લાલ ન કીજીએ' "રાસકુંજ" ની ત્રીજી આવૃત્તિ, પૃ. ૧૬૮.

## ૨૪૫. હે વ્રજનારી!

(ઢાળ: ઓ વાંસલડી! વેરણ થઈ લાગી રે વ્રજની નારને)

જશોદાજી:

હે વ્રજનારી! નિત્ય ઊઠી શા માટે ઝઘડો લાવે?
હવે રહે વારી, કાનડને કાં કૂડાં કલંક ચઢાવે?

આ અણઘટતું ન ઘટે તુજને,
તેં વચન અનેક કહ્યાં મુજને;
તેથી અવળું લાગે છે અમને: હે વ્રજનારી!૦

અલબેલાથી હીંડે આડી,
ચાવટે જઈ નિત્ય કરે ચાડી;
તેથી દિલ દાઝે મારૂં દા'ડી: હે વ્રજનારી!૦

મારી મોટપ તો મનમાં નાણી!
મુને તેં તો દીન કરી જાણી!
તું શું છે કંઈ ગોકુલની રાણી? હે વ્રજનારી!૦

ભરદામ અમોને નવ દેજો,
કહેવું હોય તે અમને કહેજો;
યદુનન્દન રાજ્શાહી રહેજો: હે વ્રજનારી!૦

પ્રીતમદાસ



## ૨૪૬. લ્યો કોઈ કા'ન રે!

મહીની મટુકી માથે ધરી,
પણ હૈયે હરિનું ધ્યાન રે,
ગોપી ઘેલી બની રે.

ગોરસ વેચવું વીસરી, કહે
લોકોને, "લ્યો, કોઈ કા'ન રે!": ગોપી૦

શામળિયો એણે સોઘો કર્યો,
જેનું મૂલ્ય કદી ન થાય રે: ગોપી૦

લોક કહે, આ કૌતુક શું?
પતિ ત્રિભુવનનો વેચાય રે: ગોપી૦

જગત મળ્યું સૌ જોવાને ત્યાં,
દીઠા મટુકીમાં નંદકિશોર રે! ગોપી૦

જગન કરતાંય જેની ઝાંખી ન થાય,
તે નાથ બન્યા માખણચોર રે: ગોપી૦

ધન્ય ગોપી, ધન્ય ગોરસ એનાં,
ધન્ય પ્રેમતણી બલિહારી રે: ગોપી૦

પ્રીતમનો સ્વામી પ્રેમ વડે,
વાલો વશ કર્યો કુંજબિહારી રે: ગોપી૦*

**પ્રીતમદાસ**



---

*સરખાવો નીચેનાં કાવ્યો સાથે—
નરસિંહ મહેતા—'ભોળી રે ભરવાડણ હરિને વેચવા ચાલી.' 'રાસકુંજ' ની ત્રીજી આવૃત્તિ, પૃ. ૧૮૮.
મીરાંબાઈ—'હાંરે કોઈ માધવ લ્યો! માધવ લ્યો!' 'રાસકુંજ' ની ત્રીજી આવૃત્તિ, પૃ. ૧૯૦.
પ્રીતમદાસનું એવુંજ બીજું કાવ્ય—'મહી મટુકી માથે ધરી, બ્રીજ સુન્દરી રે!' આ પુસ્તકનું પૃ. ૨૪૯.
નરભેરામ—'સખિ! શું રે થયું છે વ્રજનારને જો?' આ પુસ્તકનું પૃ. ૨૬૭

## ૨૪૭. ત્રિભુવનપતિ વેચ્યો!

મહી મટુકી માથે ધરી, બ્રીજ સુન્દરી રે;
ગોરસ વેચે, હૈડે હરિનું ધ્યાન, બ્રીજ સુન્દરી રે.

મહી વેચવું ભૂલી ગઈ, બ્રીજ સુન્દરી રે;
લોકોને કહે 'લ્યો, કોઈ કહાન!' બ્રીજ સુન્દરી રે.

શામળિયો સોંઘો કર્યો, બ્રીજ સુન્દરી રે;
મોટો પૈસો મૂલ એનું થાય! બ્રીજ સુન્દરી રે.

કોઈ કહે 'ગોપી ઘેલી થઈ, બ્રીજ સુન્દરી રે;
ત્રિભુવનપતિ વેચ્યો કેમ જાય?' બ્રીજ સુન્દરી રે.

જગત મળ્યું સૌ જોવાને, બ્રીજ સુન્દરી રે;
મટુકીમાં નીરખે તો નન્દકિશોર! બ્રીજ સુન્દરી રે.

જશ કરે ત્યાં ઝાંખે નહીં, બ્રીજ સુન્દરી રે;
તે પ્રભુ કહાવે મહીમાખણનો ચોર! બ્રીજ સુન્દરી રે.

ધન્ય, ગોપી! સૌ પર ધજા, બ્રીજ સુન્દરી રે;
પ્રેમી જનના પ્રેમ તણી બલિહારી, બ્રીજ સુન્દરી રે.

પ્રીતમનો સ્વામી રસિયો, બ્રીજ સુન્દરી રે;
વ્હાલપણે વશ કીધો અખંડવિહારી, બ્રીજ સુન્દરી રે.

પ્રીતમદાસ



---

જુઓ પૃ. ૨૪૭ અને ૨૬૭ અને 'રાસકુંજ' ની ત્રીજી આવૃત્તિ પૃ. ૧૮૮ અને ૧૯૦.

# ૨૪૮. રત આઇ વસંતકી

સાખી :

રત આઈ વસંતકી, સઘળે લીલા લહેર;
રઘુનાથ પ્રભુ—રાધિકા, હોળી રમે રંગભેર.

રંગભેર રમે રે રાધાનાગરી રે,
રંગભેર રમે રે નંદકિશોર.
રંગભેર રમે રે ગોવાળિયા રે,
રંગભેર દીસે રે સુન્દર જોડ!
રંગભેર રમે રે રાધાનાગરી રે,
રંગભેર રમે રે નંદકિશોર.

રંગભેર વાજે રે મધુરીશી મોરલી રે,
રંગભેર વાજે રે મૃંદગતાલ;
રંગભેર રાજે રે કર પિચકારીઓ રે,
રંગભેર ઊડે રે અબીલ-ગુલાલ:
રંગભેર રમે રે રાધાનાગરી રે,
રંગભેર રમે રે નંદકિશોર.

રંગ રસાળાં રે સૌનાં બોલણાં રે,
રંગભેર દીસે રે વ્રજનો સાથ;
રંગભેર જુવે રે સ્વર્ગના દેવતા રે,
રંગભેર ગાએ રે જન રઘુનાથ:
રંગભેર રમે રે રાધાનાગરી રે,
રંગભેર રમે રે નંદકિશોર.

રઘુનાથદાસ



# ૨૪૯. ફાગ રમે રાધારાણી

અનિ હાં રે હો! ફાગ રમે રાધારાણી,
રમે રંગીલો રંગભીનો હો!
ફાગ રમે રાધારાણી.

અનિ હાં રે હો! સરખી સહિયર ટોળે મળી,
મુખે બોલે હો હોળી હો!
ફાગ રમે રાધારાણી.

અનિ હાં રે હો! સૌને શણગાર શોભતા,
શોભે ચીર ચરણાં ને ચોળી હો!
ફાગ રમે રાધારાણી.

અનિ હાં રે હો! સુંદર ઓઢયાં ઓઢણાં,
કેસર રંગ રસાળી હો!
ફાગ રમે રાધારાણી.

અનિ હાં રે હો! કુમકુમ કેસર ઘોળિયાં,
ભરી અબીલ-ગુલાલની ઝોળી હો!
ફાગ રમે રાધારાણી.

અનિ હાં રે હો! મધુરી શી વાજે મોરલી,
રમે રાધા-મોહન હોળી હો!
ફાગ રમે રાધારાણી.

અનિ હાં રે હો! પાર નહી પિચકારન કો,
મોહન પકડી મુખ રોળી હો!
ફાગ રમે રાધારાણી.

ગિરધારી ને ગોપીઓ રે, સાહેલડી રે!
હરિ ચાચર ખેલે ફાગ, મોહન સંગ ખેલડી રે.
ગૌ દોવંતાં ઘેરિયાં રે, સાહેલડી રે!
ઓ! આવ્યો ઓચિંતો ગોપાળ! મોહન સંગ ખેલડી રે.

મંદિરથી હરિ લાવિયા રે, સાહેલડી રે!
ચોદિશે ખેલે ફાગ, મોહન સંગ ખેલડી રે.
જુવે સ્વર્ગના દેવતા રે, સાહેલડી રે!
વિનતાનાં બડાં ભાગ્ય, મોહન સંગ ખેલડી રે.

માનનીઓ કહે માવને રે, સાહેલડી રે!
તમે ફગુવા આપો જેમ, મોહન સંગ ખેલડી રે.
લેઈ ફગુવા મન ભાવતા રે, સાહેલડી રે!
તમે મોરલી અમારી આલો, મોહન સંગ ખેલડી રે.

રંગ લીધો સોહામણો રે, સાહેલડી રે!
હરિ માતો ખેલે ફાગ, મોહન સંગ ખેલડી રે.
રઘુનાથના સ્વામી શામળા રે, સાહેલડી રે!
વાળી રસની રેલ, મોહન સંગ ખેલડી રે.

**રઘુનાથદાસ**



## ૨૫૨. વાજે વૃન્દાવન વાંસળી

વાજે વૃન્દાવન વાંસળી જી રે,
ગોકુળમાં સંભળાય, સખિ! આજ રે;
વાજે વૃન્દાવન વાંસળી જી રે.

વામદ્રસાનાં મનડાં જી રે,
અતિશે મોહવાય, સખિ! આજ રે: વાજે૦

શૂધ બૂધ ભૂલી સુન્દરી જી રે,
અંગે ઘણું અકળાય, સખિ! આજ રે: વાજે૦

વાંસળી કેરી વાટમાં જી રે,
ઘર તજી વન જાય, સખિ! આજ રે: વાજે૦

સૌએ કારજ મેલિયાં જી રે,
જે મેલ્યાં ન મેલાય, સખિ! આજ રે: વાજે૦

અવળાં આભ્રણ પહેરિયાં જી રે,
કાન તણાં કર માંહ્ય, સખિ! આજ રે: વાજે૦

જે જેમ તે તેમ ચાલિયાં જી રે,
સાગર સરિતા ધાય, સખિ! આજ રે: વાજે૦

રૂઘનાથનો સ્વામી જોઈને જી રે,
મનમથ ને મોહ જ થાય, સખિ! આજ રે: વાજે૦

રઘુનાથદાસ



## ૨૫૩. મારે ઘેર પરૂણલો રે!

અનિ હાં રે હો! ગિરધારી ગુણવંતો રે; મારે ઘેર પરૂણલો રે!
બેની! મારે હૈડે તે હરખ ન માય.
અનિ હાં રે હો! સુખલડી સમારી રે, મેવા મંગાવીએ રે;
જમવા બેઠા જાદવરાય: ગિરધારી૦

અનિ હાં રે હો! દૂધપાક ખાંડ રે, વડાં ને વેડમી રે;
સુંદર સેવો ને કંસાર.
અનિ હાં રે હો! હેત કરીને રે, હરિને હું પીરસું રે;
માંહી ઘીની રેડું ધાર: ગિરધારી૦

અનિ હાં રે હો! લવિંગ સોપારી ને બીડી પાનની રે;
વ્હાલાને હું આપું હાથો હાથ.
અનિ હાં રે હો! રઘુનાથનો રે, સ્વામી શામળો રે;
સઘળો સંગે તે વ્રજનો સાથ: ગિરધારી૦

રઘુનાથદાસ



## ૨૫૪. ગરબે રમવાને

ગરબે રમવાને શ્યામા સંચર્યાં રે લોલ,
શ્રી વૃષભાન કુમાર્ય જો:
ટોળે મળી સહુ સુંદરી રે લોલ,
કુંજ કુટિરને દ્વાર જો: ગરબે૦

એક ગોરી ને એક સાંવરી રે લોલ,
ગ્રહી પરસ્પર બાંહ્ય જો;
ગરબે રમે છે ગહ્વર વનમાં રે લોલ,
સુંદર કદમ્બની છાંય જો: ગરબે૦

તાળી પાડે ને ફરે ફેરમાં રે લોલ,
ગાય છે અભિનવાં ગીતજો;
મધ્યે શ્રી કૃષ્ણ ઊભા સાંભળે રે લોલ,
રસિક રાધાજીનું ચિત્ત જો: ગરબે૦

કંચન ઈંઢોણી, ગરબો રત્નનો રે લોલ,
હીરા પન્ના કેરી પાંત જો;
જાળીમાં ઝગમગે દીવડો રે લોલ,
દીસે અનુપમ ભાત જો: ગરબે૦

ગરબો લઈને ઘૂમે રાધિકા રે લોલ,
શોભાતણો નહિ પાર જો:
રમઝમ વાજે રે રૂડા ઘૂઘરા રે લોલ,
ઝાંઝરતણો ઝમકાર જો: ગરબે૦

કંચન ચૂડી તે કરે ખળકતી રે લોલ,
હૈયે એકાવળ હાર જો:
નવ-સપ્ત આભૂષણ શોભતાં રે લોલ,
ઉપર ઘાટડી છે સાર જો: ગરબે૦

રમતાં તે રસ વાધ્યો ઘણો રે લોલ,
નીરખે શ્રી વિઠ્ઠલનાથ જો;
કરે ન્યોછાવર પ્રેમ શું રે લોલ,
રાઈ લૂણ લઈ સાથ જો: ગરબે૦

સેવકજન જે જે તે સમે રે લોલ,
જોયા પ્રભુજીના ખ્યાલ જો;
તેને શ્રી વિઠ્ઠલજીએ ઓળખ્યા રે લોલ,
કીધા કલિજુગમાં ન્યાલ જો: ગરબે૦

જમુનાજી વહે છે તરંગમાં રે લોલ,
શ્રી હરિ કેરી નાર્ય જો:
હરિદાસ પ્રભુ-શોભા જોઈને રે લોલ,
તનમન કરીએ બલિહાર જો: ગરબે૦

'હરિદાસ'*



## ૨૫૫. ગંગાધર ખેલે ફાગ

ગંગાધર ખેલે ફાગ, રસ રંગ ભરે.
સંગ ખેલે ગિરિરાજ સુતા, ગલ મોતીયનકી ઉરમાલ;
રસ રંગ ભરે: ગંગાધર૦

ચૌદશ ગણ મત વારે દોડે, ગણપતિ, પુત્ર કુમાર;
હસત હસાવત, બીન બજાવત, ગાવત ગીત રસાલ;
રસ રંગ ભરે: ગંગાધર૦

*પુષ્ટિ સંપ્રદાયના ગોસ્વામિની શોભામાજીનું ઉપનામ.

કેસર ભર છિરકત પિચકારી,
તેલ ફુલેલ લે મુખ રોળત, ઊડત

દ્વાદશ બન ઋતુ ભારે ફૂલે,
તા બિચ હોરી ખેલત શંકર, શિ



## ૨૫૬. સુરવધૂ

આવો, સઘળાં ગરબે રમીએ, આસો [
શારદ ઘનમાં દામિની સોહે,
એમ કે

શૃંગાર સજીને સુરવધૂ આવી, દુર્ગા શ્રી
શંભુવધૂ મધ્ય નાયિકા સોહે,
મંડલ સુંદર

ભારતી કરમાં રણઝણ વાજે વીણા સંગીતે
વીરનંદીને હાથે મરદંગ,
મેઘ ગંભીરતા

સુરવર વદને વેણુ વજાડે, પદ્મા કરમાં
ગરબે રમતાં દેવી વૃંદને,
શિવાનંદ ઘણું



રમતાં તે રસ વાધ્યો ઘણો રે લોલ,
નીરખે શ્રી વિઠ્ઠલનાથ જો;
કરે ન્યોછાવર પ્રેમ શું રે લોલ,
રાઈ લૂણ લઈ સાથ જો: ગરબે૦

સેવકજન જે જે તે સમે રે લોલ,
જોયા પ્રભુજીના ખ્યાલ જો;
તેને શ્રી વિઠ્ઠલજીએ ઓળખ્યા રે લોલ,
કીધા કલિજુગમાં ન્યાલ જો: ગરબે૦

જમુનાજી વહે છે તરંગમાં રે લોલ,
શ્રી હરિ કેરી નાર્ય જો:
હરિદાસ પ્રભુ-શોભા જોઈને રે લોલ,
તનમન કરીએ બલિહાર જો: ગરબે૦

'હરિદાસ'*



## ૨૫૫. ગંગાધર ખેલે ફાગ

ગંગાધર ખેલે ફાગ, રસ રંગ ભરે.
સંગ ખેલે ગિરિરાજ સુતા, ગલ મોતીયનકી ઉરમાલ;
રસ રંગ ભરે: ગંગાધર૦

ચૌદશ ગણ મત વારે દોડે, ગણપતિ, પુત્ર કુમાર;
હસત હસાવત, બીન બજાવત, ગાવત ગીત રસાલ;
રસ રંગ ભરે: ગંગાધર૦

*પુષ્ટિ સંપ્રદાયના ગોસ્વામિની શોભામાજીનું ઉપનામ.

કેસર ભર છિરકત પિચકારી, સરસ સુગંધ ગુલાબ;
તેલ ફુલેલ લે મુખ રોળત, ઊડત અબીલ ગુલાલ;
રસ રંગ ભરે: ગંગાધર૦

દ્વાદશ બન ઋતુ ભારે ફૂલે, બકુલ માલતી જાય;
તા બિચ હોરી ખેલત શંકર, શિવાનંદ બલ જાય;
રસ રંગ ભરે: ગંગાધર૦

શિવાનંદ



## ૨૫૬. સુરવધૂ રાસે રમે

આવો, સઘળાં ગરબે રમીએ, આસો નિશા ઘણી સારી રે;
શારદ ઘનમાં દામિની સોહે,
ઓમ કૈલાસે નારી રે: આવો૦

શૃંગાર સજીને સુરવધૂ આવી, દુર્ગા શ્રી ત્રિપુરારિ રે;
શંભુવધૂ મધ્ય નાયિકા સોહે,
મંડલ સુંદર નારી રે: આવો૦

ભારતી કરમાં રણઝણ વાજે વીણા સંગીતે ભારી રે;
વીરનંદીને હાથે મરદંગ,
મેઘ ગંભીરતા ઝાલી રે: આવો૦

સુરવર વદને વેણુ વજાડે, પદ્મા કરમાં તાળી રે;
ગરબે રમતાં દેવી વૃંદને,
શિવાનંદ ઘણું વારી રે: આવો૦

શિવાનંદ



# ૨૫૭. રાધે લટકાળી !

તને મોહ્યો રે નન્દનોલાલ, રાધે લટકાળી!

સહુ મળી રે વ્રજની નાર, રંગ રમવા ચાલી;
સામા મળ્યા રે દેવ મોરાર,
હસીને કર ઝાલી, રાધે લટકાળી! તને૦

આંખડલી અણિયાળી આંજી, લાંછન કીધું ગાલ રે;
માંગ સમે મોતીયનકી શોભા,
તેરે શિરપર લંબે બાલ, રાધે લટકાળી! તને૦

નાકનમેં નકવેસર સોહીએ, મોતીડાં તપે લેલાર રે;
ચમર, ભમરી ને દામણલી,
શ્રવણે શોભિતી ઝાલ, રાધે લટકાળી! તને૦

બાંહે બાજૂબંધ બેરખા સોહે, કંઠે એકાવળ હાર રે;
પાવલીએ વીછુવા ઠમકે,
નેપુરનો ઝમકાર, રાધે લટકાળી! તને૦

પાંચ પટાનો ઘાઘરો ને પેરણ પીતાંબર સાર રે;
કંચુકીએ હીરા જડીઆ,
તેણે દીસે ઝાકઝમાળ, રાધે લટકાળી! તને૦

સર્વ શૃંગાર સજ્યા મૃગનેણી, ઘેરે તને નંદલાલ રે;
વૃંદાવનમાં રંગભેર રમતાં,
ઊડે અબીલ-ગુલાલ, રાધે લટકાળી! તને૦

રાધા સંગે સુંદરી ને મોહન સંગે ગ્વાલ રે;
જગજીવનનો સ્વામી મળિયો,
સેવકજન પ્રતિપાળ, રાધે લટકાળી! તને૦

જગજીવન



## ૨૫૮. વનરાવન લીલા

વનરાવનમાં હરિ રાસ થાય,
કા'ન ગોપીનો છેડલો સાહ્ય: વનરાવનમાં૦

મૂકો, મૂકો કહાન! અમારાં ચીર,
હું તારી બેનડી ને તું મારો વીર: વનરાવનમાં૦

કોની બેનડી ને કોનો વીર?
ગોપી! અમે તો નિર્મળ નીર: વનરાવનમાં૦

એમ કહી ગોપી રાવે ગઈ,
જશોદાના મહેલમાં ઊભી રહી: વનરાવનમાં૦

જાઓ, જાઓ, ગોપી! ત્હમારે ઘેર,
કા'ન આવે ત્યારે કરૂં એની પેર: વનરાવનમાં૦

સ્હાંજ પડી ને આવ્યા ગોપાળ,
માતાજી પૂછે છે વારંવાર: વનરાવનમાં૦

કહાન કુંવર! ત્હારી આવડી હેર?
નિત ઓરંભડા લાવે છે ઘેર: વનરાવનમાં૦

ના, ના, મામા કંસની આણ,
જૂઠું બોલે છે ગોપી ચતુર સુજાણ: વનરાવનમાં૦

એક આવી મારો મુગટ ગ્રાહે,
બીજી આવી મારી મોરલી સાહે: વનરાવનમાં૦

ત્રીજી આવી મારી તૃષ્ણા કરે,
ચોથી આવી મારાં ચરણે નમે: વનરાવનમાં૦

એવા ઓળંભડા વનમાં થાય,
તો યે રાવ, માતા! તમ પાસ થાય! વનરાવનમાં૦

મીઠાનો સ્વામી મહીનો ચોર,
શરણે રાખો શ્રી રણછોડ: વનરાવનમાં૦

મીઠો ભક્ત



## ૨૫૯. ગાવડી દિયો ગોપાળલાલ!

ગાવડી દિયો, ગોપાળલાલ!
હુંથી આણું નહીં રહેવાય રે;
એવી, હરિ! મને ગાવડી દેજો,
ત્રણ ટાણાં દૂધ પાય રે: ગાવડી૦

મોરી સોતી આપજો મુજને,
ખીલે નહીં ખોડાય રે;
એવી, હરિ! મને ગાવડી દેજો,
આફૂરી બંધાય રે: ગાવડી૦

મૂંઝ્રી ગોરી ને માંકડી દેજો,
મન લીલુડીએ મોહાય રે;
એવી, હરિ! મને ગાવડી દેજો,
વાછડીએ વિયાય રે: ગાવડી૦

નેણ કસૂંબી, નેત્રાં દેજો,
ગોરસ નહિ ઘૂમાય રે;
એવી, હરિ! મને ગાવડી દેજો,
ઘીએ તાંબડી ભરાય રે: ગાવડી૦

ખડ ખવડાવી, પાણી પાજો,
ઊભું નહીં થવાય રે;
પુરૂષોત્તમજી! પૂળાં નીરજો,
ગુણ દાસ મીઠો ગાય રે: ગાવડી૦

મીઠો ભક્ત



# ૨૬૦. આવો ઝૂલડી પહેરાવું *

આવો, ઝૂલડી પહેરાવું, આવો ઝૂલડી પહેરાવું;
બાર બાર બલિ જાઉં, લાલાને ઝૂલડી પહેરાવું.

કરમાં લીધી ઝૂલડી ને, પાડે કૌશલ્યા શોર;
રામ! રમો રંગ મહેલમાં, હું આપું કનકનો મોર: આવો૦

ઉષ્ણકાળનો ઉન્હો વાયુ, કરમાય કોમળ અંગ;
પાયે પહેરાવું મોજડી, પછી રમો સખાની સંગ: આવો૦

કશ્યપસુત તો કઠણ તપે છે, જગતને લાગે જ્વાળ;
વિષધર સરખા વિકળ થયા, તમ કોમળ કાયા, બાળ! આવો૦

ગૂંજે ઘાલું સુખડી, ખાંતે મેવા લ્યો મ્હોં માગ્યા;
ભૂમંડળના ભૂપતિ કહેશે, ન્હાના નરપતિ નાગા: આવો૦

કૌશલ્યાએ કર ગ્રહીને, પહેરાવી બે બાંહ્ય;
કસકસી કૌસ્તુભમણિ સરખી, જેમ ન ભૂલે ક્યાંય: આવો૦

ઝળકતી શી ઝૂલડી પહેરાવી, માતા કરે ચુંબન;
ભાલણ પ્રભુ રઘુનાથ મહારાને, સોપું તન મન ધન: આવો૦

કવિ ભાલણ



---

* સરખાવો આ કાવ્ય સાથે—
'કોઈ ગોતી દેજો રે (૨) મ્હારા કા'ન કુંવરિયાની ઝૂલડી'. લોકગીત 'રાસકુંજ' ની ત્રીજી આવૃત્તિ પૃ. ૩૨૪.
ભાલણનું બીજું કાવ્ય—'ઝૂલડી ક્યાંય વિસારી?' આ પુસ્તકનું પૃ. ૨૬૫.

## ૨૬૧. ઝૂલડી ક્યાં વિસારી?*

ઝૂલડી ક્યાં ય વિસારી? રે ઝૂલડી ક્યાં ય વિસારી?
તમે કહો, રઘુબા રામા! છો સંત તણા સુખધામા: ઝૂલડી૦

જુગતે પહેરાવી ઝૂલડી, મૈયા ગઈ નિજ ધામ;
અનુચર એક ઊનાતો આવ્યો, ઝૂલડી શોધે રામ: ઝૂલડી૦

આગળ પાછળ હીરા જડીઆ, વચ્ચે માણેક મોતી;
કરમાં લીધો દીવડો ને હીંડે કૌશલ્યા જોતી: ઝૂલડી૦

સોના કેરી સોય મંગાવું, રૂપા કેરા ધાગા;
એ ઝૂલડી શીવવાને નવ લખ દરજી લાગ્યા: ઝૂલડી૦

સમજાવ્યો સમજે નહિ શામો, કહ્યું ન માને કાલો;
રોઈ રોઈને જુલમ કરે, કોઈને જડી જ હોય તો આલો: ઝૂલડી૦

રોતા રહીને કહે રાઘવજી, જોડીને બે હાથ;
રાજહંસને મેં હોરાડી, ઊડી ગયો આકાશ: ઝૂલડી૦

ગિરિ ગહ્વર ગુફાઓ જોઈ, જોયાં ઝાડે ઝાડ;
વશિષ્ઠનો શિષ્ય લાવ્યો ઝૂલડી, રામે છોડી રાડ: ઝૂલડી૦

મુખડું જોઈને માતા કહે છે, અકળિત આ કુમાર!
ભાલણ પ્રભુ રઘુનાથ મારો મુક્તિનો દાતાર: ઝૂલડી૦



કવિ ભાલણ

*સરખાવો આ કાવ્ય સાથે—
'કોઈ ગોતી દેજો રે (૨) મ્હારા કા'ન કુંવરિયાની ઝૂલડી.' લોકગીત
'રાસકુંજ' ની ત્રીજી આવૃત્તિ પૃ. ૩૨૪.
ભાલણનું બીજું કાવ્ય—'આવો, ઝૂલડી પહેરાવું!' આ પુસ્તકનું પૃ. ૨૬૪.

વલ્લભકૃત

# કુંતીપ્રસન્નાખ્યાન.



રમણ અને કંપની.

# ૨૬૧. ઝૂલડી ક્યાં વિસારી?*

ઝૂલડી ક્યાં ય વિસારી? રે ઝૂલડી ક્યાં ય વિસારી?
તમે કહો, રઘુબા રામા! છો સંત તણા સુખધામા: ઝૂલડી૦

જુગતે પહેરાવી ઝૂલડી, મૈયા ગઈ નિજ ધામ;
અનુચર એક ઊનાતો આવ્યો, ઝૂલડી શોધે રામ: ઝૂલડી૦

આગળ પાછળ હીરા જડીઆ, વચ્ચે માણેક મોતી;
કરમાં લીધો દીવડો ને હીંડે કૌશલ્યા જોતી: ઝૂલડી૦

સોના કેરી સોય મંગાવું, રૂપા કેરા ધાગા;
એ ઝૂલડી શીવવાને નવ લખ દરજી લાગ્યા: ઝૂલડી૦

સમજાવ્યો સમજે નહિ શામો, કહ્યું ન માને કાલો;
રોઈ રોઈને જુલમ કરે, કોઈને જડી જ હોય તો આલો: ઝૂલડી૦

રોતા રહીને કહે રાઘવજી, જોડીને બે હાથ;
રાજહંસને મેં હોરાડી, ઊડી ગયો આકાશ: ઝૂલડી૦

ગિરિ ગહ્વર ગુફાઓ જોઈ, જોયાં ઝાડે ઝાડ;
વશિષ્ઠનો શિષ્ય લાવ્યો ઝૂલડી, રામે છોડી રાડ: ઝૂલડી૦

મુખડું જોઈને માતા કહે છે, અકળિત આ કુમાર!
ભાલણ પ્રભુ રઘુનાથ મારો મુક્તિનો દાતાર: ઝૂલડી૦



કવિ ભાલણ

---

*સરખાવો આ કાવ્ય સાથે—
'કોઈ ગોતી દેજો રે (૨) મ્હારા કા'ન કુંવરિયાની ઝૂલડી.' લોકગીત
'રાસકુંજ' ની ત્રીજી આવૃત્તિ પૃ. ૩૨૪.
ભાલણનું બીજું કાવ્ય—'આવો, ઝૂલડી પહેરાવું!' આ પુસ્તકનું પૃ. ૨૬૪.

# ૨૬૨. વૃન્દાવનમાં મોરલી

મોરલી વાય છે વૃન્દાવનમાં શ્રી ગોપાળ,
મોરલી સાંભળવા જઈએ.

ગૌ તૃણ ચરતી રહી, સાંભળે માંડી કાન;
આકાશે ચાલે નહિ, થંભી રહ્યાં વિમાન;
મોરલી સાંભળવા જઈએ: મોરલી૦

મૃગલાં મીટ માંડી રહ્યાં, વૃક્ષ તણાં ન હાલે પાન;
મોરલી રાગ રંગે સાંભળી ને યોગેશ્વરે મૂકયાં ધ્યાન:
મોરલી સાંભળવા જઈએ: મોરલી૦

ગુણીજન લઈ શકે નહીં, અનેક રાગ રંગ તાન;
મોરલી રંભા મેનકા ઉર્વશી, વિધાતાએ મૂકયાં માન:
મોરલી સાંભળવા જઈએ: મોરલી૦

યમુનાજળ હાલે નહિ, સૂર્ય રહ્યો સ્થિર સ્થાન;
મોરલી સુણતાં મોહી રહ્યાં, સાંભળી સુંદીર ગાન:
મોરલી સાંભળવા જઈએ: મોરલી૦

અંબર તે સુર નારીનાં છૂટે, અતિ વિકલ દેહ;
મોરલીએ મણિધર ફેણા માંડી, ન હાલે ચાલે જેહ:
મોરલી સાંભળવા જઈએ: મોરલી૦

નયણે જઈને નીરખીઓ, સાંભળીઓ સુંદીર સાદ;
નટવરજીનું લટકું દેખી, મૂકી કુલ મરજાદ:
મોરલી સાંભળવા જઈએ: મોરલી૦

લોક લાજ મેં પરહરી, સોપ્યું રે શરીર,
મોરલી પરવશ થયો આત્મા, રાખી તે ન રહે ધીર;
મોરલી સાંભળવા જઈએ: મોરલી૦

એ મારે હૈડે વસ્યો, રહ્યો દિન ને રાત,
ભાલણ પ્રભુ રઘુનાથજી, અંતરગત મળીઓ સાથ:
મોરલી સાંભળવા જઈએ: મોરલી૦

કવિ ભાલણ



## ૨૬૩. શું રે થયું છે વ્રજનારને?

સખિ! શું રે થયું છે વ્રજનારને જો?
મહી સાટે વેચે છે મોરારને જો! સખિ!૦

ગોપી પ્રેમ મગનમાં નીસરી જો,
"રાખો, મુરારિને!" મહી નું નામ વીસરી જો: સખિ!૦

ગોપી ત્રણ ભોવન નથી સારતી જો,
શેરીએ શેરીએ મહાલે છે પોકારતી જો: સખિ!૦

એને કારણ થયું છે કંઈ વાટમાં જો,
બહુ નામી બિરાજે એના માટમાં જો: સખિ!૦

એની પૂછા કરાવો પ્રતિપાળની જો,
ચોટ લાગી છે નંદના ગોવાળની જો? સખિ!૦

નરભેરામના સ્વામીના સાથમાં જો,
અમે છીએ હરિનાં, હરિ અમ હાથમાં જો: સખિ !૦*

નરભેરામ



## ૨૬૪. મોરલી શીદ વાહે?

મારા ઘર પછવાડે કાનુડો તે, મોરલી શીદ વાહે?
રે! કાનુડો તે, મોરલી શીદ વાહે?

મોરલી કેરો શબ્દ સુણીને, મુને નયણે નીંદ ના આવે રે;
મોરલી શીદ વાહે?
રે! કાનુડો તે, મોરલી શીદ વાહે? મારા૦

સ્વપ્નામાં શામળિયો દીઠો, મોરલી એ ચટકાવે;
લહેરે લહેરે જાય મારો જીવડો, કોઈ વખડાં નવ વાળે રે;
મોરલી શીદ વાહે?
રે! કાનુડો તે, મોરલી શીદ વાહે? મારા૦

ગોકુળમાં ગોવિંદજી ગારુડી, ત્યાં મુને લઈ ચાલો;
રાજેના સ્વામી અંતર જામી! એક વાર ગોકુળ માહલો રે;
મોરલી શીદ વાહે?
રે! કાનુડો તે, મોરલી શીદ વાહે? મારા૦

રાજે ભકત



---

*સરખાવો પ્રીતમદાસનાં બે કાવ્યો સાથે—પૃ. ૨૪૭, ૨૪૯, અને નરસિંહ મહેતા તથા મીરાંબાઈનાં કાવ્યો સાથે 'રાસકુંજ' ત્રીજી આવૃત્તિ પૃ. ૧૮૮, ૧૯૦

## ૨૬૫. થાળ પીરસે જશોદામાજી

આરોગોને, અલબેલાજી! થાળ પીરસે જશોદામાજી,
વાવલા ઢોળે રાધાજી રે: આરોગોને૦

ખીર, ખાંડ ને માંહે ધારી, શીરા, પૂરી પર જાઉં વારી,
ઓધવ હાથે જળઝારી રે: આરોગોને૦

સુન્દર શાક તળ્યા ઘીમાં, અથાણલાં મેલ્યાં છે એમાં,
મેવા મિસરી છે દહીંમાં રે: આરોગોને૦

દાળનો સડકલડો વાગે, જમો હરિ ભૂખડી ભાગે,
આ વાતમાં પુરૂષોત્તમ લાગે રે: આરોગોને૦

આજની તાણેલી છે છાશ, તે પર શેપ લીએ વાસ,
રતી એક જૂઠનકી આશ રે: આરોગોને૦

ભાત મેં કમોદનો કીધો, વ્હાલે મ્હારે માગીને લીધો,
સખિ! મેં પ્રેમ થકી દીધો રે: આરોગોને૦

આંબા રસ મેલું ઘોળી, મૂકું સાથે ઘી ભરેલી પોળી,
પાપડ ને સંજોરી રે: આરોગોને૦

વ્હાલા મ્હારા! માગીને લેજો, તમારી કૃપાથી છે જો,
રતી એક રાજેને દે જો રે: આરોગોને૦

રાજે ભકત



## ૨૬૬. સૂરતપર વારી જાઉં*

સૂરતપર, વારી જાઉં, નાગર નંદા!
નાગર નંદા! બાલમુકુન્દા! સૂરતપર૦

સબ સખીયનમેં રાધા બડી હૈં,
તીર્થમેં બડી ગંગા: સૂરતપર૦

સબ દેવનમેં મહાદેવ બડે હૈં,
તારનમેં બડા ચંદા: સૂરતપર૦

સબ ભગતનમેં ભરત બડા હૈ,
જોધનમેં હનુમંતા: સૂરતપર૦

બિદ્રાબનમેં રાસ રચ્યો હૈ,
નૃત્ય કરત ગોવિંદા: સૂરતપર૦

આપ તો જાય દ્વારકા છાઈ,
હમકો બતાયો ઘર ધંધા: સૂરતપર૦

પેસ પાતાલ કાલીનાગ નાથ્યો,
ફણપર નૃત્ય કરંતા: સૂરતપર૦

ચન્દ્રસખી ભજ બાલ કૃષ્ણ છબિ,
તુમ ઠાકોર હમ બંદા: સૂરતપર૦

ચન્દ્રસખી



*સરખાવો મીરાંબાઈના ગીત સાથે—
'મુગટ પર વારી જાઉં, નાગર નંદા!' "રાસકુંજ" પ્રથમ આવૃત્તિ, પૃ. ૬૬.

## ૨૬૭. બાજે લાલ! તોરી પૈજનિયાં

બાજે—બાજે, લાલ! તોરી પૈજનિયાં, લાલ! રૂન ઝૂનિયાં.

પૈજનિયાં બાજે અધિક સોહાવે,
મોહ ગયે સુર નર મુનિયા: બાજે૦

જસુમતી લાલજીકો ચલન શીખાવે;
અંગુરી કર લિયે દોઉ જનિયાં: બાજે૦

પીત જુગલિયાં અંગપર સોહે,
માથેકી ટોપી અધર બનિયાં: બાજે૦

શિવ બ્રહ્મા જાકો પાર ન પાવે,
તાહી નચાવત ગ્વાલનિયાં: બાજે૦

છોટે છોટે ચરણ ચતુર્ભુજ મૂરતિ,
અલકે ઝૂકી રહી નાગનિયાં: બાજે૦

ચંદ્રસખી ભજો બાલકૃષ્ણ છબિ,
તીન લોકકે પ્રભુ ધનિયા: બાજે૦

ચન્દ્રસખી



# ૨૬૮. તારી મીટમાં મોહનવેલ

તારી મીટમાં મોહનવેલ, કાનડ કાળા રે!
તેણે મોહ્યું છે મારું મંન, છેલ છોગાળા રે!

તારા કરનાં લટકાં, કાન! ચિત્તડું ચોરે રે;
હું તો મોહી રહી, મહારાજ! ફૂલડાંને તોરે રે.

તારી વનમાળા, વ્રજરાજ! અતિ સુખકારી રે;
તારા કુંડળીઆ પર, કાન! જાઉં બલિહારી રે.

તારા ભાલ તિલકની, શ્યામ! શોભા ન્યારી રે;
તારા મુખડા પર, ઓ માવ! જાઉં હું વારી રે.

તારે ફૂલના બાજુ બંધ, ગજરા શોભે રે;
તને નીરખતાં, નંદકુમાર! મન મારું લોભે રે.

એવી શોભા ધરતા, શ્યામ! મારે ઘેર આવો રે;
મુકતાનંદ કહે, મહારાજ! હસીને બોલાવો રે.

મુકતાનંદ



## ૨૬૯. જમુના ત્રટ રળિયામણું

ત્રટ જમુનાનું રે અતિ રળિયામણું રે,
જેને ત્રટે ખેલે ગોપી ને ગોવાળ,
જીવણ અમારો રે વચમાં વિઠલો રે,
વ્હાલે મ્હારે વગાડી વેણ રસાળ: ત્રટ૦

વ્હાલા! ત્હમે તરૂવર રે, અમે દ્રુમની લતા રે;
હરિ મ્હારા હૈડા કેરો હાર,
લહેરી તો રંગ ખેલે રે, ચાલે ચાલ મરકલડી રે,
ઉપર ભ્રમર કરે ગુંજાર: ત્રટ૦

વળી મસમસતા રે મોહન મોગરો રે,
અમો વ્રેહણિયાની વેલ,
ગુણવંત સાથે રે મારે ગોઠડી રે,
હરિ રઢિયાળા ને રંગની રેલ: ત્રટ૦

ચૌદશ ચમકે રે વનિતા વીજળી રે,
વળી મેઘ ગાજે છે ઘનઘોર,
મહાદળ છાયું રે, કોઈને કહાન નવ ગણે રે,
સુણ, સખિ! એમાં શામળિયાનો શોર: ત્રટ૦

મુખડું જોઈ જોઈ રે બ્રીજજન મહાલતાં રે;
હરખે હીંડંતાં મોડામોડ,
રામકૃષ્ણ રે પ્રભુને સેવતા રે;
પંથી હરિએ પૂર્યા અમારા કોડ: ત્રટ૦

રામકૃષ્ણ



# ૨૭૦. બંસી બાજે જી

પરથમ સમરૂં ગુરૂ ગોવિંદને, શારદા લાગું પાય જી;
ગોવિંદના ગુણ ગાવા ઈચ્છું,
ગાઉં રાસ વિલાસ: બંસી બાજે જી.

બંસીબટમાં વેણ વજાડી વાલે, સર્વ સુધારસ ભરિયો જી;
શબ્દ ઘોર ગગનમાં ચાલ્યો,
ચૌદ ભુવન પરવરિયો: બંસી બાજે જી.

ધ્યાન ધરતા મુનિજન મોહ્યા, દેવ દેતા આશેષ જી;
દશ દિગપાળ ડોલવા લાગ્યા,
ધરા ન ધરતો શેષ: બંસી બાજે જી.

ગિરિ તરૂવર પવન ને પાણી જમુના થંભ્યાં નીર જી;
હંસ મોર ચકોર કોકિલા,
કોઈની ન રહી ધીર: બંસી બાજે જી.

શંકર ધ્યાન ચૂકીને ચાલ્યા, કૈલાસ કેરા રાય જી;
ચતુરાનન ચમક્યા ચિત્તમાંહી,
જે સૃષ્ટિ પ્રકટાય: બંસી બાજે જી.

કમળ તજીને ભ્રમર ઉજાણા, કાને નાદ ધરંતા જી;
આ વનમાં મૃગ મોહ પામ્યા,
આવ્યા ફાળ ભરંતા: બંસી બાજે જી.

તરણ ચરંતી ધેનુ રે મોહી, વાછરૂએ તજ્યાં પાન જી;
થાવર જંગમ સચરાચરમાં,
કોઈની નવ રહી સાન: બંસી બાજે જી.

શબ્દ સુણ્યો વ્રજનારી, સુણતાં થયાં ભયભીત જી;
ઘર મેહલી વૃંદાવન ચાલી,
અંતર વાધી પ્રીત: બંસી બાજે જી.

પાસે દેખી વ્રજ વનિતાને, બોલ્યા જુગજીવન જી;
તમે સઉકો ઘરબાર તજીને,
શાને આવ્યાં વન? બંસી બાજે જી.

અમે આશાભર્યાં સઉ આવ્યાં, પૂરો અમારી આશજી;
વ્રજ વનિતાનાં વચન સાંભળી,
બોલ્યા ગોપીનાથ: બંસી બાજે જી.

આવો આપણ સઉ મળીને, રમીએ રૂડો રાસજી;
વૃંદાવનની કુંજગલીસાં,
ચંદ્ર ચઢયો આકાશ: બંસી બાજે જી.

એક એક ગોપી વચ્ચે વનમાળી, ઊભા દીન દયાળ જી;
એક સખી હરિ પાસે આવીને,
પહેરાવે વનમાળ: બંસી બાજે જી.

ગોપી મંડળ મધ્ય વિઠ્ઠલવર, નાચે નટવર નારી જી;
ફરે ફૂદડી, બાજે ઘૂઘરી,
થઈ રહી થૈકારી: બંસી બાજે જી.

વીણા કાંસી ઢોલ નગારાં, બાજે તાલ મૃદંગ જી;
દેવ દુંદુભિ સૂરી શરણાઈઓ,
ઘૂઘરી વાજે ચર્ણ: બંસી બાજે જી.

પ્રીત રીત ઘણો આનંદ ઊપને, વહાલપણું વેચાય જી;
આ રસ પીતાં પીયે સુધારસ,
પીતાં તૃપ્તિ ન થાય: બંસી બાજે જી.

સુખ સાગરમાં સહુ ઝીલંતાં, વીસરિયાં ઘરબાર જી.
ચંદ્રમા ચાલંતા અટક્યો,
રજનિ થઈ ખટમાસ: બંસી બાજે જી.

શિવ સનકાદિક મુનિ બ્રહ્માદિક, જોઈ જોઈ મનમાં રાચે જી;
એમનાં અમને દર્શન દુર્લભ,
તે ગોપિયોમાં નાચે: બંસી બાજે જી.

ધન ધન ગોપી, ધન વૃંદાવન, ધન ધન આસો માસ જી;
ધન ધન સ્વામી જુગજીવન!
તેં વ્રજમાં પૂર્યો વાસ: બંસી બાજે જી.

જીવનમાં જુગજીવન મારે, સાચું નાણું શ્યામ જી;
કર જોડીને કરે વિનંતિ,
સેવકરામ રૂપરામ: બંસી બાજે જી.

**સેવકરામ રૂપરામ**



## ૨૭૧. મારે ઘેર આવજો, માવા !

મારે ઘેર આવજો, માવા! ભાવે તો ઢેબરૂં ખાવા.

બાજરીનાં બે ઢેબરાં કીધાં, તળિયાં તાતે તેલ;
તલ પાપડને કોચલી, માંહી દહીંનું દડબું મેલ: મારે૦

મારા ખેતરમાં લીંબડી પાકી, આવી કૂમતડેલ;
કાળંગડીનું શાક ખાઓ તો, ઓ દીસે છે વેલ; મારે૦

બાજરીનાં બે ઢેબરાં કીધાં, ઘીએ મેલ્યાં વાહી;
કરજોડીને કહે કુબેરો, ભગવાનદાસનો ભાઈ: મારે૦

કુબેરદાસ



## ૨૭૨. જમવા આવો ને

આજ અમારે આંગણિયે, શ્રી વૃંદાવનચંદ!
જમવા આવો ને.
પ્રીત કરીને, પૂર્ણાનંદ! ઉપજાવું આનન્દ,
જમવા આવો ને.

કઢી વડી ને કારેલાં, અરિયાં મરિયાં માંય,
જમવા આવો ને.
કમોદનો તો કૂર કીધો, લહેજત સારી થાય,
જમવા આવો ને.

શાક તળ્યાં, શીરો કર્યો, પૂરીને પકવાન,
જમવા આવો ને.
જમુનાજળ ઝારી ભરી, આચમન લોને હાથ,
જમવા આવો ને.

પાનસોપારી ને એળચી, લવિંગ તણો મુખવાસ,
જમવા આવો ને.
આરોગીને ઊઠતાં, આપે નાનો દાસ,
જમવા આવો ને.

નાનો ભક્ત



## ૨૭૩. મારે ઘેર આવજો, માવા!

મારે ઘેર આવજો, માવા! મઠો ને કોદરી ખાવા.

કઢીમાં તો કર બોળીને, સઈડકા સઈડા સઈડ;
મુખડું મીઠું થાય રે, માવા! પ્રીતે પાપડ કઈડ: મારે૦

આંબલીની તો કઢી કરી છે, માંહી મઠાની દાળ;
છાંટો નાખું, શામળા! તું તો ભાણા સામું ભાળ: મારે૦

ભાવના ભૂખ્યા છો, ભૂધરજી! ગુણ મને લાધ્યા;
શંસેક પેલા સુદામાના, તાંદુલ તમે ખાધા: મારે૦

કાંગ માટે, કહાનજી! તમે, વિપ્રને કીધા રાજી;
કરમાબાઈનો કૂર ખાધો, ખાધી વિદુરની ભાજી: મારે૦

ભૈડકાનો તો ભાવ થયો છે, ભઈડકું ઝીણું ભઈડ;
મોળી છાશમાં, માવજી રે! તું નાનું કેરૂં કઈડ: મારે૦

પાંચ કણીની પૂરી કીધી, પાશેર મેહલ્યું દૂધ;
નાનાના સ્વામી! જમી ઊઠીને, કરજો કૂદાકૂદ: મારે૦

નાનો ભક્ત



## ૨૭૪. વૃન્દાવન મોરલી વાગી રે

વૃન્દાવન મોરલી વાગી રે, નન્દજીના હો લાલ!
હાલોને જોવાને જાઈએ રે,
મોરલી વાગી રે, નન્દજીના હો લાલ!

માથે મુગટ છે શોભીતો રે, નન્દજીના હો લાલ!
હાં રે એને કુંડળ લટકે કાન રે,
મોરલી વાગી રે, નન્દજીના હો લાલ! વૃન્દા૦

બાંયે બાજૂબંધ બેરખા રે, નન્દજીના હો લાલ!
હાં રે એની દશે આંગળિયે વેઢ રે,
મોરલી વાગી રે, નન્દજીના હો લાલ! વૃન્દા૦

માથે મેવાડા મોળિયા રે, નન્દજીના હો લાલ!
હાં રે એનો રેશમીઓ સુરવાળ રે,
મોરલી વાગી રે, નન્દજીના હો લાલ! વૃન્દા૦

કેડે કટારી વાંકડી રે, નન્દજીના હો લાલ!
હાં રે એની ઢળકંતી છે ઢાલ રે,
મોરલી વાગી રે, નન્દજીના હો લાલ! વૃન્દા૦

સેવ, સુંવાળી ને લાપસી રે, નન્દજીના હો લાલ!
હાં રે મહીં પાંચેને પકવાન રે,
મોરલી વાગી રે, નન્દજીના હો લાલ! વૃન્દા૦

લવંગ, સોપારી ને એળચી રે, નન્દજીના હો લાલ!
હાં રે એને બીડલે બાસઠ પાન રે,
મોરલી વાગી રે, નન્દજીના હો લાલ! વૃન્દા૦

દાસ રતનદાસ વીનવે રે, નન્દજીના હો લાલ!
હાં રે તમે પૂરો ને ભક્તોની આશ રે,
મોરલી વાગી રે, નન્દજીના હો લાલ! વૃન્દા૦

**રતનદાસ**



## ૨૭૫. વૃન્દાવનમાં રાસ

કોઈ સમજે સંત સોહાગી, કદમપર મધ્યે મોરલી વાગી.

સોળ સહસ્ર એક સો ને આઠ ગોપીઓ,
પ્રેમ રસ પીવાને જાગી,
વૃંદાવનમાં રાસ રમ્યા ત્યારે,
કુળ મર્યાદા ત્યાગી: કદમપર૦

ૐ કાર કૃષ્ણ, વૃત્તિ ગોપીઓ,
શબ્દ મોરલી વાગી,
પ્રકટ ખેલ નિત બને પિંડમાં,
ગુરુગમસે ભ્રાંતિ ભાંગી: કદમપર૦

સુષુમણા દરિયો અમીરસ ભરિયો,
સંત પીએ રે સુહાગી,
અક્ષરાતીત પ્રભુ મોરલી બજાવે,
તુરિયાતીત તાળી લાગી: કદમપર૦

દાસ મોહન ગુરુગમસે ખેલે,
તનડાની પીડા ત્યાગી,
અનઘડ દેવે આ રાસ રચ્યો છે,
જુવોની દિલમાં જાગી: કદમપર૦

કવિ મોહનદાસ



## ૨૭૬. શિવજીનું કૃષ્ણદર્શન

(ઢાળ: જશોદા! ત્હારા કાનુડાને સાદ કરીને વાર રે)

શિવજોગી જસ ગાવો રે, બાવા! મેં જોગી જસ ગાયો રે.

બ્રહ્મા ગાયો, વિષ્ણુ ગાયો,
ખોજત પાર ન પાયો રે,
પરબ્રહ્મકા મુખ દેખન કો,
સકળ સૃષ્ટિ ફિરિ આયો રે: શિવજોગી૦

દેવકી જાયો ગોકુળ આયો,
    જસોમતિ સુખ પાયો રે,
કૈલાસેથી આયો દિગંબર,
    આયકે અલેક જગાયો રે: શિવજોગી૦

ભિક્ષા લેકર આઈ નંદરાની,
    શંકર શીશ ધૂનાયો રે,
દિગંબર દેખકર ગઈ રે ભુવનમેં,
    આયકે અંબર ઓઢાયો રે: શિવજોગી૦

ક્યા કરું, મૈયા! તેરા પટ પીતાંબર?
    ક્યા કરું કંચન માયા રે?
તેરે બાલકકા મુખ દેખન કો,
    સો મેરા ગુરૂને બતાયા રે: શિવજોગી૦

હાથ જોડકે ખડી નંદરાની,
    સુનો જોગીઓંકે રાજા રે!
બાલકકો મૈં દિખાઉં, દિગંબર!
    બાલક જાત ડરાયા રે: શિવજોગી૦

જાકી દ્રષ્ટિ સકલ સૃષ્ટિ પર,
    સો ક્યોં જાત ડરાયો રે?
મેરા ઠાકુર અલખ નિરંજન,
    સો ક્યોં ભુવન છુપાયો રે? શિવજોગી૦

બાલ કૃષ્ણ લેઈ આઈ નંદરાની,
    શંકર શીશ નમાયો રે,
સેવા કરી ચરણામૃત લીનો,
    શૃંગી નાદ બજાયો રે: શિવજોગી૦

સફળ ફળો, માઈ! બાલક તેરો,
દેખ શંકર સુખ પાયો રે,
સૂર કહે બડો ભાગ્ય, જસોમતિ!
પૂરણ પુણ્ય સે પાયો રે: શિવજોગી૦

સૂરદાસ



## ૨૭૭. રૂમઝૂમ કરતી નીકસી ભીલડી

(ઢાળ: સાંભળને, મારી સજનીનાર! વ્રજમાં ક્યાં રમી આવી જી?)

રૂમઝૂમ કરતી નીકસી ભીલડી, તપ છોડાવન ચાલીજી;
અખિયાં ખોલકે કહે મહાદેવજી, કોન પુરૂષ ઘર નારીજી?

ભીલ ઘર નાતી, ભીલ ઘર ધોતી, વારી વારી મોતીડાં પરોવતીજી;
મેરે ભીલકા બિછુવા પડા હે, ચલી જંગલમેં જોતીજી.

સિંહલદ્વીપસે દાંત મંગા દઉં, લાલ લાલ ચૂડિયાં વેરા દઉંજી;
ચૂડિયોં પર કનક ચડા દઉં, ઠૂમકે પાણી ભર લાઓજી.

મેરા ભીલ તો બાળા ભોળા, નિતનિત જંગલ જાવેજી;
સાંઝ પડે ભીલ ઘરકો આવે, તાણી તાણી તીર લગાવેજી.

ઉતરાખંડસે બદલી મંગા દઊં, ઝીણા ઝીણા મેહુલા વરસા દઉંજી;
તેરે ભીલકો ડૂબ ડૂબ મારૂં, તુજે કરું પટરાનીજી.

તુમ્હારે, મહાદેવજી! દો દો રાની, તીસરી કો કાંઈ કરશોજી?
તીસરી નારી ઘરમેં ઘાલી, ધોખા મનમેં ધરશોજી.

ચાચરના ચોકમાં ગરબા શા ગાજતા,
દેવ દેવી અપ્સરા મસ્ત બની નાચતાં,
ખંજરીના નાદે ખમ્ ખમ્ ખમ્: બાળી૦

મુરલી વગાડીને મોહનજી રાચતા,
વીણા વગાડીને નારદજી નાચતા;
તંબૂરાના નાદે તુમ્ તુમ્ તુમ્: બાળી૦

અજ્ઞાત



## ૨૮૦. મધુરી વેણુ વાગે

શ્રી જમુનાજીને તીરે, મધુરી વેણુ, વાગે;
ગોપી સૂતાં'તાં મન્દિર માંહ્ય ઝબકીને જાગ્યાં.

સાખી:
ગોકુળની ગોવાલણી મહી વેચવાને જાય;
આડા શ્રી કૃષ્ણજી ફરી વળ્યા,
રે! એના મારગમાં ઝઘડો થાય: મધુરી૦

સાખી:
ગોપી: દાણ નહિ આપું દોકડો, તમે છો કંસના ચોર;
માતા જશોદાને આશરે,
રે! વહાલા! ચારો છો નંદજીનાં ઢોર: મધુરી૦

સાખી:
કૃષ્ણ: કંસ કંસ, ગોપી! શું કરો? તારા કંસનો કાઢીશ વંશ;
માશી પૂતનાના પ્રાણ શોષિયા,
રે! તમે ખાશો મારી મોરલીનો માર: મધુરી૦

સાખી :

ગોપી: વંશ તો કોઈનો કઢાય નહીં, ને શું કરો છો ચાળા?
એવા તે બળિયા હતા,
રે! વહાલા! શીદને થયા છો કાળા? મધુરી૦

સાખી :

કૃષ્ણ: કાલિંદીમાં હું પડ્યો, ને જઈ બેઠો પાતાળ;
કાળી નાગને નાથતાં,
રે! એના મુખડાની લાગી જ્વાળા તેથી થયા કાળા: મધુરી૦

સાખી :

કોણ રાયની બેટડી? ને કિયું તમારૂં ગામ?
કોણ તમારી જાતડી?
રે! કહોને શું છે તમારૂં નામ? મધુરી૦

સાખી :

ગોપી: ભૃખુભાનની હું બેટડી, બરસાણા મારૂં ગામ;
આહીર મારી જાતડી,
રે! રાણી રાધા છે મારૂં નામ: મધુરી૦

સાખી :

કોણ રાયનો બેટડો? ને કિયું તમારૂં ગામ?
કોણ તમારી જાતડી?
રે! કહોને શું છે તમારૂં નામ? મધુરી૦

સાખી :

કૃષ્ણ: નંદ બાવાનો હું બેટડો, ને ગોકુળ મારૂં ગામ;
આહીર મારી જાતડી,
રે! કાળા કૃષ્ણ છે મારૂં નામ: મધુરી૦

રાધા: પ્રહ્‌લાદને જ્યારે સાહ્ય કીધી, થંભે ભીડાવી બાથ,
તે દિવસે, નારાયણ! નો’તા દાઝિયા, શાને દાઝો છો આજ?
આલોને, જાદવજી! હાર મારો,
સુન્દરીનો શણગાર:
કમળાનો કંથ સોહામણો!

અજ્ઞાત



## ૨૮૨. મોહન! માયા લગાડી

હો કનૈયાજી રે! અમને, મોહન!
માયા લગાડી, અલબેલા!
વનમાં વેણુ વગાડી, અલબેલા!
હો કનૈયાજી રે! મોહન! માયા લગાડી.

બંસીબટ પનઘટ નિકટ, તટ યમુના યદુવીર;
નાચે નટવર નંદના, હરિ હળધરના વીર.

લીલી લવિંગ લતા શોભતી જી રે,
લીલાં વન વૃક્ષવેલ વાડિયો જી રે,
મારા વાલાજી! લીલી લવિંગ લતા શોભતી જી રે.

ચાલો, સખિ! જઈએ ત્યાં, જ્યાં વસે વ્રજરાજ,
નીર ભરંતાં પ્રભુ મળે, એક પંથ બે કાજ.

રસિયાજી! રાસ રમાડો રે અમને,
રસિયાજી! રાસ રમાડો.
સમી રે સંધ્યાની આવી સરખી સાહેલી
આનન્દ અંગ પમાડો રે અમને,
રસિયાજી! રાસ રમાડો.

બંસીબટ સમ બટ નહીં, નંદ ધામ સમ ધામ;
વૃંદાવન સમ વન નહીં, કૃષ્ણ નામ સમ નામ.

કાનજીને માથે મણિ જડયાં મોળિયાં રે,
તારા મોળિયાંનો બડો બડો ઠાઠ!

ખમ્મા! ખમ્મા! રૂપાળા કાનને!
કાનજીને કાને કુંડળ, હૈયે હાર.
ખમ્મા! ખમ્મા! લટકાળાકાનને!

હો કનૈયાજી રે! અમને,
મોહન! માયા લગાડી, અલબેલા!
વનમાં વેણુ વગાડી, અલબેલા!
હો કનૈયાજી રે! મોહન! માયા લગાડી.

અજ્ઞાત



## ૨૮૩. નન્દરાણી! તમારો કહાન

પહેલી ગોપી: નન્દરાણી! ત્હમારો કહાન, મહી તો મ્હારૂં ઢોળી રે ગયો,
જુઓ, ઢોળી રે ગયો નન્દલાલ; મહીની ગોળી ફોડી રે ગયો.

પેલી સાહેલીની સાથ, ગઈ'તી યમુનાને ઘાટ,
હાં રે હું તો જળ ભરવાને રે માટે.
જળ ભરીને આવી ઘર માંહ્ય, જોઈને જીવ છળી રે ગયો. નન્દરાણી૦

બીજી ગોપી: માખણ શીકેથી ઉતાર્યું, માંકડલાંને તે ખવરાવ્યું,
હાં રે શીકાં નાખ્યાં શામળિયે તોડી;
ગોળી ફોડીને ઢોળી ગયો છાશ, કહાનો છાનો નાસી રે ગયો: નન્દરાણી૦

ત્રીજી ગોપી: ગાયની ગમાણે ભરાયા, વાછરડાં છોડી ધવરાવ્યાં,
હાં રે નાંખ્યા ગાયોના ગાળા તોડી,
દૂધ ઢોળ્યાં રે પરસાળ, કહાનો કહ્યાંથી નાસી રે ગયો? નન્દરાણી ૦

ચોથી ગોપી: સહુ સખાને બોલાવી, તેને સાને સમજાવી,
હાં રે બહુ છોકરવાદી કીધી;
મ્હારા ઘરમાં કરી ગયો ઘાણ, કહાનો કયાંથી આવી રે ગયો? નન્દરાણી ૦

સર્વ ગોપીઓ: મળીને ગોપિયોનો સાથ, સુણો, જશોદાજી! વાત,
હાં રે માતા! લાલને કાંઈ સમજાવો;
નિત્ય કરે છે ઘણું નુકસાન, છબીલો છેક છકી રે ગયો! નન્દરાણી ૦

જશોદા: જુઓ, ગોપી! મારો લાલ પોઢયો ઉછંગે આવાર;
હાં રે નથી બહાર નીસરિયો આજે;
શાને ખોટાં ચડાવો છો આળ? ગોવિંદ નથી ઘેલો રે થયો: નન્દરાણી ૦

જોઈ ઝૂલતા અવિનાશ, ગોપી થઈ ગઈ નિરાશ,
હાં રે ના'વ્યા નટવર કોઈને હાથે;
વીલાં થઈને વળિયે ઘેર, એ બાળલીલા કરી રે ગયો: નન્દરાણી ૦

સાખી:

બધી મહિયારી: નન્દરાણી! ત્હમે વારજો, કપટી છે તમ કહાન
પ્રતીત અમને નવ પડે, દો તમ કુંવરને સાન: નન્દરાણી ૦



## ૨૮૪. ક્યોં ગઈ જમુના પાણી?

મૈં ક્યોં ગઈ જમુના પાની?
સખિ! મૈં ક્યોં ગઈ જમુના પાની?
હાં રે મૈં ક્યોં ગઈ જમુના પાની?

દેખત હી મન મોહ લિયો મેરો,
સાંવલ હાથ બિકાની,
સખિ! મૈં ક્યોં ગઈ જમુના પાની?

મેરે મન બસી સાંવરી સૂરત,
લોક કહે બૌરાની,
સખિ! મૈં ક્યોં ગઈ જમુના પાની?

પ્રકટ ભઈ બલિહારી શામકી,
લાગી પીતન છાની,
સખિ! મૈં ક્યોં ગઈ જમુના પાની?

અજ્ઞાત



## ૨૮૫. ખમ્મા! નન્દજીના લાલ!

ખમ્મા! મારા નન્દજીના લાલ! મોરલી ક્યાં રે વજાડી?

હું રે સુતીતી મારા શયન ભવનમાં,
સાંભળ્યો મેં મોરલીનો સાદ;
મોરલી ક્યાં રે વજાડી? ખમ્મા!૦

ભર રે નીંદરમાંથી ઝબકીને જાગી,
ભૂલી ગઈ હું તો ભાન સાન,
મોરલી ક્યાં રે વજાડી? ખમ્મા!૦

પાણીડાંની મશે જીવન જોવાને હાલી,
દીઠા મેં નન્દજીના લાલ,
મોરલી ક્યાં રે વજાડી? ખમ્મા!૦

દોણું લઈને ગૌ દોહવાને બેઠી,
નેતરાં લીધાં હાથ,
મોરલી ક્યાં રે વજાડી? ખમ્મા!૦

વાછરું વરાહે મેં તો છોકરાંને બાંધ્યાં,
નેતરાં લઈને હાથ,
મોરલી ક્યાં રે વજાડી? ખમ્મા!૦

લોકગીત



## ૨૮૬. ઝૂલડી ક્યાં વિસારી?*

ગાયો ચારીને ગોવિંદ ઘેર આવ્યાને
વારણાં લઉં વારી વારી,
હો! વારણાં લઉં વારી વારી.

*સરખાવો કવિભાલણની 'ઝૂલડી' ના બે કાવ્ય સાથે—પૃ. ૨૬૪ અને ૨૬૫.

આંગણિયે આવી, કા'ન ઉઘાડો દીઠો,
        પેલી ઝૂલડી ક્યાં રે વિસારી?
ઓ નન્દના નાનડિયા રે!
        ખમ્મા! મારા મનના મોહનજી રે!
ખમ્મા! મારા તનના ત્રિકમજી રે!
        ખમ્મા! રાય રણછોડ રંગીલા રે!
ઓ નન્દલાલ! ઝૂલડી ક્યાં રે વિસારી રે? ગાયો૦

રુવે રુવેને કાન આડો ફરે ને
        એને લાવી બેસાડો સામે ઓટે,
ઝૂલડીને કાજે મોહનજી તો મંદિરિયામાં લોટે
ઓ નન્દલાલ! ઝૂલડી ક્યાં રે વિસારી? ગાયો૦

સાવરે સોનાનો સોયો મંગાવું ને રૂપલા કેરા ધાગા,
ખંતીલો દરજી સીવવાને બેઠો, મારા કાનકુંવરજીના વાઘા;
        એ ઈ! કાનકુંવરજીના વાઘા.

ઓ નન્દના નાનડિયા રે!
        ખમ્મા! મારા મનના મોહનજી રે!
ઓ નન્દલાલ! ઝૂલડી ક્યાં રે વિસારી? ગાયો૦

રૂપિયા તે ગજનો રેજો મંગાવું,
ને તેની શીવડાવું, કા'ન! ટોપી;
છાનો રહે ને, મારા કા'નકુંવર!
તને પરણાવું ગોકુળની ગોપી;
ઓ નન્દના નાનડિયા રે!
ખમ્મા! મારા મનના મોહનજી રે!
ઓ નન્દલાલ! ઝૂલડી ક્યાં રે વિસારી? ગાયો૦

લોકગીત



## ૨૮૭. એલા નન્દના ગોવાળી!

મારા પ્રભુજીને પાંચસેં પાંકડાં,
નવસેં ધેનુ દૂઝે, એલા નન્દના ગોવાળી!
શેમાં દોશું ને શેમાં વલોવશું?
શેમાં છાશું કરશું? એલા નન્દના ગોવાળી!

સાત સમદરની ગોળી રે કીધી,
માંકડી કીધી ચંદનની, એલા નન્દના ગોવાળી!
નવકુળ નાગનાં નેતરાં રે કીધાં,
મેરૂ કીધો રવૈયો, એલા નન્દના ગોવાળી!

હું રે નાનકડી, વલોણું ભારે,
એકલડી કેમ તાણું? એલા નન્દના ગોવાળી!
સાસુ તે મારી ગામ સધાવ્યાં,
નણદલી રિસાણાં, એલા નન્દના ગોવાળી!

માતા જશોદા! કાનુડાને મેલો,
મહીડાં વલોવાં મારાં, એલા નન્દના ગોવાળી!
મારે તે કાન, ગોપી! બાળોને ભોળો,
મહીડાંની વાતશું જાણે? એલા નન્દના ગોવાળી!

એક કોર કાનજી કાળા વલોવે,
એક કોર રાધાજી ગોરાં, એલા નન્દના ગોવાળી!
હળવે હળવે નેતરાં તાણો, કાનાજી!
નંદવાશે મારી ગોળી, એલા નન્દના ગોવાળી!

નંદવાશે ગોળી, મારી ચોળી છંટાશે,
નવરંગ ચૂંદડી ભીંજાશે, એલા નન્દના ગોવાળી!
એટલું કીધું ને કાન રિસાઈ ચાલ્યા,
જઈ વનરાવન વસ્યા, એલા નન્દના ગોવાળી!

ચાલો, દેરાણી! ચાલો, જેઠાણી!
કાનને મનાવાને જઈએ, એલા નન્દના ગોવાળી!

લોકગીત



## ૨૮૮. મહીમંથન

નંદજીને ઘેરે નવલખ દૂઝે,
વલોણાંની વેણ્યું વાજે રે લોલ.

માતા જશોદા! તમારા કાનને,
મહીડાં વલોવવા મેલો રે લોલ.
અમારા કાન તો પારણીએ પોઢ્યા,
મહીડાંની વાત શું જાણે? રે લોલ.

સાતે સમદરીઆની ગોળી રે કીધી,
મેરૂનો કીધો રવૈયો રે લોલ.
નવકુળ નાગનાં નેતરાં રે કીધાં,
માંકડી કીધી ચંદરની રે લોલ.

એક કોર કાળો કાનજી ઘુમાવે,
એક કોર રાધા ગોરી રે લોલ.
હાથે છે કાંકણી ને વેઢ ઝબૂકે વાલો
લટકે નેતરાં તાણે રે લોલ.

હળવા હળવા તાણો, છબીલા!
નંદવાશે મહીડાંની ગોળી રે લોલ.
નંદવાશે ગોળી ને ઊડશે છાંટા,
નવરંગ ચૂંદડી ભીંજાશે રે લોલ.

એટલું કીધું ને કાન રિસાઈ ચાલ્યા,
જઈ વનરાવન વસિયા રે લોલ.
સોળસેં ગોપીયું ટોળે વળીને,
કાનને મનાવા ચાલી રે લોલ.

કાન રે! કાન! મારા ભરવાડું ભાણેજ!
આવડલી મત કોણે દીધી? રે લોલ.
મનની કીધી ને કાન મંદર પધાર્યા,
ગોપીયું મહાસુખ પામી રે લોલ.*

લોકગીત



*સરખાવો—'ઓલા નન્દના ગોવાળી!' સાથે પૃ. ૨૯૬.

## ૨૮૯. રાધા હરિ રમે

અમ્માસે હરિ ઓપી ગોપી શામળિયો સરદાર,
અરજણ ઓપી હો! ને રાધા હરિ રમે.

પડવે પીતાંબર ઓઢણ અંબર ચમર ઢળંતો ચાલે,
ચડી ચાખડીએ હો! ને રાધા હરિ રમે.

બીજ બોળી, કેસર ઘોળી, અંગે ચરણા ચોળી,
રાજ બિરાજે હો! ને રાધા હરિ રમે.

ત્રીજે તાલ પખાજ ધડૂકે કને કને કરતાળ,
ઘૂઘરા ઘમકે હો! ને રાધા હરિ રમે.

ચોથે ચકમક દાણ મોરલી શી શી ને શરણાયું,
ઝાંઝર ઝમકે હો! ને રાધા હરિ રમે.

પાંચમે મોતી, હૈડે જોતી, સાંચી ને સાંચવતી,
હાથે પગે હીરા હો! ને રાધા હરિ રમે.

છઠે શેર સિદૂરનો સેંથો, રજે સજેથી ભરિયો,
હાથ અરીસો હો! ને રાધા હરિ રમે.

સાતમે સાયર ઊમટયા ને મચ્છે ધર્યો અવતાર
ગોકુળ ગઢમાં હો! ને રાધા હરિ રમે.

આઠમે કાનડ અવતર્યા ને પ્રથમીના ઓધાર,
કુળ અજવાળાં હો! ને રાધા હરિ રમે.

# ૨૯૩. આણાં મોકલને, મોરાર!

કારતકે કૃષ્ણ સિધાવિયા, રાણી રૂખમણી સજે શણગાર,
કોઈ કહે કૃષ્ણજી આવિયા, એને આલું નવસર હાર:
કે આણાં મોકલને મોરાર!

માગશરે મેલી ગયા ને, પ્રભુ! મેલ્યાં માસ છ માસ,
સૈયર! સંદેશા દઈ ગયા, બેની! એકલડી દિન-રાત:
કે આણાં મોકલને મોરાર!

પોષ મહિનાની પ્રીતડી ને પ્રભુ પ્રીતે ચાલ્યા,
નવી નારી સાથે મન મોયાં, પ્રભુ! અમશું સરિયાં કાજ?
કે આણાં મોકલને મોરાર!

માહ મહિનાનાં માયરાં ને પરણે જાદવરાય,
એક ન આવ્યા અણોસરી, મારા સૂના દિવસ કેમ જાય:
કે આણાં મોકલને મોરાર!

ફાગણ ફૂલ્યો ફૂલડે ને ફૂલ્યાં કેસૂનાં ઝાડ,
અબીલ ગુલાલને છાંટણે રમે ગોપી ને ગોવાળ:
કે આણાં મોકલને મોરાર!

ચૈતરે ચંપો મોરિયો ને મોર્યાં દાડમ-દ્રાક્ષ,
કોયલડી ટૌકા કરે બેઠી આંબાની ડાળ:
કે આણાં મોકલને, મોરાર!

વૈશાખે વન વેડિયાં ને વેડી આંબા-સાખ,
રસે ભરેલો વાટકો, મને કોણ કે'શે તું ચાખ?
કે આણાં મોકલને, મોરાર!

જેઠ મહિનાના તાપ ઘણા ને ઘરમાં નવ રહેવાય,
હાથનો ગૂંથેલો વીંજણો, હું કોને ઢોળું વાય?
કે આણાં મોકલને, મોરાર!

આષાઢે ઘમઘોરીયાં ને વાદળ ગાજે ઘોર,
બપૈયા 'પિયુ! પિયુ!' કરે ને મધુરા બોલે મોર:
કે આણાં મોકલને, મોરાર!

શ્રાવણ વરસે સરવડે ને નદીએ બોળાં નીર,
આંસુડે ભીંજાય મારી ચૂંદડી, નવ આવ્યા નણદીના વીર:
કે આણાં મોકલને મોરાર!

ભાદરવો ભલે ગાજીયો ને ગાજ્યા વરસે મેહ,
હું રે ભીંજાઉં ઘર આંગણે, મારા પ્રભુ ભીંજાય પરદેશ:
કે આણાં મોકલને મોરાર!

આસોનાં અજવાળિયાં ને ગોપીયું ગરબા ગાય,
વેલો વળજે, વિઠ્ઠલા! તારી ગોરી ધાન ન ખાય:
કે આણાં મોકલને મોરાર!

આણાં - આણાં શું કરો? ગોરી આણાં જેવડાં થાવ,
આણાંનો નથી ઓરતો, મારે નગર જોયાની ખાંત;
કે આણાં મોકલને મોરાર!

સરખી તે સૈયરે કહાવિયું, બેની! વેલ્ય છૂટી વડ હેઠ,
આણે આવ્યા ત્રણ જણા, મારો સસરો દેર ને જેઠ:
કે આણાં આવ્યાં રે મોરાર!

સસરાને પીરસી લાપસી ને જેઠને છૂટી સેવ,
દેરને પીરસિયાં શીરા-પૂરી, મારી જમી સાસરવેલ:
કે આણાં આવ્યાં રે મોરાર!*

લોકગીત



## ૨૯૪. ઉમા-મહેશ્વર

પિત્તળ ને લોટા રે, ઉમિયા! જળે ભર્યા રે લોલ,
દાતણ કરશે પાર્વતીનો કંથ;
ગરબો રે ગાઈએ ઉમા-મહાદેવનો રે લોલ.

ત્રાંબા તે કૂંડીઓ રે, ઉમિયા! જળે ભરી રે લોલ,
નાવણ કરશે પાર્વતીનો કંથ: ગરબો૦

ચીનાઈ ને પ્યાલા રે, ઉમિયા! તેલે ભર્યા રે લોલ,
મરદન કરશે પાર્વતીનો કંથ: ગરબો૦

રાંધી ને રસોઈઓ રે, ઉમિયા! થાળે ભરી રે લોલ,
ભોજન કરશે પાર્વતીનો કંથ: ગરબો૦

પાન ને સોપારી રે, ઉમિયા! એળચી રે લોલ,
મુખવાસ કરશે પાર્વતીનો કંથ: ગરબો૦

ઢાળ્યા રે ઢોલિયા રે, ઉમિયા! મશરૂ ગાદલાં રે લોલ,
પોઢણ કરશે પાર્વતીનો કંથ: ગરબો૦

લોકગીત



*સરખાવો થોભણદાસના 'રાધાજીના મહિના' સાથે પૃ. ૨૧૬.

## ૨૯૫. મારો ગરબો

મારો ગરબો રે રમે રાજ ને દરબાર,
રમતો ભમતો રે ગયો છે કુંભારીને બાર,
અલી કુંભારીની નાર!
તું તો સૂતી હોય તો જાગ,
મારે ગરબે રે રૂડાં કોડિયાં મેલાવ.

મારો ગરબો રે રમે રાજ ને દરબાર,
રમતો ભમતો રે ગયો છે સોનીડાને બાર,
અલી સોનીડાની નાર!
તું તો સૂતી હોય તો જાગ,
મારે ગરબે રે રૂડાં જાળિયાં મેલાવ.

મારો ગરબો રે રમે રાજને દરબાર,
રમતો ભમતો રે ગયો છે ઘાંચીડાને બાર,
અલી ઘાંચીડાની નાર!
તું તો સૂતી હોય તો જાગ,
મારે ગરબે રે રૂડાં દીવેલ પૂરાવ.

લોકગીત



## ૨૯૬. ગરબે રમવા આવો

રાધાજીનાં ઊંચા મંદિર, નીચા મો'લ,
ઝરૂખડે દીવા બળે રે લોલ.

રાધાગોરી! ગરબે રમવા આવો,
સાહેલી સહુ ટોળે વળે રે લોલ. રાધાજીનાં૦

ત્યાં છે મારા રૂપસંગભાઈની ગોરી,
મુખડેલે અમી ઝરે રે લોલ. રાધાજીનાં૦

ત્યાં છે મારા માનસંગભાઈની ગોરી,
હાથડીએ હીરા જડ્યા રે લોલ. રાધાજીનાં૦

ત્યાં છે મારા ભાવસંગભાઈની ગોરી,
પગડીએ પદમ જડ્યાં રે લોલ. રાધાજીનાં૦

લોકગીત



## ૨૯૭. ઓળખ્યો

વેલ્યું છૂટીયું રે, વીરા! વાડીના વડ હેઠ,
ધોળીડા બાંધ્યા રે વડને વાંકીએ.
ચાર-પાંચ સૈયરૂં રે, વીરા! પાણીડાંની હાર,
વચલી પાણીઆર્યે વીરને ઓળખ્યો.

ઓળખ્યો-ઓળખ્યો રે માની આંખ્યુંની અણસાર,
બાપની બોલાશે વીરને ઓળખ્યો.
વીરા! ચાલો રે દખણી બેનીને ઘેર,
ઉતારા દેશું ઊંચા ઓરડા.

વેલ્યું છોડજો રે લીલા લીંબડા હેઠ,
ઘોળીડા બાંધજો રે વચલે ઓરડે.
નીરીશ-નીરીશ રે, વીરા! નીલી નાગરવેલ્ય,
ઉપર નીરીશ રાતી શેરડી.

રાંધીશ-રાંધીશ રે, વીરા! કમોદનો કૂર,
પાશેર રાંધીશ કાજુ ખીચડી.
પાપડ શેકીશ રે, વીરા! પૂનમ કેરો ચંદ,
ઉપર આદું ને ગરમર આથણાં.

જમશે-જમશે રે મારો માડી જાયો વીર,
ભેળી રે બેસશે એક જ બેનડી.
ઊંચી મેડી રે, વીરા! ઉગમણે દરબાર,
નીયાં રે ઢળાવું તારા ઢોલીઆ.

પોઢશે-પોઢશે રે મારો માડી જાયો વીર,
પાસે બેસશે રે એક જ બેનડી.
કરજે-કરજે રે, બેની! સખદખની વાત,
ઘેરે જાશું તો માતા પૂછશે.

ખાવી-ખાવી રે વીરા! ખોરૂડી જાર,
સૂવું રે, માડીના જાયા! સાથરે.
બાર-બાર વરસે રે, વીરા! માથડીયાં ઓળ્યાં,
તેર વરસે રે તેલ નાંખીયાં.

## ૨૯૬. ગરબે રમવા આવો

રાધાજીનાં ઊંચાં મંદિર, નીચા મો'લ,
ઝરૂખડે દીવા બળે રે લોલ.

રાધાગોરી! ગરબે રમવા આવો,
સાહેલી સહુ ટોળે વળે રે લોલ. રાધાજીનાં૦

ત્યાં છે મારા રૂપસંગભાઈની ગોરી,
મુખડલે અમી ઝરે રે લોલ. રાધાજીનાં૦

ત્યાં છે મારા માનસંગભાઈની ગોરી,
હાથડીએ હીરા જડયા રે લોલ. રાધાજીનાં૦

ત્યાં છે મારા ભાવસંગભાઈની ગોરી,
પગડીએ પદમ જડયાં રે લોલ. રાધાજીનાં૦

લોકગીત



## ૨૯૭. ઓળખ્યો

વેલ્યું છૂટીયું રે, વીરા! વાડીના વડ હેઠ,
ધોળીડા બાંધ્યા રે વડને વાંકીએ.
ચાર-પાંચ સૈયરું રે, વીરા! પાણીડાંની હાર,
વચલી પાણીઆર્યે વીરને ઓળખ્યો.

ઓળખ્યો-ઓળખ્યો રે માની આંખ્યુંની અણસાર,
બાપની બોલાશે વીરને ઓળખ્યો.
વીરા! ચાલો રે દખણી બેનીને ઘેર,
ઉતારા દેશું ઊંચા ઓરડા.

વેલ્યું છોડજો રે લીલા લીંબડા હેઠ,
ઘોળીડા બાંધજો રે વચલે ઓરડે.
નીરીશ-નીરીશ રે, વીરા! નીલી નાગરવેલ્ય,
ઉપર નીરીશ રાતી શેરડી.

રાંધીશ-રાંધીશ રે, વીરા! કમોદુનો કૂર,
પાશેર રાંધીશ કાજુ ખીચડી.
પાપડ શેકીશ રે, વીરા! પૂનમ કેરો ચંદ,
ઉપર આદું ને ગરમર આથણાં.

જમશે-જમશે રે મારો માડી જાયો વીર,
ભેળી રે બેસશે એક જ બેનડી.
ઊંચી મેડી રે, વીરા! ઉગમણે દરબાર,
નીચાં રે ઢળાવું તારા ઢોલીઆ.

પોઢશે-પોઢશે રે મારો માડી જાયો વીર,
પાસે બેસશે રે એક જ બેનડી.
કરજે-કરજે રે, બેની! સખદખની વાત,
ઘેરે જાશું તો માતા પૂછશે.

ખાવી-ખાવી રે વીરા! ખોરૂડી જાર,
સૂવું રે, માડીના જાયા! સાથરે.
બાર-બાર વરસે રે, વીરા! માથડીયાં ઓળ્યાં,
તેર વરસે રે તેલ નાંખીયાં.

મેલો-મેલો રે; બેની! તમારલા દેશ,
મેલો રે તમારા, બેની! સાસરાં.
વીરા! વીરા! રે બેની માસ છ માસ,
આખર જાવું રે બેનને સાસરે.

ભરવાં-ભરવાં રે, વીરા! ભાદરૂંનાં પાણી,
ભાદરની રેલે બેની તણાઈ ગયાં.
આને કાંઠે રે વીરો રહ રહ રૂવે,
ઓલ્યે કાંઠે રૂવે એની માવડી.

લોકગીત



## ૨૯૮. ઝૂલણ મોરલી

ઝૂલણ મોરલી વાગી રે, રાજના કુંવર!
હાલોને જોવા જાયેં રે,
મોરલી વાગી રે: રાજના કુંવર! ઝૂલણ૦

ચડવા તે ઘોડો હંસલો રે, રાજના કુંવર!
પાતળિયાં પલાણ રે,
મોરલી વાગી રે: રાજના કુંવર! ઝૂલણ૦

બાંયે બાજૂબંધ બેરખા રે, રાજના કુંવર!
દસે આંગળીએ વેઢ રે,
મોરલી વાગી રે: રાજના કુંવર! ઝૂલણ૦

માથે મેવાડાં મોળિયાં રે, રાજાના કુંવર!
કિનખાબી સુરવાળ રે,
મોરલી વાગી રે: રાજાના કુંવર! ઝૂલણ૦

પગે રાઠોડી મોજડી રે, રાજાના કુંવર!
ચાલે ચટકતી ચાલ્ય રે,
મોરલી વાગી રે: રાજાના કુંવર! ઝૂલણ૦

લોકગીત



## ૨૯૯. રંગમાં રોળ્યાં

સોના વાટકડી રે કેસર ઘોળ્યાં, વાલમીઆ!
લીલો છે રંગનો છોડ, રંગમાં રોળ્યાં, વાલમીઆ!

પગ પરમાણે રે કડલાં સોઈ, વાલમીઆ!
કાંબીયુંની બબ્બે જોડય, રંગમાં રોળ્યાં, વાલમીઆ!

હાથ પરમાણે રે ચૂડલો સોઈ, વાલમીઆ!
ગૂજરીની બબ્બે જોડય, રંગમાં રોળ્યાં, વાલમીઆ!

ડોક પરમાણે રે દાણીયું સોઈ, વાલમીઆ!
તૂળસીની બબ્બે જોડય, રંગમાં રોળ્યાં, વાલમીઆ!

નાક પરમાણે રે નથડી સોઈ, વાલમીઆ!
ટીલડીની બબ્બે જોડય, રંગમાં રોળ્યાં, વાલમીઆ!

કાન પરમાણે રે ઠોળીયાં સોઈ, વાલમીઆ!
વેળીયાંની બબ્બે જોડ્ય, રંગમાં રોળ્યાં, વાલમીઆ!

કેડ પરમાણે રે ઘાઘરો સોઈ, વાલમીઆ!
ઓઢણીની બબ્બે જોડ્ય, રંગમાં રોળ્યાં, વાલમીઆ!

લોકગીત



## ૩૦૦. રિસામણાં

આવી રૂડી અંજવાળી રાત,
રાતે તે રમવા સાંચર્યાં રે, માણારાજ!
રમ્યાં રમ્યાં પો'ર બે પો'ર,
સાયબોજી તેડાં મોકલે રે, માણારાજ!

ઘેરે આવો ઘરડાની નાર,
અમારે જાવું ચાકરી રે, માણારાજ!
આવો રૂડો સૈયરૂંનો સાથ,
મેલીને, સાયબા! નહિ આવું રે, માણારાજ!

સાયબાજીને ચડીયલ રીસ,
ઘોડે પલાણ નાંખીયાં રે, માણારાજ!
રોઝી ઘોડી પીતળીઆં પલાણ,
અલબેલો ચાલ્યા ચાકરી રે, માણારાજ!

ઘોડી ઝાલી ઘોડિલાની વાગ,
અબોલે જાવા ને દઈએ રે, માણારાજ!
મેલો મેલો ઘોડિલાની વાગ,
લશ્કર પૂગ્યું વાઢીએ રે, માણારાજ!

મારે, સાયબા! ચૂંદડી ની હોંશ,
 ચૂંદડી મોંઘાં મૂલની રે, માણારાજ!
રીઓ રીઓ આજૂની રાત,
 ચૂંદડી તમે મૂલવો રે, માણારાજ!

મેલો મેલો ઘોડિલાની વાગ,
 લશ્કર પૂગ્યું સીમડીએ રે, માણારાજ!
ઘરે નથી નણદી કે સાસુ,
 કોની રે સાથે બોલશું રે? માણારાજ!

તમારે છે સૈયરૂંનો સાથ,
 એની રે સાથે બોલજો રે, માણારાજ!
પડી પડી દલડાંમાં ભ્રાંત,
 અબોલા ઓ ભવ ભાંગશે રે! માણારાજ!

લોકગીત



## ૩૦૧, નૈ જાવા દઉં ચાકરી રે

આભમાં ઝીણી ઝબૂકે વીજળી રે,
 કે ઝીણા ઝરમર વરસે મેઘ,
 ગુલાબી! કેમ કરી જશો ચાકરી રે? આભમાં૦

ભીંજાય હાથી ને ભીંજાય ઘોડલા રે,
 કે ભીંજાય હાથીનો બેસતલ સૂબો:
 ગુલાબી! કેમ કરી જશો ચાકરી રે? આભમાં૦

ભીંજાય મેડી ને ભીંજાય માળિયાં રે,
કે ભીંજાય મેડીની બેસતલ રાણી:
ગુલાબી! કેમ કરી જાશો ચાકરી રે? આભમાં૦

તમને વા'લી દરબારી ચાકરી રે,
કે અમને વા'લો તમારો જીવ:
ગુલાબી! નૈ જાવા દઉં ચાકરી રે! આભમાં૦

લોકગીત



## ૩૦૨. કુંજલડી રે!

કુંજલડી રે! સંદેશો અમારો,
જઈ વાલમને કે'જો જી રે: કુંજલડી રે!૦

માણસ હોય તો મખોમખ બોલે,
લખો અમારી પાંખડલી જી રે: કુંજલડી રે!૦

સામા કાંઠાનાં અમે પંખીડાં,
ઊડી ઊડી આ કાંઠે આવ્યાં જી રે: કુંજલડી રે!૦

કુંજલડીને વા'લો મીઠો મેરામણ,
મોરને વા'લું ચોમાસું જી રે: કુંજલડી રે!૦

રામ લક્ષમણને સીતાજી વા'લા,
ગોપીયુંને વા'લો કાનુડો જી રે: કુંજલડી રે!૦

પ્રીતિ કાંઠાનાં અમે રે પંખીડાં,
પ્રીતમ સાગર વિના સૂનાં જી રે: કુંજલડી રે!૦



લોકગીત

# ૩૦૩. તુલસીના વિવાહ

સોના સીંગલડી ને ગંગાની ગરણી,
તેમાં તુલસી વન રોપાવો હો રામ!
પાણી રે ગ્યાં'તાં રામની વાડી.

સરખી સાહેલી પાણી રે ગ્યાં'તાં,
સૈયર મેણાં બોલ્યાં હો રામ!
પાણી રે ગ્યાં'તાં રામની વાડી.

અમે રે પરણ્યાં ને તુળસી કુંવારાં,
એવાં સૈયર મેણાં બોલી હો રામ!
પાણી રે ગ્યાં'તાં રામની વાડી.

ઘેર આવી તુળસી ઢોલીઆ ઢાળે,
ઢોલીએ ચડી તુળસી પોઢયાં હો રામ!
પાણી રે ગ્યાં'તાં રામની વાડી.

કે રસ ધીડી! માથડાં દુ:ખે?
કે રસ આવ્યા તાવ? હો રામ!
પાણી રે ગ્યાં'તાં રામની વાડી.

નથી રે, દાદા! માથડાં દુખ્યાં,
નથી રે આવ્યા તાવ હો રામ!
પાણી રે ગ્યાં'તાં રામની વાડી.

સરખી સાહેલી જળ ભરવાં ગ્યાં'તાં,
સૈયર મેણાં બોલી હો રામ!
પાણી રે ગ્યાં'તાં રામની વાડી.

કો' તો તમને, તુળસી! સૂરજ પરણાવું?
ચંદર વરનાં માગાં હો રામ!
પાણી રે ગ્યાં'તાં રામની વાડી.

સૂરજનાં, દાદા! તેજ ઘણેરાં,
ચંદર રાતે ખંડન હો રામ!
પાણી રે ગ્યાં'તાં રામની વાડી.

ક્યો'તો તમને, તુળસી! શંકર પરણાવું?
હનુમાન વરનાં માગાં હો રામ!
પાણી રે ગ્યાં'તાં રામની વાડી.

શંકરની, દાદા! જટા મોટેરી,
હનુમાન તેલે ટપકતા હો રામ!
પાણી રે ગ્યાં'તાં રામની વાડી.

કો'તો તમને, તુળસી! ગણેશ પરણાવું?
ઠાકોર વરનાં માગાં હો રામ!
પાણી રે ગ્યાં'તાં રામની વાડી.

ગણપતિની, દાદા! ફાંદ મોટેરી,
ઠાકોર વર પરણાવો હો રામ!
પાણી રે ગ્યાં'તાં રામની વાડી.

પે'ર્યાં પીતાંબર, પે'ર્યા છે વાઘા,
માથે તે મેલ્યા મુગટ હો રામ!
પાણી રે ગ્યાં'તાં રામની વાડી.

લોકગીત



## ૩૦૪. ગામડાંનું નોતરું

વનમાં બોલે રે મોરલા,
આંબે કોયલના ટહુકાર:
ગોઠી! આવો રે ગામડે.

પાદર ઊભા રે પીપળા,
પડખે પ્રભુના પડકાર: ગોઠી!૦

કૂવા કાંઠે રે વાડીયું,
પાણી સિંચે પાણીયાર: ગોઠી!૦

ચોરે ઢાળ્યા રે ઢોલિયા,
બવળી ચોકીને બજાર: ગોઠી!૦

બેઠે ઢાળે રે ઢાળિયા,
ઊંચી ઓસરીયું પડથાર: ગોઠી!૦

ફળિયા ફરતી રે વંડીયું,
ડેલે દુઆણાં બેચાર: ગોઠી!૦

તોરણ બાંધ્યાં રે ટોડલે,
લીંપ્યાં ગુંપ્યાં ઘર ને બાર: ગોઠી!૦

સામી ભીંતિ રે ચાકળા,
છતમાં ચંદરવાની હાર: ગોઠી!૦

મ્હાંકા સોહનજી! હું લાગુ થારે પાય,
મ્હારો જીવડો લહેરે જાય.
ધડબડ ધડબડ, ધડબડ ધડબડ ઘોડો રે દોડાજો,
ઘોડો રે દોડાજો, થે ઘર આજો,
મહોલાતો સોહાજો.

કાંઈ છેલ છબીલો, સુંદર નાગર મ્હારી નજરે દેખાજો;
મુજ મૃગનેનીરી ગરજ કરો તો, મોઘાં મોતી લાજો : મ્હાંકા૦



મારવાડી લોકગીત

## ૩૦૭. કવન રંગના?

કૌન રંગ મુઁગવા? કૌન રંગ મોતિયા? કૌન રંગના?
સિયા દુલહીક* દુલહા કવન રંગના?

લાલ રંગ મુઁગવા, સફેદ રંગ મોતિયા, સાંવર રંગના;
સિયા દુલહીક દુલહા સાંવર રંગના!

કહાઁ સોહે મુઁગવા? કહાઁ સોહે મોતિયા? કહાઁ સોહેના?
સિયા દુલહીક દુલહા કહાઁ સોહે ના?

માઁગ સોહે મોતિયા, મૌર સોહે મુઁગવા, મહલ સોહે ના,
સિયા દુલહીક દુલહા, મહલ સોહે ના!

છિટિ જેહે મોતિયા, બિખરિ જેહે મુઁગવા, રિસાઈ જેહે ના;
સિયા દુલહીક દુલહા, રિસાઈ જેહે ના!

બિન લેબે મોતિયા, બટોર લેબે મુઁગવા, મનાઈ લેબે ના;
સિહા દુલહીક દુલહા, મનાઈ લેબે ના!



અવધી લોકગીત

* હિન્દીમાં 'क' એ 'का' નું હ્રસ્વ રૂપ છે.

# રાસકુંજ ભાગ બીજાની
# અનુક્રમણિકા

# ભાગ પહેલો

## રાસકુંજ ત્રીજી આવૃત્તિની

## અનુક્રમણિકા

## 'રાસકુંજ' ભાગ પહેલા માટે મળેલા કેટલાક અભિપ્રાયોમાંથી

**શ્રી. ન્હાનાલાલ દલપતરામ કવિ—**

"નવરાસસંગ્રહમાં આ 'રાસકુંજ' નો રાસસંગ્રહ સર્વમ્હોટો અને સર્વોત્તમ છે.....બીજો આવો રાસસંગ્રહ છપાતાં વર્ષો વીતશે. આ રાસસંગ્રહ એટલે અનેક કલારસિકોનો સહકાર....ગુર્જરસંગીતની એમની ભક્તિભાવભરી ઉપાસનાનું તો આ સંગ્રહ મૂર્ત સ્વરૂપ છે.....પ્રત્યેક રાસસંગ્રહ પ્રગટે છે એ જાણે ગુર્જરભોમે એક રસવાદળી વરસે છે, અને ગુર્જરજનતાની રસિકતા એથી ઓછીવધતીયે પાંગરે છે. આ રાસસંગ્રહ પણ એક ભરી—ભરી રસવાદળી છે, ને ગુજરાતની રસિકતાને પાંગરાવશે."

**શ્રી. નરસિંહરાવ ભોળાનાથ—**

".....ગીતોની પસંદગી પણ, તે તે ગીતોની ગેયતાની દ્રષ્ટિયે, સુરુચિથી કરેલી જણાય છે. આ સંગ્રહની યોજના સ્વતંત્ર અને રસ ઉત્પન્ન કરે હેવી છે."

**શ્રી. બળવંતરાય ક. ઠાકોર—**

"સૌ. શાન્તિબહેન બરફીવાળાએ જે જાતની કવિતાઓ સંગ્રહી છે તે એ જાતમાંની ઉત્તમ કવિતાઓ: ભાગ્યે કોઈ એ જાતની ખરેખર સારી કવિતા રહી ગઈ હોય એટલો મ્હોટો સંગ્રહ એમણે કર્યો છે."

**શ્રી. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ—**

"રાસકુંજમાં તમે પ્રશંસાપાત્ર શ્રમ લેઈને રાસની આકર્ષક વરણી કરી છે. વળી એમાં રાસ અને ગરબીનો તેમજ ગરબી અને રાગોનો ઝીણવટથી વિવેક પણ કરવામાં આવ્યો છે. રાસકુંજ તેની વિવિધતાથી સ્ત્રી તથા પુરૂષને, વિદ્વાન તથા સામાન્ય વાચકને રુચિકર થશે."

**શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી—**

"રાસકુંજમાંના રાસ પસંદ કરવામાં તમે એક જ દ્રષ્ટિબિન્દુ રાખ્યું છે, તે એજ કે આપણા સાહિત્યની ઉત્તમોત્તમ કૃતિઓ જ પસંદ કરવી અને તેમ કરવામાં તમે સફળતા સંપૂર્ણ રીતે મેળવી છે."

**શ્રી. અરદેશર ફ. ખબરદાર—**

"રાસકુંજનાં બન્ને પુસ્તકો ગુજરાતના રાસસંગ્રહોમાં નોખી ભાત પાડે છે. ચૂંટણી પણ રસભરી છે. પ્રયાસ બહુ સ્તુતિપાત્ર છે."

**શ્રી. ઝવેરચન્દ મેઘાણી—**

"અર્વાચીન રાસ—યુગના પ્રતિનિધિ સંગ્રહ તરીકે આ સંગ્રહનું સ્થાન ઊંચું લેખાશે. એની વીણણીમાં વિવેક અને પરિશ્રમ બન્નેનું દર્શન થાય છે."

**શ્રી. રામનારાયણ વિ. પાઠક—**

"'રાસકુંજ' ની ત્રીજી આવૃત્તિ હું જોઈ ગયો. આગલી આવૃત્તિઓ કરતાં તેને વધારે વ્યાપક બનાવી છે, અને તેથી જૂના કવિઓનાં ગીતોને વધારે સ્થાન મળ્યું છે, અને અર્વાચીન યુગના દરેક પેઢીના કવિને સ્થાન મળ્યું છે. આ સંગ્રહ એ રીતે આ પ્રકારનાં કાવ્ય—ગીતોનો સારો પ્રતિનિધિ બન્યો છે. તેમાં પ્રાચીનઅર્વાચીન બન્નેને સ્થાન આપવાની દ્રષ્ટિ ઉપરાંત, વસ્તુવૈવિધ્ય, ભાવવૈવિધ્ય, અને ઢાળવૈવિધ્ય ઉપર પૂરતું ધ્યાન આપવામાં આવેલું છે. પસંદગીની વ્યાપકતાને લીધે અને શ્રી. મંજુલાલ મજમુદારની લાંબી અભ્યાસ-પૂર્ણ પ્રસ્તાવનાને લીધે આ પુસ્તક અભ્યાસને માટે પણ સારી રીતે ઉપયોગી બન્યું છે.

શહેરોમાં અને ગામડાંમાં જ્યાંજ્યાં ગુજરાતીઓ વસે છે ત્યાં ત્યાં બહેનો પ્રસંગે પ્રસંગે અને નવરાત્રમાં ગરબા લે છે. એ રીતે ગુજરાતનું આ સંસ્કારધન સચવાઈ રહે છે, જીવન્ત રહે છે, અને પરપ્રાન્તનાં ભાઈ-બહેનોને પણ તેના આનન્દમાં સહભાગી બનાવે છે. ગુજરાતી બહેનો નવાં ગીતો સાથે આ જૂનાં ગીતો પણ લેશે, તેમના ઉત્સાહથી પ્રેરિત કવિઓ નવાનવા ઢાળો યોજશે તેમ

જૂના ઢાળોને પણ કાવ્યોમાં યોજશે એમ આશા રાખું છું. એ બધાંમાં આ સંગ્રહ એક મૂલ્યવાન સાધન બનશે.

**શ્રી. મનસુખલાલ ઝવેરી—**

" 'રાસકુંજ' પહેલી વાર બહાર પડયું ત્યારથી જ એ પ્રકારના રાસ સંગ્રહોમાં એણે વિશિષ્ટ સ્થાન મેળવી લીધું છે. એનું એક કારણ મને એ લાગે છે કે રાસની પસંદગી કરતી વેળા સંપાદિકાની દૃષ્ટિ જેટલી એના ગેયત્વ પર રહેતી હોય છે તેટલી જ એના કાવ્યત્વ પર પણ રહી હોય છે. આ ઉપરાંત, પુનર્મુદ્રણ સમયે એમાં યથોચિત ફેરફાર કરીને સંપાદનને બની શકે તેટલું અદ્યતન બનાવવાની કાળજી પણ સૌ. શાન્તિબહેન રાખતાં હોય છે. એને પરિણામે, "રાસકુંજ" રસવિવેક પૂર્વક થયેલા ગેય કાવ્યોના સંગ્રહની કોટિએ પહોંચે છે.

આ બધા ગુણોને લીધે, આ ત્રીજી આવૃત્તિ પણ વિવિધ રસ અને રુચિવાળાં રાસપ્રેમીઓને પ્રિય થશે એમાં શંકા નથી."

**શ્રી. જનાર્દન પ્રભાસ્કર—**

"અત્યાર સુધીમાં પ્રકટ થયેલ તમામ રાસસંગ્રહોમાં 'રાસકુંજ' સિંહાસન દીપાવે એવો છે."

**શ્રી. દેશળજી પરમાર—**

" 'રાસકુંજ' ના સુઘડ ને સુંદર રૂપરંગે મારી પાંગળી નજરને ભરી દીધી. પહેલી આવૃત્તિથી જ આ પ્રકાશને એના અનેકવિધ વૈવિધ્યથી ગુજરાતના રાસધનનું પ્રતિનિધિત્વ મેળવી લીધું છે. તે હવે ત્રીજી આવૃત્તિએ સુરૂચિપૂર્ણ સંપાદનને લીધે 'અદ્યતન' બન્યું છે. રાસરસિલી ગુજરાતણો તેને સવિશેષ સત્કારશે એમાં શંકા નથી. પોસાય એવી કિંમતનું આ એક અમોલું ભેટ પુસ્તક છે."

**શ્રી. મુનિકુમાર મ. ભટ્ટ—**

"રાસ સાહિત્યના વિકાસના ઈતિહાસનો કોઈને તલસ્પર્શી અભ્યાસ કરવો હોય તો આ એક જ પુસ્તક અનેકની ગરજ સારે તેવું બને એટલું બધું

પ્રતિનિધિત્વ તેમાં ભરેલું છે. પ્રાચીન તેમજ નવીન અને નવીનમાં યે વિધવિધ એવા ગેયતા લક્ષી અને કવિત્વ લક્ષી 'રાસો' તેમાં નજરે પડે છે."

**શ્રી. જ્યોત્સ્નાબહેન શુકલ—**

"સામટા રાસસાહિત્યનું દોહન કરીને તેમાંથી ચૂંટી કાઢેલા સુન્દર રાસોનો સંગ્રહ તે આ 'રાસકુંજ'.....આવો સામટો રાસસંગ્રહ અત્યાર સુધી બીજો કોઈ પ્રગટ થયો હોય એવું જાણ્યામાં નથી."

**શ્રી. કેશવ હ. શેઠ—**

"આજ સુધી પ્રસિદ્ધ થએલ રાસસંગ્રહોમાં એ અજોડ છે એમ જણાવતાં અતિ આનન્દ પામું છું."

**શ્રી. રામમોહનરાય જસવંતરાય—**

"રાસકુંજનો સંગ્રહ—આજ સુધીમાં તે દિશામાં થયેલ સર્વ કરતાં-મ્હોટો, વ્યાપક અને વિશિષ્ટ છે એમાં શક નથી. રાસની પસંદગી તથા ગોઠવણીની પદ્ધતિ પ્રશંસાપાત્ર છે.....ઉપરાંત વળી સફાઈદાર છાપકામ, સારા કાગળ અને પ્રમાણમાં ઘણી ઓછી કિમ્મત.....એટલું નક્કી છે કે ત્હમારા આ સત્પ્રયાસની સફળતા થઈ છે, એવી ખાત્રીથી થતો પ્રમાણિક આત્મસંતોષ ત્હમને જરૂર આનંદ આપશે."

**શ્રી. લલિતજી—**

"રાસકુંજમાંથી રસજીવનની ઉજ્જવળતાભરી ભાવનાઓ, ગીતલહરી-ભર્યા ભાવો, ગુજરીનાં ગર્જન, સ્વરરચના વગેરે અનેકવિધ સામગ્રીને લીધે આનન્દતૃપ્તિ મળશે."

**શ્રી. મંજુલાલ ર. મજમુદાર—**

"અર્વાચીન યુગના રાસસંગ્રહોમાં સૌથી વધારે પદ્ધતિસર અને બને તેટલો સર્વગ્રાહી બનાવવા પરિશ્રમ લેવાયેલો એવો આ એકલો જ સંગ્રહ છે."

શ્રી. ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ—

"આપની ચૂંટણી બહોળી છતાં વિવેકભરી અને રસમય થઈ છે."

શ્રી. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા—

"જેટલા જેટલા રાસસંગ્રહો અત્યાર સુધીમાં પ્રગટ થયા છે તેમાં સૌ. શાન્તિબહેનનો આ રાસકુંજ સહુથી વધુ ઉપયોગી, રસિક અને વિવિધતાથી ભરેલો છે......એમાંનો એકેએક રાસ ગુર્જરસુન્દરીના કંઠને, ગજરાતની સંસ્કૃતિને અને નૂતન ગુજરાતના ઘડતરને શોભાવે તેવો છે."

શ્રી. ઉપેન્દ્રાચાર્યજી—

"રાસકુંજ જોતાં તમારી કાવ્યોની રુચિ બહુ ઊંચા પ્રકારની જણાઈ છે..... રાસકુંજનાં વાચનથી અનેકના અંતઃકરણ ઉચ્ચ સાહિત્ય તરફ વળશે..... અનેક અભ્યાસીઓને એ તમારી પ્રવૃત્તિ બહુ રીતે ઉપયોગી અને સહાયક થઈ પડશે એ નિશ્ચય છે."

શ્રી. અમૃતલાલ દાણી—

"આવો પ્રતિનિધિ રાસસંગ્રહ ગુજરાતણોને ચરણે ધર્યો તે જોઈને અત્યંત આનન્દ થાય છે.....આવો રાસક્રમ ગોઠવી આપે રાસલેખનનો ઈતિહાસ મૂર્તસ્વરૂપે ધર્યો છે અને એ રીતે તુલનાત્મક અભ્યાસ માટે સુન્દર અનુકૂળતા કરી આપી છે."

સૌરાષ્ટ્ર—

"જ્યાં જ્યાં સોહાગણ ગુજરાતણ વસતી હોય ત્યાં ત્યાં આ રાસકુંજ હૃદયના સાચા ઉમળકાભર્યો આદર પામશે. સૌ. શાન્તિની રાસની પસંદગી ગમે તેટલા દુરારાધ્ય કલાકારને સંતોષે એવી છે. અઢીસો પાનાંનો આ સંગ્રહ સવા રૂપિયામાં સોંઘો ગણાય."